






भारतीय

# જ્યોતિષ-ચંદ્રોદય

BHARATIYA JYOTISH CHANDRODAYA.

ग्रहैस्तु व्यापितं सर्वं त्रैलोक्यं सचराचरम्

પુસ્તક ૨ જું. | ચૈત્ર માસ ૧૯૭૯ | અંક ૧ લો

VOL. II. | MARCH 1923. | No. 1.


## " અમૃત અભ્યર્થના "—!

—(૦)—

દિવ્ય લોચનિયાં ખોલો !

દયા નિધી ! દિવ્ય લોચનિયાં ખોલો !

આ ભવ રણમાં યાચક તપતો !

યાચન ને ઉરમાં લ્યો ! (દયાનિધી)

મમ અંતરનાં તિમીર ત્યગાવી !

અમી રસ ! તો કંઈ ઢોળો ! (દયાનિધી)

એક વખત ! ફરી એકજ વાર ! પ્રભો !

પેખાડો આત્મિક ઝોલો ! (દયાનિધી)

નેત્રો તરસ્યાં ! દરશન માટે !

દેખુ ! જરા કાંઈ ડોલો ! (દયાનિધી)

મમ ઉરડાંની આગ બુઝાવા !

ઠંડા નિરમાં ઝબોળો ! (દયાનિધી)

કાપી કુબુદ્ધિ ! સુબુદ્ધિ આપો !

ભવ તારક રજ ખોલો ! (દયાનિધી)

દોષ હમારા કરીને નિવારણ !

" રસહીન " ઉરમાં તો લ્યો ! (દયાનિધી)

પાલણપુર
૧૯૭૯ રામનવમી
(હૃદય મન્દિર)

" હૃદયયોગી )
(ગોડાસરકર)

# "नूतनवर्षे"

સાલ મુબારક !!! **इष्टयाचना** સાલ મુબારક !!!

(હરિગીત)

યાચુ તને પ્રેમી પિતા, જગ પાળનારા ઓ ! પ્રભુ !
મુજ હૃદયમાં સદ્બુદ્ધિદે, હર આપદા મ્હારી વિભુ !
મમ ટેકને નીતિ પાળવા, દો શૌર્ય તમને ભાળવા !
મુજ હૃદય તિમિર ટાળવા, તું જ્ઞાન દીપક દે પ્રભુ !
મન નાવડું સુખ દુઃખના, સાગરમહિં ડોલે ચઢ્યું !
અનીતિ પવન ઉતારીને, ધર પાર પેંચી રે પ્રભુ !
[illegible]નવાણીની કટુતા હણો, મમ હૃદયમાં શાંતિ ચણો;
મુજ જીંદગાની શાંત કરવા, શાંતિના મંત્રો ભણો.
કરુણા હૃદયમાં સ્થાપવા, દીનનાં દુઃખો ઉથાપવા;
[illegible] પાઠ શિખાવવા, અરવિન્દ યાચે ઓ પ્રભુ !

अरविंद.

---

## ॥ नूतन वर्षाभिनंदनम् ॥

(વસંતતિલકા)

પામો તમે નવિન વર્ષમહિં સુલાભો,
જામો સદૈવ યશ સૌ દિશામાં બધાનો;
પામો પ્રસન્ન હરનિશ રમા તમોને,
ગણેશ ટાળજ બધાં કપરાં હરોને.
વાધો કુટુંબ પરિવાર સુખેદ શાંતિ,
વાધો હમેશ ધન ધાન્ય વિભૂ કૃપાથી;
ધર્મે અતીવ તમ હર બનો સુભદ્રા,
ટાળો બધાં ગુણ દેવ બની સત્ય દાના.
કાપો કુસંપ મદ દ્વેષ સખી સમાને,
સૌને રહો અદલ મિત્ર મદા મહીને:
પંસોમ રોગન કરો નિજ [illegible],
મિત્રો મળી પુષ્પ [illegible] અર્પે તે.

[illegible]

# દ્વાદશાક્ષર સ્તોત્ર સ્તુતિઃ

## ॐ नमो भगवते वासुदेवाय ॥

(શાર્દૂલ વિક્રિડીત)

ૐ કારૌષધ જ્ઞાન દાન અમને પ્રેમે પ્રભુ આપશો,
વાધ્યો રોગ વિશાળ ભોગ ભવનો સંમૂળ તે કાપશો;
નિદ્રા કાળતણી ઘણી પ્રસરતી તેને ઉડાવો તમે,
ટાળી તાપ અમાપ આપ કરશો ઉદ્ધાર આવે સમે. ૧

*　　*　　*　　*　　ૐ

નક્કી ના પથ કોઈ જોઈ કરતો ફેરા ફરે ચોદિશે,
જેમાં પાપ અમાપ નિર ભરિયાં દુઃખું જઈ તે વિષે;
ચાલે ના મતિની ગતિ રતિ હવે ને જીવ ભૂલી ભમે,
ટાળી તાપ અમાપ આપ કરશો ઉદ્ધાર આવે સમે. ૨

*　　*　　*　　*　　ન

મોટો પુત્ર કલત્ર ધામ ગૃહમાં મારાં ગણી માનથી,
મ્હેલો મુખ્ય ચહ્યા ઘણા મન થકી તૃષ્ણાતણા તાનથી,
ભાગી જાંય સહાય હાય દિલને ક્યારે બહુ તે દમે;
ટાળી તાપ અમાપ આપ કરશો ઉદ્ધાર આવે સમે. ૩

*　　*　　*　　*　　મો

ભક્તિમાં કદિ ના ભજ્યો રસથકી ગાયા ન ગોપાલને,
ત્યાગી નેક સુટેક દીન થઈને સેવ્યા ભૂમિ પાલને;
આશાહીન અનાથ જીવ ભટકી માયા મહેલે રમે,
ટાળી તાપ અમાપ આપ કરશો ઉદ્ધાર આવે સમે. ૪

*　　*　　*　　*　　ભ

ગર્ભાની ગડભાંગમાં ગભડતાં ચોરાસી લાખે ફર્યો,
જાણી શીતળ છાંય સ્હાય ન ગણી સંસાર તાપે વર્યો;
માને ના મન દુઃખ કીટ સમજી વ્યાપાર ખાતે ખમે,
ટાળી તાપ અમાપ આપ કરશો ઉદ્ધાર આવે સમે. ૫

*　　*　　*　　*　　ગ

વત્સોનાં ધરી રૂપ યોનિ બહુમાં માતા પિતા જે કર્યા,
થાતાં પૂર્ણ સંબંધ સર્વ જગમાં જુદાં પછી તે કર્યાં;

વેઠયાં છે બહુ દુઃખ માત જઠરે તોએ હજુ તે ગમે,
ટાળી તાપ અમાપ આપ કરશો ઉદ્ધાર આવે સમે. ૬

*     *     *     *     વ

૭ તે તે રૂપ તમામ છે હરિતણાં એવું ન ધારી શક્યો,
માની દેહ તણું ગુમાન જડતા બુદ્ધિ વડે હું બક્યો;
ભૂલીને નિજરૂપ ભૂપ બનવા કીધા ઘણા હાક મેં,
ટાળી તાપ અમાપ આપ કરશો ઉદ્ધાર આવે સમે. ૭

×     ×     ×     ×     તે

૮ વાચાથી કરતો ઘણું કથન તે કાર્યે ન દીસે કશું,
લાંબે હાથે હજારવાર ભરતો ફાકું ન એક તસું;
માને ના મન મદ રૂઢ થઈને સંસાર સ્કુલે ધમે,
ટાળી તાપ અમાપ આપ કરશો ઉદ્ધાર આવે સમે. ૮

\+     +     +     +     વા

૯ સુતો શાંત સદાય પાપ શયને કર્મો રૂડાં ના કર્યાં,
શાસ્ત્રોનાં હિત સાધનાં વચન તે હૈયા વિષે ના ધર્યાં;
થાતાં ભાર અપાર નાશ કરવા તત્કાલ ધ્યેયો યમે,
ટાળી તાપ અમાપ આપ કરશો ઉદ્ધાર આવે સમે. ૯

×     ×     ×     ×     સુ

૧૦ દેહો છે મળિયા ઘણા પશુ અને પખી તથા સાપના,
મોંઘી માનવ જાત ઉત્તમ મળી તોએ તજ્યું પાપ ના;
દુઃખો સુખ વિષે હરિભજનની દીધી નહિં દાદ મેં,
ટાળી તાપ અમાપ આપ કરશો ઉદ્ધાર આવે સમે, ૧૦

×     ×     ×     ×     દે

૧૧ વાણીથી ન વદી શકું કશું હવે દુઃખે દબાયો વિભુ,
ગાંડાને નહિ ભાન સાન કશુંએ વંદે હવે તે પ્રભુ:
આવો કાળ અમાપ્ય લક્ષ્મીપતિને ભૂલ્યા નહિ યાદ મેં,
ટાળી તાપ અમાપ આપ કરશો ઉદ્ધાર આવે સમે. ૧૧

\+     +     +     +     વા

૧૨ યત્નો મારે અપાર શક્તિ મુજને દેજો અપી હવે,
નારી કે નર રૂપમાં હરિતણી ભક્તિ ન ભૂલું ભવે:
સંસારી સહુ ભેદ છેદ કરીને મુકુંદ માટે મમે,
ટાળી તાપ અમાપ આપ કરશો ઉદ્ધાર આવે સમે. ૧૨

*     *     *     *     ય

सनातन धर्म प्रेस बोटाद.

यति मुकुन्दाश्रम.

॥ ૐ ॥

# " મુબારક બાદી " !

વ્હાલા વાંચકો,

મુબારક બાદી ! શાની ? કોને ? તેવા પ્રશ્નો લેખનું હેડીંગ જોતાંજ સર્વ કોઈને થશે તે સંભવીત હોઈ જણાવી દેવું ઉચિત લેખીશ કે " મુબારક બાદી " તે આપ સૌ વાંચોછો નેજ એક વર્ષના બાળક રૂપી આ " ભારતીય જ્યોતિષ-ચંદ્રોદય " માસિકને; સબબ ?

સબબ એજ કે તે ચાલુ ચૈત્ર માસથી બીજા વર્ષમા પ્રવેશ કરેછે તે બાબે આપણે સર્વ કોઈએ મહાન કૃપાળુ પરમાત્માનો આભાર માનવો જોઈએ ને આ ઉછળતા બાળ માસિકની આબાદી યાચવી જોઈએ. ! अस्तु !

આ માસિક બાલ્યાવસ્થામાં પોતાનાથી બનતી સેવા ઉઠાવી છે તેમ કહેવાને તેમજ કબુલ કરવાને કાંઈપણ અતિશયોક્તી માની ન શકાય ! તેની સેવાના પ્રમાણમાં લવાજમ કંઈ ભારે નજ કહેવાય ! સર્વ વાચક સજ્જનોને આ માસિક તરફથી ( અબોલા બાળક તરફથી ) જાહેર કરવા હોંસ થાય છે કે તેના પોષણાર્થે જો યથા શક્તિ એક એક ગ્રાહકનો વધારો કરી દેશે તો ઉપકાર થશે.

માસિકની વર્ષ ગાંઠ તકે તેને મુબારકબાદી લખવાનું કામ ( સેવા ) તેના તંત્રી મહાશયે મ્હને સોંપેલ હોઈ મને જણાવવાને હર્ષ થાય છે કે આ બાળ માસિકના જન્મ તકે આ લેખકને જરા પણ પીછાણ તંત્રીજી સાથે કે માસિક પરત્વે નહોતી. તેથી માનીશ કે ગયા અઠવાડીયામાંજ તંત્રી મહાશયનો એક કાર્ડ તેમના ને મારા એક શ્રીમાન પારસી સ્નેહી મારફત મને મળેલ જ્યારે લેખકના હાથેજ આ મુબારકબાદી આલેખવાની યોજના પરમાત્માએ પ્રથમથીજ કરી મુકી હશે ત્યારેજ તેમ બન્યું હશે તેમ માનવામાં શું હાનિ ? શું શંકા ?

ચંદ્રોદયના વ્હાલા વાંચકો આવો ! આવો ! આપણે સૌ મળી તેને તેના નવિન વર્ષના વ્હાણે મુબારક બાદી આપીએ.

પ્રભો ? અખિલેશ્વર આ બાળ માસિકને દીન પર દીન આરોગ્યતા બક્ષિ ! તેને તેની સેવા બજાવવામાં સર્વ પ્રકારે સ્હાયભૂત બનો ! તેની અગવડો દૂર કરો ! અને આપણ સર્વને તેને યથાશક્તી મદદ કરવાની પ્રેરણા તથા હિંમતનાં દાન કરો !

હવે અંતમાં " મુબારક બાદી " ટુંકાવતા પહેલાં એક નાનકડી કાવ્ય રમત કરીશું. આશા છે કે માસિક તરફથી રજુ થતા આ નાના કાવ્યની કડીએ કડી હૃદયથી મનન કરવા ને વિચારી ને મુજબ અનુસરવા વ્હાલા વાંચક વૃંદો ભુલશે નહી.

# " મુબારક બાદી " !



૧

મેઘ કરે અવનિનું પોષણ !
એને કોણ કહી શકે શોષણ ?
મ્હેં શયણમાં શમે સરિતા !
જીવન જાણે તેજ કવિતા. !

૨

હેતી વ્હેતી આંધી મોંઘા !
શાને માનો દેખી મોંઘા, !
ઇમારત નભતી પાયાથી !
વસ્તુ ટકતી નિજ આશાથી !

૩

તેમ જ્યાં કો મસ્તી કરતા !
સાત્વિક ભાવો ને પર હરતા !
દેહ વિણ જન " યોગી " બનશી !
*અભ્યાસ ત્હને " મુબારક બાદી " !

પાલણપુર. }
૧૯૭૯–રામનવમી }

"હૃદયયોગી"
(પીતાંબરકર)

# જ્યોતિષ વિદ્યા.

( લખનાર—મધુવચરામ બળવચરામ હોરા )



એક શતકનું કાલચક્ર જે થોડાજ વર્ષ ઉપર સમાપ્ત થઇ ગયું, તેનો ઇતિહાસ જોતાં તેનો ધર્મ, મનુષ્ય જાતિમાં, મનના વિકાસને ગતિ આપી તેની વૃદ્ધિ કરવાનો હતો. વિવિધ પ્રકારની શોધોનો એ સમય હતો. જે દૈવી શક્તિ વિચક્ષણ પુરૂષોની બુદ્ધિમાં નવિન પ્રકાશનાં કીર્ણ નાંખીને અમુક માર્ગે પ્રયત્ન કરવાની પ્રેરણા કરતી હતી તેનો હેતુ જન સમાજને સુખ આપવાનો અને તેનું, સમસ્ત સમાજનું હિત સાધવાનો હતો. આ હેતુ કેટલે અંશે સિદ્ધ થયો છે તે આપણે જાણીએ છીએ, જે જે શોધો થઇ તેનો સદુપયોગ નહિં થતાં કેવળ સ્વાર્થ સાધવામાંજ તે વપરાઇ. જનસમાજને સુખને બદલે હાનિ કરવામાંજ માન અને મોટાઇ માનવામાં આવ્યું. દૈવી ઇચ્છાથી વિરૂદ્ધ વર્તનનું ફળ કેવું થાય છે તેનું પાછલાં વર્ષના મહાન રણસંગ્રામથી આપણને શિક્ષણ મળે છે. આવી રીતે જ્ઞાનની વૃદ્ધિ થઇ છે એમાં તો સંશય નથી. જ્ઞાનની વૃદ્ધિ વિદ્યાથી થાય છે, અને વિદ્યા એક નહિ પણ અનેક છે. ખગોળ વિદ્યા, ભુગોળ વિદ્યા, ભુસ્તર વિદ્યા, શસ્ત્ર વિદ્યા રસાયણ વિદ્યા, જ્યોતિષ વિદ્યા, જળચર સંબંધી, પશુ સંબંધી, વનસ્પતિ સંબંધી વાયુ સંબંધી, ઇત્યાદિ ઇત્યાદિ અનેક વિદ્યાઓ પ્રસિદ્ધ છે. વિદ્યા શબ્દ વિદ્ એટલે જાણવું એ ધાતુ ઉપરથી થએલો છે. સૃષ્ટિના અગણિત ગુપ્ત નિયમો જેથી જાણવામાં આવે તેને સાધારણ રીતે વિદ્યા કહેવામાં આવે છે, પણ વિદ્યા શબ્દમાં માર્મિક રહસ્ય જુદુજ, ઊંચુ રહેલું છે. મુંડકોપનિષદ પ્રમાણે વિદ્યા બે પ્રકારની છે.

द्वेविद्ये वेदितव्ये इति हस्म यद्ब्रह्म विदो वदन्ति परा चैवापरा च ।
तत्रा परा ऋग्वेदो यजुर्वेदः सामवेदोऽथर्ववेदः
शिक्षा कल्पो व्याकरणं निरुक्तं छंदो ज्योतिषमिति ।
अथ परा यया तदक्षर मधि गम्यते ॥

બ્રહ્મવિદ્ પુરૂષો કહે છે કે વિદ્યા બે પ્રકારની છે, અપરા અને પરા. અપરામાં ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ, અથર્વેદ, શિક્ષા, કલ્પ, વ્યાકરણ, નિરૂક્ત, છંદ, જ્યોતિષ છે. બીજી જે પરા વિદ્યા છે તે તે છે કે જેથી અક્ષરની પ્રાપ્તિ થાય છે.

ઇશ્વરપ્રણિત વેદની ગણના પણ અપરા વિદ્યામાં થઇ છે એમ જાણી ઘણા જનો આશ્ચર્ય પામે છે. ઇશ્વરની ઓળખ કરાવે, અમરપદ આપે, તેનેજ ખરી રીતે વિદ્યા કહે છે વિદ્યા એટલે જાણવાનું સાધન. હવે મુખ્ય વાત જાણવાની શું છે ? હું કોણ છું. મારૂં સાચું સ્વરૂપ શું. એ જ્ઞાનની આવશ્યકતા છે. આત્મા તેજ પરમાત્મા અને પરમાત્મા તેજ આત્મા એમ વારંવાર કહેવું પડે છે પણ એજ સમજવા માટે, એજ ઓળખ માટે મનુષ્ય જન્મ છે. બ્રહ્મનાં દર્શન બે પ્રકારે સંભવે છે, સાકાર અને નિરાકાર. સાકારને માટે અપરા વિદ્યા છે

અને નિરાકાર માટે પરા. નિરાકાર બ્રહ્મ મન, વાણી, બુદ્ધિથી પર છે, નિર્ગુણ છે, અને તેથી શબ્દથી પણ પર છે. જે શબ્દથી પર છે તેને શબ્દ સમજાવવાને અશક્ત છે. પ્રથમ સાકાર પરમેશ્વરનું જ્ઞાન, થયા વિના તેનાથી ઉપર, નિરાકારને પહોંચવું અશક્ય છે, ડુંગરની નીચે તળેટીમાં ઉભો રહેલો માણસ કુદકો મારી એકદમ શિખરે જઈ શકતો નથી. સાકાર બ્રહ્મનું ભાન કરાવવા માટે વેદ છે.

આ ઉપરથી એટલું તો સ્પષ્ટ છે કે ખરી વિદ્યા તે તેજ કે જે જીવનનો હેતુ સિદ્ધ કરવાને માણસને સહાયકારી થાય છે. ત્યારે પ્રશ્ન એ છે કે જ્યોતિષ વિદ્યા શું એવી સહાય કર્તા છે? એ વિદ્યાને હસી કહાડનારાઓ આજે ઘણા છે. સાંપ્રત સમયમાં એ વિદ્યાનો જે ઉપયોગ થાય છે તે લક્ષમાંથી નહિં જવા દેતાં વિશેષ વિચાર કરવાની જરૂર છે. જ્યોતિષમાં પ્રવિણના મુરાવનારાઓના વર્તારા કોઈ કોઈ વાર ખરા પડતા નથી એટલાજ ઉપરથી એ વિદ્યાને વખોડી કહાડવી, તેને કપોલ કલ્પિત, મુર્ખજનોને ભોળવી પૈસા કઢાવનારી કહેવી, એ વિચારવાન પુરૂષોને ઘટિત નથી. ગણત્રી કરવામાં નાની સરખી ભુલ થઈ જાય તો કથન કરેલું ફળ પ્રાપ્ત થતું નથી. ગ્રહો પૃથ્વિથી ઘણાજ દુર રહેલા છે તેની માણસના ઉપર કેમ અસર હોઈ શકે એવું કહેનારા ઘણા આપણે જોઇએ છીએ તેઓને આપણે પુછીશું કે ચિત ભ્રમ ગાંડા માણસોના મનની સ્થિતિમાં ચંદ્રમાની વધતી અને ઘટતી કળાથી અસર થાય છે કે નહિ? અમુક ગ્રહોનો સંજોગ અમુક પ્રકારે થતાં પૃથ્વિ ઉપર અમુક બનાવો બને છે કે નહિં? આ વિષયનો અહિં વિસ્તાર નહિં કરતાં જ્યોતિષની ગણના વિદ્યામાં-મુખ્ય, કલ્યાણકારી વિદ્યામાં શા માટે કરેલી છે તેનો કંઇક વિચાર આપણે કરીશું. જ્યોતિષમાં બાર રાશીઓ કહેલી છે તેનાં નામ, મેષ, વૃષભ, મિથુન, કર્ક, સિંહ, કન્યા, તુલા વૃશ્ચિક, ધન, મકર, કુંભ અને મીન છે. આગળ જે કહેવામાં આવશે તેની સારી રીતે સમજ પડે તેટલા માટે નીચે

| | | | |
|---|---|---|---|
| ૨ વરખ | ૧ મેષ | ૧૨ મીન | ૧૧ કુંભ |
| ૩ મિથુન | જન્મ કુંડલી | | ૧૦ મકર |
| ૪ કર્ક | | | ૯ ધન |
| ૫ સિંહ | ૬ કન્યા | ૭ તુલા | ૮ વૃશ્ચિક |

દર્શાવેલી કુંડલી લક્ષમાં રાખવાની જરૂર છે આ બાર રાશીઓ જીવનની બાર સ્થિતિ, અવસ્થા દશા, અથવા તેનાં રૂપ છે. એક મહાન્ મધ્યવર્તિન્ જીવનના બાર પ્રકારે ભિન્ન ભિન્ન જે સ્વરૂપ દેખાય છે તે આ બાર રાશી જણાવે છે. હવે તો સામાન્ય રીતે સર્વ સ્થળે વિચારતામાં

આવેલું છે કે There is no blind force in Nature, સૃષ્ટિ વિશે કોઈ અંધ શકિત છેજ નહિં. એજ કારણથી બાર રાશિના બાર અધિષ્ટાતા દેવ કથન કરેલા છે. સૂર્ય એક વર્ષનું જીવન દર્શાવે છે ને તેમાં બાર માસના બાર આદિત્ય છે. પ્રત્યેક માસને જોતાં તેવું જીવન તો ખાસ રૂપે દેખાશે. રાશિની સાથે ગ્રહોની ગણત્રી છે. રાહુ અને કેતુને નહિં ગણતાં, રવિ ચંદ્ર, મંગળ, બુધ, ગુરૂ, શુક્ર અને શનિ એમ સાત મુખ્ય ગ્રહો છે. ઉપર કહેલી રાશિઓ સાથે આ ગ્રહોનો સંબંધ રહેલો છે. સૂર્યને એક રાશિ પોતાની છે તેમજ ચંદ્રને પણ એક રાશિ છે. બીજા ગ્રહોને, પ્રત્યેકને બે રાશિઓ છે. આ પણ જરા આશ્ચર્ય પમાડે તેવું છે કે જે બે મુખ્ય ગ્રહો તેને એકજ રાશિ મળી અને બીજાઓને વધારે મળી. આનું કારણ એવું કહેવાય છે કે પૂર્વે સૂર્ય અને ચંદ્ર બેનીજ સર્વ રાશિઓ હતી. ૭ રાશિ સૂર્ય પાસે અને ૭ ચંદ્ર પાસે, પણ પાછળથી તેઓએ બીજા પાંચ ગ્રહોને એકેક રાશિ આપી. આનું પરિણામ એ થયું કે એ પ્રત્યેક ગ્રહને સૂર્ય પાસેથી એક મળી અને ચંદ્ર પાસેથી એક મળી એટલે દરેકને બે બે રાશિ થઈ અને સૂર્યને એક રહી અને ચંદ્રને એક રહી. અંગ્રેજી કેળવણીથી જેઓનાં મન ચંચળ થઇ ગએલાં છે, જેઓને આર્ય ઋષિ મુનિઓ ઉપરથી શ્રદ્ધા ઉડી ગઈ છે, તેઓને આ સમાધાન સંતોષકારક લાગતું નથી, અને પ્રથમ વિચારતાં એમ થવું સ્વભાવિક છે, ખેંચી તાણેલું આ સમાધાન છે એમ ક્વચિત આપણને પણ લાગે. જ્યારે ઉંડો વિચાર કરી મર્મ સમજીએ ત્યારે સત્ય પ્રકાશી રહે છે. સૃષ્ટિની વ્યક્તિનો આશ્રય એક નથી પણ બે છે. બ્રહ્મ ને માયા, પુરૂષ ને પ્રકૃતિ, શિવ ને શક્તિ, એમ બેવું જ્યાં ત્યાં દર્શન થાય છે. આપણા સૂર્ય મંડળમાં, સૂર્ય જેનો પરમાત્મા રૂપ છે તે બ્રહ્માંડમાં, પુરૂષ ને પ્રકૃતિ, શિવ ને શક્તિને સ્થાને, તે રૂપ, સૂર્યને સોમ અથવા ચંદ્ર છે. પ્રકૃતિથી રૂપો પ્રગટ થાય છે, અને એ સર્વ રૂપોમાં ચૈતન્યની જ્યોતિ-શક્તિ, સૂર્યથી છે. ગ્રહોની રચનામાં આ બન્ને તત્વોના, સત્વનો સમાવેશ થએલો છે.

ગ્રહ અને રાશિમાં ગુપ્ત અર્થ એક નથી, પણ ઘણા છે. સર્વ રહસ્ય જાણનારા આપણી પૃથ્વી ઉપર તો થોડાજ હશે. આપણે એકજ દિશામાં પ્રયત્ન કરીશું. આપણાં ધર્મનાં પુસ્તકોમાં ગુપ્ત અર્થ શોધી કહાડવાના કેટલાક નિયમો મનુષ્ય જાતિનો ક્રમવિકાસ નામક ગ્રંથમાં દર્શાવવામાં આવેલા છે, તે નિયમો પ્રત્યે સુજ્ઞ વાંચકનું લક્ષ ખેંચવું અવશ્ય છે.

પ્રથમ મેષ રાશિ છે. મેષનો પર્યાય-તેજ અર્થદર્શક શબ્દ અજ છે જેનો અર્થ જેને જન્મ નથી તે એટલે પરબ્રહ્મ થાય છે. બીજી રાશિ ઋષભ છે. સાધારણ રીતે વૃષભ કહેવાય છે. વૃષભ તે મહેશ્વરનો નંદિ છે, નંદિ પ્રણવ એટલે ૐકારવાચક છે એમ મહેશ્વર મહિમામાં સ્પષ્ટ સમજાવવામાં આવેલું છે. ઉપનિષદોમાં કેટલેક સ્થળે પ્રણવને માટે ઋષભ શબ્દ વાપરવામાં આવેલો છે. પ્રણવ શબ્દ બ્રહ્મરૂપ છે, અને તેથી બીજી રાશિ શબ્દ બ્રહ્મદર્શક છે. ત્રીજી રાશિ મિથુન-જુગલ સ્વરૂપ દર્શક છે. અર્ધ નારીશ્વર, બ્રહ્મા અને સાવિત્રીનું એક સ્વરૂપ, પુરૂષ પ્રકૃતિ, એ સર્વ મિથુન રૂપે છે. કર્ક ચોથી રાશિ તે. એનું બીજું નામ કર્કટક છે, જે શબ્દની સંખ્યા ચાર થાય છે. ચારની સંખ્યા. અવસ્થા અને સ્થૂલતા દર્શક છે. એ રાશિ પણ ચોથી છે. બ્રહ્માના ચાર મુખ છે, તે, વૈશ્વાનર, તૈજસ અથવા હિરણ્ય ગર્ભ, પ્રાજ્ઞ અને ઈશ્વર નામ

બિંદુ, શક્તિને કળા, તેમજ જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ અને તૂર્યા અવસ્થાનું સૂચનકર્તા છે, વ્યક્તતાના આવિર્ભાવનો આ સમય છે. પાંચમી રાશિ સિંહ છે. પંચતત્વ, પંચકોણ, પંચઅંગ, પંચઅવયવ, એ સર્વ દર્શક પાંચ છે. સિંહ શબ્દનો પર્યાય હરિ અને પંચાસ્ય છે. હરિ તે નારાયણ છે. અને પંચાસ્ય શિવજીનું નામ છે, માટે નારાયણના, શિવજીના અંશરૂપ, એક કીર્ણરૂપ જે આત્મા તે દર્શક આ રાશિ છે. લલિતા સહસ્ત્ર નામમાં સિંહાસનેશ્વરી શબ્દની સમજ આપતાં ટીકાકાર કહે છે કે સિંહ એટલે દુઃખ અને અસન એટલે હાંકી કહાડવું, અને ઈશ્વરી એટલે શક્તિવાળી જે મહાશક્તિ તેને સિંહાસનેશ્વરી કહે છે. વિશેષ કથન છે કે કેટલાક વૈયાકરણીઓ કહે છે કે સિંહ શબ્દનું મૂળ હિંસા છે. સિંહ હિંસાકર્તા છે અને તે જગપ્રસિદ્ધ છે. આ ઉપરથી સહજ અનુમાન થઈ શકે છે કે બંધ અથવા પાશનો જે નાશ કરે છે તેનું સ્થાન આ રાશિ છે. એ રાશિના સ્વામી સૂર્ય ભગવાન છે, તેથી સિંહ રાશિ ચૈતન્ય દર્શક છે એમ સ્પષ્ટ સમજાય છે. હવે છઠ્ઠી કન્યા રાશિ છે, જે પ્રકૃતિના સ્વરૂપદર્શક છે. આ સ્થળે ચૈતન્યનું કીર્ણ ચૈતન્યનો અંશજીવાત્મા પ્રકૃતિના પાશમાં ગુંચવાઈ પડે છે. સાતમું ભુવન તુલા રાશિમાં પ્રકૃતિ સબળ થાય છે. તુલાનો અર્થ ત્રાજવું થાય છે. એ ત્રાજવામાં એક બાજુ પુરૂષ અને એક બાજુ પ્રકૃતિ છે. શ્રી મહાભારતના યુદ્ધનું સ્થળ, રણસંગ્રામની ભૂમિ કુરૂક્ષેત્ર તે એજ ભુવન છે. પુરૂષ પ્રકૃતિના ઉપર સત્તા મેળવવાને યત્ન કરે છે અને પ્રકૃતિ પુરૂષ ઉપર સત્તા મેળવવા પ્રયત્ન કરે છે. મનુષ્યમાં જે બે તત્વ છે તે જડ અને ચૈતન્ય, એક બીજાનાં વિરોધી છે. પ્રકૃતિથી જો પુરૂષ દબાઈ જાય છે તો વિનાશ છે. જો પ્રકૃતિના ઉપર પુરૂષ જય મેળવે છે, એટલે પ્રકૃતિને પોતાને આધિન કરે છે તો પુરૂષ ઉન્નતિ માર્ગે આગળ વધે છે. પુરૂષાર્થની અગત્યતા અહીં છે. જે પાશના બંધોથી જીવ જકડાઈ ગએલો છે તેને કાપી નાખી તેનાથી મુક્ત થવાનો પ્રયત્ન કરવો એજ મુખ્ય કર્તવ્ય છે, અને ખરો પુરૂષાર્થ પણ એજ છે. આ સાતમું ભુવન છે એ લક્ષમાં રાખવાનું છે. ચૈતન્યનું કીર્ણ ઉપરથી ઉતરતાં ઉતરતાં સાતમી ભૂમિકા ઉપર આવી પડે છે, અને એ ભૂમિકા સર્વથી નીચે છે. આપણામાં ભૂમિકાઓ સાત છે એમ સ્પષ્ટ ઠેર ઠેર ગ્રંથોમાં કથન છે. ઉપરથી નીચે ઉતરવું એ ચૈતન્યનો નિરોભાવ છે કેમકે પ્રકૃતિના આવરણમાં, ઉતરતાં ને વિશેષ ને વિશેષ, આચ્છાદિત થઈ જાય છે, એટલે ઢંકાઈ જાય છે. એ આવરણોને કહાડી નાખીને પોતાના મૂળ સ્વરૂપે થવું ને તેનો આવિર્ભાવ છે. એ આવિર્ભાવમાં ઉંચે ગતિ કરવાની છે, અને તેથી સાતમું ભુવન મુક્યું કે આમાંથી મૂળ સ્થળ, (ધામ,) ભણી ઉંચે ચઢવાની પંક્તિ આરંભ થાય છે.

નવમું ભુવન ધનરાશિનું છે. એ રાશિમાં સૂર્ય માગશર માસે હોય છે. દક્ષિણાયનમાં છેક નીચે સૂર્ય નારાયણ આવી જાય છે. ઉત્તરમાં ગતિ થવાનો સમય બહુ નીકટ છે. જેમ હરિશ્ચંદ્ર રાજા છેક અધમ સ્થિતિને પ્રાપ્ત થયા પછી અલ્પકાળમાં મનવાંછિત સુખને પામે છે. તેમ રાત્રીના તિમિરનો સમય પુરો થવા આવ્યો છે, પ્રભાતના સૂર્યનું જલદીથી હવે દર્શન થશે. જીવનની સ્થિતિ બદલાવાનો આ પ્રસંગ છે. એ રાશિના સ્વામિ ગુરૂ છે, એટલુંજ કહેતાં ગુપ્ત રહસ્ય સમજાઈ જાય છે. સ્થૂળ દેહને જન્મ આપનારાં માબાપ છે પરંતુ સાચો જન્મદાતા ગુરૂ છે. કેમકે તે જુદાં જન્મ મરણથી મુક્ત કરી ઉંચાં, સાચાં જીવનમાં તે જીવને લઈ જઈને મુકે છે. ધન રાશિ ધનુષ સૂચક છે. જડ અને ચૈતન્ય વચ્ચે છેવટનું યુદ્ધ અહિં મચે છે.

દક્ષિણ માર્ગમાં સૂર્યનું પ્રયાણ સમાપ્ત થયું અને દશમી મકરરાશિ બેઠી. આધ્યાત્મિક માર્ગે મકરરાશિ ઘણું ઉંચુ પદ ધરાવે છે. આ રાશિમાં-(આ ભુવનમાં) નિવાસ કરનારાનું, કુમારોના જેવું જીવન હોય છે. મકર શબ્દને એક રીતે વાંચતાં "મરક" શબ્દ થાય છે. મરકનો અર્થ મારનાર, વિનાશ કરનાર થાય છે, એટલે જડને મારનાર, પ્રકૃતિની સત્તાનો અંત આણનાર મહા સમર્થ ચૈતન્ય અથવા પુરૂષ છે. પુરૂષ પોતાનાં સાચાં સ્વરૂપે અહિં પ્રકાશે છે અને તેથીજ તેનું ચિન્હ પંચકોણ છે. પંચકોણ, શુદ્ધ પુરૂષ, પૂર્ણ પુરૂષ દર્શક છે. મકર શબ્દનો સંખ્યાવાચક અર્થ પંચકોણ છે.

આગળ ચાલતાં અગ્યારમી રાશિ કુંભ છે. કુંભ એટલે ઘડો તે જળજીવન-મહાજીવન દર્શક છે, અને તેને ધારણ કર્તા જે પાત્ર તે કુંભ છે. સૃષ્ટિનું આદર્શગર્ભ, હિરણ્યગર્ભ, ને સૂચવનારૂં એ ભુવન છે. મિત્રાવરૂણ, જડ અને ચૈતન, પુરૂષ અને પ્રકૃતિ દર્શક, કુંભ સંભવ કહેવાય છે. અગ્નિ સોમ પણ એજ છે. ધ્યાન ચોટાણ, મનુ અને મહાન રૂષિઓની સ્થિતિ દર્શાવનારી એ રાશિ છે. ચૈતન્યને અતિ સૂક્ષ્મ આવરણ રહેલું છે જેમ ઇશ્વિર માત્ર વિદ્યાથી વેષ્ટિત છે તેમ એ રાશિનો સ્વામિ શનિ છે. એ શનિ ચૈતન્ય સ્વરૂપ સૂર્યનો છાયાથી થએલો પુત્ર છે અને તે સૂર્યથી દુર નથી પણ સૂર્યની પાસેજ છે એ ધ્યાનમાં રાખવા જેવું છે. આધ્યાત્મિક ઉન્નતિ કર્તા એ શનિગ્રહ છે. જીવાત્માને અહિં માત્ર માયાનો પટ છે.

કુંભ રાશિમાં રહેલો પટ ખસી જતાં, સૂક્ષ્મમાં સૂક્ષ્મ ઉપાધિનો લય થતાં જે રહે છે તે ઇશ્વરના મહાજીવનનો તેજસ્વી પ્રવાહ રહે છે, બીજી રીતે કહેતાં સર્વત્ર પ્રસરી વળેલું દિવ્ય તેજ-જ્યોતિ રહે છે એ પ્રવાહમાં જે જીવાત્મા જાય છે તે જળમાં મીન રૂપ છે. બારમી રાશિ જે મીન છે તેનું રહસ્ય આથી સ્પષ્ટ રીતે પ્રગટ પડે છે. અમૃતનું પાન જેને પ્રાપ્ત થએલું છે તેવા સર્વ જીવો આ સ્થળે છે. મીનના સ્વામિ ગુરૂ છે. જીવને શિવ બનાવનાર ગુરૂ છે. ગુરૂ કૃપાથી આ ઉંચામાં ઉંચે પદે પહોંચાય છે. બારમી રાશિથી આગળ જતાં જીવ જ્યાંથી પ્રથમ નીકળ્યો હતો ત્યાં જઇ શિવ રૂપ થાય છે. મેષથી મીન સુધીની ભિન્ન ભિન્ન સ્થિતિમાંથી પસાર થવું એ પ્રયાણ અથવા જીવન જાત્રા છે.

પહેલી રાશિથી સાતમી રાશિ સુધીના પ્રયાણને પ્રવૃતિમાર્ગ કથન કરેલો છે. એ માર્ગે

જીવ જેમ જેમ ઊતરતો જાય છે આગળ વધતો જાય છે તેમ તેમ તે નવું નવું સંગ્રહ કરતો જાય છે. તુલા રાશિમાં આવ્યા પછી વિશેષ કંઈ લેવાનું રહેતું નથી. બ્રહ્માંડની સાતે ભૂમિકાનો જીવને અનુભવ મળે છે. તુલા રાશિથી ઉપર ગતિ કરવાને નિવૃત્તિ માર્ગ માનેલો આગળ, પ્રવૃત્તિ માર્ગમાં જે જે ગ્રહણ કરીને સંગ્રહ કરવામાં આવ્યું છે તે સર્વનો ત્યાગ કરવાનો સમય આવેલો છે. જે ક્રમેથી ગ્રહણ કીધું છે તેથી ઉલટા ક્રમે ત્યાગ કરવાનો છે. છેલ્લું ગ્રહણ કીધેલું પહેલું ત્યાગ કરવું પડે છે. એમ કરતાં અંતે સર્વ ભુવનના પરમાણુઓનો ત્યાગ થતાં જીવાત્મા મૂળ સ્વરૂપ પરમાત્મામાં ભળી જાય છે.




રાશિ ચક્ર ઉપર દર્શાવ્યા પ્રમાણે ગોળ રૂપ છે અને ઉપર ચાર લીટીનો જે ચોખુણ ચિતરેલો છે તે એ ગોળ ચક્રની મધ્યે છે. એ વૈરાટ સ્વરૂપમાંજ સર્વ ભુવનો, (સર્વ ભૂમિકાનો) સમાવેશ થએલો છે.

સર્વ વ્યવહાર, સર્વ ક્રિયા તેમાંજ થાય છે. ઇશ્વરમાંજ સર્વ વ્યક્તિનું જીવન છે એ શિક્ષણ અહિં મળે છે. વળી બીજી વાતથી લક્ષ આકર્ષે છે તે એ કે પ્રથમ રાશિ મસ્તકે અને સાતમી પગે છે અને બીજી રાશિઓ એક બીજાની સામે છે એ સામા સામી રાશિના અંકનો સરવાળો ૧૪ આવે છે એટલે કી ગુણ સાત. ૨+૧૨=૧૪ ૬+૮=૧૪. આથી સાતના આંકડાનું પ્રાધાન્ય પ્રગટ પડે છે.

મુંડોપનિષદમાં જ્યોતિષને અપરા વિદ્યા શા માટે કથન કરેલી છે તેનો ખુલાસો ઉપલા વિચાર કરતાં સંપૂર્ણ રીતે થઇ જાય છે, જીવને શુભ માર્ગે પાડી તેનાં જીવનનો હેતુ સફળ કરાવવો એજ એ વિદ્યાનો હેતુ છે. એ હેતુ શીઘ્ર સફળ થાઓ એજ આપણે ઇચ્છીશું.

મંગલાર્નમાન પહેલી અંક.

———:(૦):———

# સ્ત્રી પુરૂષ જ્ઞાન (બૃહજ્જાતક અ. ૪ થો.)

ભટ્ટ કૃષ્ણારામ વાલજી માધવપુરકર.

ओजर्क्षे पुरुषांशकेषु बलिभिर्लग्नार्कगुर्विन्दुभिः।
पुंजन्म भवदेत्समांशकगतैर्युग्मेषु तर्योषितः॥
गुर्वर्कौ विषमे नरं शशिसितौ वक्रश्च युग्मे स्त्रियं।
द्व्यङ्गस्था बुधवीक्षणाच्च यमलौ कुर्वन्ति पक्षे स्वके॥ १ ॥

અર્થઃ-(૧) વિષમરાશિમાં પુરૂષ નવમાંશમાં આ પ્રમાણે લગ્ન રવિ, ગુરૂ અને ચન્દ્ર બલવાન હોતાં પુરૂષ જન્મ થાયછે. અને એજ એટલે કે લગ્ન રવિ, ગુરૂ અને ચન્દ્ર સમરાશિમાં સમ નવમાંશમાં હોય તો સ્ત્રી જન્મ જાણવો,

(૨) ગુરૂ અને રવિ વિષમ રાશિમાં ( વિષમ નવમાંશમાં ) હોય તો પુત્ર જન્મ જાણવો અને ચન્દ્ર, શુક્ર અને મંગલ સમરાશિમાં (સમ નવમાંશમાં) હોય તો કન્યા જન્મ જાણવો.

(૩) ઉપર બતાવવામાં આવ્યો તેવો ગ્રહોનો યોગ (દ્વિસ્વભાવ રાશિમાં) દ્વિસ્વભાવ નવમાંશમાં થતો હોય અને તેના ઉપર બુધની દૃષ્ટિ પડતી હોય તો તે પોતાના ધર્મ પ્રમાણે જોડલું ઉત્પન્ન કરે છે. જેમકે મિથુન, કન્યા, ધન અને મીન દ્વિસ્વભાવ રાશિ છે. તેમાં મિથુન અને ધન વિષમ રાશિ છે તેથી પુત્રોત્પાદક છે અને કન્યા અને મીન સમ રાશિ હોવાથી કન્યા ઉત્પન્ન કરનારી રાશિ ગણાય છે. એટલે કે ગુરૂ અને રવિ મિથુન કે ધન રાશિમાં મિથુન કે ધન નવમાંશમાંજ હોય અને તેના ઉપર બુધની દૃષ્ટિ હોય તો બે પુત્રોનું જોડલું ઉત્પન્ન થાય છે. અને ચન્દ્ર શુક્ર અને મંગલ કન્યા કિંવા મીન રાશિમાં કન્યા કિંવા મીન નવમાંશમાં હોતાં બે કન્યાનું જોડલું ઉત્પન્ન થાયછે અથવા આનો અર્થ બીજી રીતે પણ થઇ શકે તેવો છઃ- રવિ અને ગુરૂ વિષમ રાશિમાં હોય ને તે મિથુન કિંવા ધન નવમાંશમાં હોય તો પુત્ર જોડલું ઉત્પન્ન થાયછે. અને ચન્દ્ર શુક્ર અને મંગલ કન્યા કિંવા મીન રાશિમાં કન્યા કિંવા મીન નવમાંશમાં હોતાં બે કન્યાનું જોડલું ઉત્પન્ન થાયછે અથવા આનો અર્થ બીજી રીતે પણ થઈ શકે તેવો છે-રવિ અને ગુરૂ વિષમ રાશિમાં હોય ને મિથુન કિંવા ધન નવમાંશમાં હોય તો પુત્ર જોડલું ઉત્પન્ન થાય છે. અને ચન્દ્ર શુક્ર અને મંગલ સમરાશિમાં હોય અને નવમાંશમાં કન્યા કિંવા મીન રાશિમાં હોય તો કન્યાનું જોડું ઉત્પન્ન થાય છે. આ ઉપરથી જ્યારે આ બન્ને પ્રકારના યોગ ઉપર બુધની દૃષ્ટિ પડતી હોય ત્યારે એક પુત્ર અને એક કન્યા આવું જોડું ઉત્પન્ન થાય તેવું સહજ અનુમાન બંધાય છે.

विहाय लग्नं विषमर्क्षसंस्थः सौरोऽपि पुंजन्मकरो विलग्नात् ॥
प्रोक्तग्रहाणामवलोक्य वीर्यं वाच्यः प्रसूतौ पुरुषोंगना वा ॥१२॥

અર્થઃ—લગ્ન સિવાય બીજા વિષમ સ્થાનમાં એટલે કે તૃતીય, પંચમ, સપ્તમ, નવમ અને એકાદશ આ સ્થાનોમાં શનિ હોય તો પુત્ર જન્મ થાય છે. આ યોગ જ્યારે ઉપરનો યોગ બંધ બેસતો ન થતો હોય ત્યારે જોવાનો છે.

ઉપર જે સ્ત્રી પુરૂષ જન્મ સંબંધી યોગ બતાવવામાં આવેલ છે તેમના બલાબલનો વિચાર કરી પુરૂષ કિંવા સ્ત્રીનો જન્મ છે તેનો નિશ્ચય કરવો.

આ પ્રમાણે જાતક શાસ્ત્રમાં સ્ત્રી પુરૂષ જ્ઞાન સંબંધી નિયમો કહેવામાં આવ્યા છે. આ નિયમોમાં કેટલું સત્ય છે તેનો વિચાર કરીએ.

ઉદાહરણ—જન્મ તા. ૩૦ અકટોબર સન ૧૯૧૮ (સ્ટૅ. ટા.) ૧૨ ક. ૩૦ મિનિટ.







(૧) લગ્ન મકર રાશિનું સ્ત્રી રાશિમાં છે. અને નવમાંશમાં લગ્ન સિંહરાશિનું પુરૂષ-રાશિમાં છે.

(૨) સૂર્ય વૃશ્ચિક રાશિનો સ્ત્રી રાશિમાં છે અને નવમાંશમાં સિંહરાશિનો પુરૂષ રાશિમાં છે.

(૩) ગુરૂ, કર્ક રાશિનો સ્ત્રી રાશિમાં છે અને નવમાંશ વૃશ્ચિક રાશિનો સ્ત્રી રાશિમાં છે.

(૪) ચંદ્ર, કન્યા રાશિનો સ્ત્રી રાશિમાં છે, ને નવમાંશમાં વૃષભ રાશિનો સ્ત્રી રાશિમાં છે.

સ્ત્રી પુરૂષજ્ઞાનના પહેલા નિયમમાં લગ્ન સહિત ઉપલા ત્રણ મુખ્ય અંશો પુરૂષ રાશિના પુરૂષ નવમાંશમાં હોય તો પુરૂષ જન્મ થાય તેમ બતાવવામાં આવ્યું છે. અહીં આપણા આ ઉદાહરણમાં લગ્ન અને રવિ માત્ર પુરૂષ નવમાંશમાં છે બાકી બીજું બધું સ્ત્રી રાશિમાંજ છે. ચંદ્ર અને ગુરૂ પણ સ્ત્રી રાશિમાં અને સ્ત્રી નવમાંશમાંજ છે. આમાં ગુરૂ ઉચ્ચ હોવાને લીધે બળવાન છે. આ ઉપરથી આ કુંડલી પુરૂષની છે તેમ કઇ રીતે સમજી શકાય !

ખરેખરી રીતે જોતાં આ એક છોકરાની કુંડલી છે.

બીજા નિયમ પ્રમાણે તપાસી જોઇએ. ગુરૂ અને રવિ પુરૂષ રાશિના પુરૂષ નવમાંશમાં હોય તો પુરૂષ જન્મ કહેવો આમ બીજા નિયમમાં કહેલું છે. આપણા ચાલુ દષ્ટાંતમાં રવિ પુરૂષ નવમાંશમાં છે પણ તે સિંહરાશિનો છે, અને ગુરૂ તો વૃશ્ચિક રાશિના સ્ત્રી નવમાંશમાંજ છે. આ ઉપરથી તો આ એક છોકરીનો જન્મ થયો હોય તેમ જણાય છે. પુરૂષનો જન્માક્ષર છે તેમ કેમ કહેલું ?

શુક્ર અને મંગળ સ્ત્રી રાશિમાં સ્ત્રી નવમાશના હોય તો કન્યા જન્મ થાય છે આમ કહ્યું છે. આપણા ઉદાહરણ તરફ જોતાં તે બંને ગ્રહ પુરૂષ રાશિના પુરૂષ નવમાશમાં છે તે ઉપરથી સૂર્ય ગુરૂ ચંદ્ર પ્રમાણે જોતાં સ્ત્રીની કુંડલી હોય તેમ જણાય છે ને આ બે ગ્રહો શુક્ર મંગલ ઉપરથી તપાસતાં આ કુંડલી પુરૂષની હોય તેમ જણાય છે. કન્યાનો જન્મ તો સંભવ તોજ નથી.

તાત્પર્ય ઉપલા બંને નિયમાનુસાર આ જન્મ કુંડલી છોકરાની છે કે છોકરીની તે જણાતું નથી. શનિ ઉપરથી કંઇ જણાઇ શકે તેમ છે કે નહિ તેની તપાસ કરીએ.

શનિ લગ્ન સિવાયના બીજા વિષમ સ્થાનમાં હોય તો પુરૂષ જન્મ જાણવો એવો નિયમ છે પરંતુ શનિ આપણા ઉદાહરણમાં આઠમા સમસ્થાનમાં બીરાજેલ છે. એટલે કે આ નિયમ ઉપરથી આ પુત્રનો જન્મ હોય તેમ ઠરતું નથી.

આ ઉપરથી આ નિયમ સર્વે ઠેકાણે અનુભવમાં આવે તેમ નથી. આ નિશ્ચિત વાત છે. આ નિયમ પ્રમાણેજ જે કુંડલી હોય તો પણ તેમજ હોય તેમ કહી શકાતું નથી.

ભારતીય જ્યોતિર્મંડલે આ વિષય હાથમાં લઇ તેની સાયન અથવા નિરયન પ્રમાણે ચોક્કસાઈ કરવી ઘટે છે. પૂર્વના રૂષીમુનિઓએ જે લખી રાખ્યું છે તે શું ખોટું છે? આવું અભિમાન રાખ્યા વિના આ કાર્ય કરવાનું છે. તેની સત્યતા હાથ લાગે તોજ આપણને ઉપયોગી છે.

વાસ્તવિક ગ્રંથકારે આ નિયમો નિષેકાધ્યાયમાં દીધેલા છે. એટલે કે તેની સત્યતા ગર્ભાધાન કાલની ગ્રહસ્થિતિ ઉપરથી જણાઇ આવે તો જણાઈ આવે. આ નિયમોને જન્મ કાલ સાથે અથવા પ્રશ્નકાલ સાથે કાંઈ પણ સંબંધ નથી.

ઉપલા નિયમો તપાસતાં ગ્રહોના બલાબલનો પણ વિચાર કરવો જોઇએ એવું તેમાંજ કહેવામાં આવ્યું છે. બૃહજ્જાતકમાં ગ્રહોનુ બલાબલ કેવી રીતે જોવું તે બીજા અધ્યાયમાં કહેવામાં આવ્યું છે. નીચે પ્રમાણે.

સ્થાનબલ.

સ્વગૃહ, ઉચ્ચ, મૂલ ત્રિકોણ અને સ્વનવમાંશ.

દિગ્બલ

બુધ અને ગુરૂ પૂર્વ દિશામાં એટલે કે લગ્નમાં બલવાન જાણવા

રવિ અને મંગલ દક્ષિણ દિશામાં એટલે કે દશમ સ્થાનમાં બલવાન

શનિ પશ્ચિમ દિશા એટલે સાતમ સ્થાનમાં બલવાન જાણવો.

શુક્ર અને ચંદ્ર ઉત્તર દિશામાં એટલે ચોથા સ્થાનમાં બલવાન જાણવા.

ચેષ્ટા બલ.

રવિ અને ચંદ્ર ઉત્તરાયણમાં બલવાન જાણવા, મંગલ બુધ, ગુરૂ, શુક્ર અને શનિ વક્ર અથવા ચંદ્રથી યુક્ત હોય તો બલવાન જાણવા.

જે ગ્રહ અતિશય તેજસ્વી હોય તે બલવાન જાણવા.

કાલબલ.

ચંદ્ર, મંગલ અને શનિ રાત્રિ વિષે બલવાન જાણવા.

બુધ સદા બલીજ છે.

રવિ ગુરૂ અને શુક્ર દિવસના બલવાન જાણવા.

ક્રૂર ગ્રહ કૃષ્ણ પક્ષમાં અને સૌમ્યગ્રહ શુક્લ પક્ષમાં બલવાન હોય છે.

ચંદ્ર શુક્લ પક્ષના પહેલા દસ દિવસ મધ્યમ બલી, બીજા દશ દિવસ પૂર્ણ બલી અને છેવટના દશ દિવસ બલહીન જાણવો.

વર્ષ, માસ, દિવસ અને હોરાના અધિપતિ તે તે કાલે બલવાન હોય છે.

નિસર્ગબલ.

શનિ, મંગલ, બુધ, ગુરૂ, શુક્ર, ચંદ્ર અને સૂર્ય આ ગ્રહો એક કરતાં એક વધારે બલવાન એટલે કે શનિ કરતાં મંગલ, મંગલ કરતાં બુધ, બુધ કરતાં ગુરૂ, ગુરૂ કરતાં શુક્ર, કરતાં ચંદ્ર અને ચંદ્ર કરતાં સૂર્ય એમ નૈસર્ગિક બલવાન છે.

શોધક વાંચકને ઉપલા નિયમો તપાસી જોવા સારૂ આ બલની માહિતી દીધી છે આ તે ખુબ વિચારમાં લઇને તપાસ કરવી.

કોઈ પણ વાત પ્રકાશમાં આવે તે પહેલાંજ જણાય, આ કથનથી તો ફલ જ્યોતિષ શાસ્ત્રની ઉત્પત્તિ થઈ હોવાને લીધે વાસ્તવિક રીતે જોતાં તો સ્ત્રી ગર્ભવતી હોય ત્યારેજ થવાનું બાલક તે છોકરો છે કે છોકરી તેનું જ્ઞાન થાય તોજ તેની કિંમત છે આ દૃષ્ટિથી આ નિયમ જ્યોતિષની કસોટી પૂરી કરશે તેમ જણાતું નથી તે વાસ્તે આપણે બીજો કોઇ માર્ગ શોધી કાઢવો જોઇએ. × અહિં જાતક સંબંધના વિદ્વાન માજી વાડી સંપાદકથી શ્રીયુત વિષ્ણુ ગોપાલ નવાથે ધર્મ જાગૃતી નામના મરાઠી માસિકમાં આવેલ એક લેખનો સારાંશ આપવાં લખેલ છે આવા પ્રશ્ન કરનારનું દૃષ્ટિ ગત થશે તે સારૂ ધર્મ જાગૃતિ માસિકમાં આવેલો લેખ સારાંશ રૂપે દેવાની તે લેખકની અને તંત્રીઓની પરવાનગી લઉં છું.

ધર્મ જાગૃતિ માસિકના મેં માસ સને ૧૯૨૦ ના અંકમાં " દત્તાત્રેય " નામના કોઈ લેખકે " મુલગા કીં મુલગી " આ મથાળા નીચે ડૉ. મ. કૃ. હૈમનનો " ધી ડીટર્મીનેશન ઓફ

સેક્સ ઇન મેન " નામના અર્વાચીન શાસ્ત્રીય પદ્ધતિથી લખેલાં પુસ્તકને આધારે આ લેખ લખ્યો છે, તેમાંનો સારાંશ નીચે પ્રમાણે—

ડૉ. ડોસને અનેક ઉદાહરણોનાં શાસ્ત્રીય રીતે નિરીક્ષણો કરી જે સિદ્ધાન્તો કાઢેલા છે તે નીચે પ્રમાણે—

૧ અમુક એક જાતિનો જન્મ થવામાં પુરૂષ (બાપ) કારણ નથી. પણ સ્ત્રીના એટલે કે માતાના ગર્ભાશયની ઉપરની બાજુએ બન્ને તરફ જે માંસપિંડ હોય છે તેમાંનું એકમાં પુંત્વ. અને બીજામાં સ્ત્રીત્વ હોય છે. પુરૂષ ફક્ત તે પિંડને વધારી શકે છે, તે લિંગ ભેદ કરી શકતો નથી.

૨ પુરૂષ જાતિનો પિંડ જમણી તરફ અને સ્ત્રી જાતિનો પિંડ ડાબી તરફ હોય છે.

૩ ઋતુકાલ વખતેજ બાહુધા એકેક જાતિનોજ માંસપિંડ........એક અથવા કોઇ કોઇ પ્રસંગે બે કિંવા અધિક પિંડ આવેછે.

૪ સામાન્યતઃ એક ઋતુકાલથી બીજા ઋતુકાલ સુધીમાં ૨૮ દિવસ વહી જાયછે એટલે કે ૫૨, બાવન અઠવાડિયામાં કિંવા એક વર્ષમાં ૧૩, તેર વખત પાળી આવે છે.

૫ બાલક જન્મ્યા પછીની રૂતુની પહેલી વારીએ, જન્મેલ બાલક જો પુત્ર હોય તો પુત્રી અને જન્મેલ બાલક જો કન્યા હોય તો પુત્ર આ ક્રમથી આગળની દરેક પાળી ગણવી એટલે કે જન્મનાર બાલક છોકરો કે છોકરી તે સમજાશે.

૬ બાલક જન્મ્યા પછી એક મહિના થોડા મહિને રૂતુ શરૂ થાય છે. પછી, જન્મ એકદમ અગર મોડો નૈસર્ગિક અગર બાલો પચારથી અગર કોઇ પણ રીતે થયો હોય.

*બીજી ચૂક ઉત્તર આપવામાં નીચેની હરકતો આવે છેઃ—*

૧ થનાર બાલકની પહેલાનું બાલક સમય ઉપર ન અવતરતાં કમી અથવા વધારે દિવસોએ અવતર્યું હોય.

૨ રૂતુ કાલ અનિયમિત હોય અથવા તેનું નિયમિતપણુંજ અસાધારણ હોય એટલે કે અઠ્ઠાવીસ ૨૮ દિવસે પાળી ન આવતાં ૨૬, ૨૭ અગર ૩૦ દિવસે આવે. પાળી પચીસ પચ્ચીસ દિવસે આવે તો એક વર્ષમાં ૧૪, તેની પછીના વર્ષમાં ૧૫ અને તેની પછીના વર્ષમાં ફરીથી ૧૪ આવે. ગત્તાવીશ દિવસે આવે તો પહેલા વરસમાં ૧૩ પછીનાં વરસમાં ૧૪ આવે પાળી ત્રીસ દિવસે આવતી હોય તો પાંચ વર્ષ સુધી દરેક વર્ષે બાર, છઠે વર્ષે ૧૩, અને ફરીથી સાતમા વરસથી અગ્યારમા વરસ સુધીમાં દરેક વર્ષે બાર પાળી આવે છે.

૩ મહિનાની છેવટમાં (એટલે કે તારીખ ૨૨ થી ૨૯ સુધી) આવનારી પાળીની પિંડની વૃદ્ધિ જે મહિનામાં થવા લાગે તે પ્રમાણે જન્મ તારીખ એક અથવા બીજા મહિનામાં આ-વશે. તેજ પ્રમાણે મહિનાની શરૂઆતમાં ( તા. ૧ થી સાત સુધી ) જન્મનાર બાલકનો પિંડ

તેજ મહિનામાં, પછીથી જન્મનાર બાલકના પિંડ કરતાં પાછળના એટલે કે જુદાજ મહિનામાં હોઇ શકે છે.

ગર્ભધારણના સાધારણ ૨૮૦ દિવસ હોય છે. આ પ્રમાણે આ વિષયનું સામાન્ય સ્વરૂપ છે. વિશેષ માહિતી સારૂ ધર્મ જાગૃતિનો મે માસનો સને ૧૯૨૦ નો અંક અથવા ડો. પુસ્તક વાંચવું.

આપણને આ માહિતી ઉપરથી શો બોધ મળે છે તે કંઇક ઉદાહરણ લઇ તપાસીએ.

ઉદાહરણ ૧ લું.

૧ કન્યા તા. ૨૯ આગષ્ટ ૧૯૦૫ (૨) કન્યા તા. ૨૪ ફેબ્રુઆરી ૧૯૦૯.

૩ પુત્ર તા. ૧૫ ડિસેમ્બર ૧૯૧૩ (૪) પુત્ર તા. ૨૩ જાનેવારી ૧૯૧૬

આ પ્રમાણે એક જણને છોકરાં ઉત્પન્ન થયાં છે. પહેલું બાલક કન્યા તા. ૨૯ આગષ્ટ ૧૯૦૫ ને દિવસે અવતર્યું એટલે—

તા. ૨૯ ઓગષ્ટ ૧૯૦૫ કન્યા તા. ૨૯ ઓગષ્ટ ૧૯૦૬ પુત્ર તા. ૨૯ ઓગષ્ટ ૧૯૦૭ કન્યા તા. ૨૯ ઓગષ્ટ ૧૯૦૮ પુત્ર.

એટલે કે તા. ૨૯ સપ્ટેંબર ૧૯૦૮ કન્યા તા. ૨૯ અકટોબર ૧૯૦૮ પુત્ર.

તા. ૨૯ નવેમ્બર કન્યા. તા. ૨૯ ડીસેમ્બર પુત્ર તા. ૨૯ જાનેવારી ૧૯૦૯ કન્યા.

બીજું બાલક તા. ૪ થી ફેબ્રુઆરીએ અવતર્યું છે અને તે કન્યા જ છે. ઉત્તર બરાબર આવ્યો તેથી, આગલનાં બાલક તપાસીએ.

તા. ૪ ફેબ્રુઆરી ૧૯૦૯ કન્યા. તા. ૪ ફેબ્રુઆરી ૧૯૧૦ પુત્ર તા. ૪ ફેબ્રુઆરી ૧૯૧૧ કન્યા તા. ૪ ફેબ્રુઆરી ૧૯૧૨ પુત્ર તા. ૪ ફેબ્રુઆરી ૧૯૧૩ કન્યા, તા. ૪ ફેબ્રુઆરી ૧૯૧૪ પુત્ર.

આ પ્રમાણે તા. ૪ ફેબ્રુઆરી ૧૯૧૪ માં પુત્ર થવો જોઇએ. પણ જન્મ તા. ૧૫ ડિસેમ્બરને દિવસે થયો છે, એટલે તા. જાનેવારી ૧૯૧૪ કન્યા એમ ઉત્તર આવે છે, તેની પૂર્વે ૨૦ દિવસ અગાઉ જન્મ થયો છે. એટલે પુત્ર થવો શક્ય છે, અને તે બરાબર છે. હવે ચોથા બાલકની તપાસ કરીએ.

તા. ૧૫ ડિસેમ્બર ૧૯૧૩ પુત્ર તા. ૧૫ ડિસેમ્બર ૧૯૧૪ કન્યા તા. ૧૫ ડિસેમ્બર ૧૯૧૫ પુત્ર તા. ૧૫ ડિસેમ્બર ૧૯૧૬ કન્યા.

આ પ્રમાણે તા. ૧૫ ડિસેમ્બર ૧૯૧૬ ને દિવસે કન્યા જન્મ આવે છે. ચોથું બાલક આના પછીના જાનેવારી માસમાં તા. ૨૩ મીએ જન્મેલ છે. એટલે પુત્ર ઉત્પન્ન થવો જોઇએ એવો ઉત્તર નીકળે છે અને તે બરાબર છે.

આ પ્રમાણે વાંચક પોત પોતાની પાસેનાં ઉદાહરણો તપાસી જોવાં આ વિષય આનંદ દાયક તો છેજ પણ શાસ્ત્રના એક અત્યંત વિકટ પ્રશ્ન છોડવવામાં માર્ગ દર્શક પણ થશે એમ જણાય છે. ડો, ડેસનને પ્રથમ બાલકની કલ્પના થઈ શકતી નથી. એક બાલક ક્યારે જન્મ્યું અને તે છોકરો કે છોકરી તેનું બરાબર જ્ઞાન થયા પછી જન્મનાર બાલક શું અવતરશે તેનું જ્ઞાન માત્ર બીન ચૂક થાય છે.

જે બાઇને એક સરખીજ કન્યાઓજ અવતરતી હોય. તે બાઈ ઉપર ઓપરેશન કરી સ્ત્રી જાતીનો ડાબી બાજુ તરફ રહેલો પિંડ કાઢી નાંખવામાં આવે તો તેને આગલ ઉપર કન્યા ન અવતરતાં પુત્ર અવતર્યા જાય આ પ્રમાણે તેણે સપ્રયોગ શોધ કરેલી છે.

આ ઠેકાણે જ્યોતિઃ શાસ્ત્રનો વિચાર કરીએ તો તે સ્ત્રીને એક પણ કન્યા ન થાય એવી અગાઉથી વ્યવસ્થા કરી શકાય. કારણ, એકાદ સ્ત્રીને ઘણી છોકરીઓ થશે એમ અગાઉથી કહેનારૂં શાસ્ત્ર ફક્ત ફલ જ્યોતિષજ છે.

ડો. ડેસનને બરોબર ઉત્તર સારૂ નીચે પ્રમાણે માહિતી જોઇએ છે.

૧ ઋતુકાલ કેટલે દિવસે આવે છે અને તે સામાન્ય કેટલા દિવસ સુધી રહેછે.

૨ નિયમિત પણે હમેશ પાળી આવે છે કે નહિ.

૩ થનાર બાલકની આગલા બાલકની જન્મ તારીખ.

૪ છેવટનું બાલક છોકરી કે છોકરો.

૫ તે બાલક પુરે દિવસે, પુરાદિવસ થયા પૂર્વે કિંવા દિવસ પૂરા થયા પછી અવતર્યું. આગળ અથવા પછી અવતર્યું હોય તો કેટલા દિવસ અથવા અઠવાડીયાં.

૬ બાલક ધાવણ ઉપર કેટલા દિવસ રહેલું હતું.

૭ બાલક જન્મયા પછી કેટલે દિવસે ઋતુ આવવી શરૂ થઈ.

૮ તે પછીની પાળીની તારીખ.

૯ બાળક જન્મ થયા પછી બહુશઃ કેટલા દિવસે પાળી આવે છે.

૧૦ વચમાં કંઈ ગર્ભપાત વિગેરે થયો હોય કિંવા કેવી રીતે અને ક્યારે.

૧૧ બાકીનાં બાલકનાં અને બાલકીનાં જન્મ તારીખ.

ડો. ડેસને આ પ્રમાણે માહિતી મેળવી પોતાનો સિદ્ધાંત સ્થાપિત કર્યો છે. જ્યોતિઃ શાસ્ત્રના સિદ્ધાન્તો પણ આમ માહિતી મેળવી સ્થાપિત કરવા જોઇએ. ભારતીય જ્યોતિર્મંડલ આ કામ હાથમાં લેશે એવી આશા છે.

જાતક સંગ્રહ-સંગ્રહ ૩ જો. ( ચાલુ )

# જ્યોતિષના—ચમત્કાર.

## WONDERS OF ASTROLOGY.

*લખનાર-ત્ર્યંબકરાય જાદવરાય દેશાઈ, બારીસ્ટર ઍટ. લૉ.*



(૨)

સને ૧૯૦૦ થી ૧૯૦૯ સુધી હું અમદાવાદમાં બારીસ્ટર તરીકે ભદ્રમાં રહી કામ કરતો હતો તે વખતે મારે ત્યાં ઘણા મિત્રો તથા સ્નેહી સંબંધીઓ આવતા હતા. મને જ્યોતિષનો શોખ હોવાથી નજીકમાં રા. રા. સદાશિવરાવ ધોન્ડેવ શિકરાપુરકર નામના વૃદ્ધ દક્ષિણી જોશી મહારાજ રહેતા હતા તે લગભગ હરરોજ થોડો ઘણો વખત મારે ત્યાં આવી પસાર કરતા હતા. તે બહુજ મોટા મનના હતા. પહેલાં તેઓ વડોદરામાં નામદાર જમનાબાઇ સાહેબના રાજ જોશી હતા તેથી તેમનામાં અમીરાઈનાં ચિન્હો સ્પષ્ટ માલમ પડતાં હતાં. મારે ત્યાં જો કે સ્નેહના હકમાં આવીને બેસતા હતા તોપણ મારા દોસ્તદારો વકીલ બારીસ્ટરો તથા શ્રીમંતો જન્મોત્તરી, વર્ષફળ વિગેરે કરવા માટે સાધારણ રીતે રાજજ્યોશી સદાશિવરાવનેજ આપતા તેથી તેમને આર્થિક લાભ પણ સારો થતો હતો. મારા પરમપ્રિય મિત્ર સદ્‌ગત મિ૦ ચીમનલાલ નરભેરામ ઠાકોર, બારીસ્ટર, પણ દરરોજ કોર્ટમાંથી ફારક થતા કે તરત મારે ત્યાંજ ચાલ્યા આવતા ને છેક સાંજ સુધી મારે ત્યાંજ રહેતા. પોતે ગર્ભશ્રીમંતને ઉદાર હોવાથી કેવળ જોશી મહારાજને ખટાવવાની ખાતરજ ઘણી વખત પ્રશ્ન મુકવાનું કહી સારી રકમ દક્ષિણા તરીકે જોશી મહારાજને આપતા અને જો કે તેમને પોતાને જ્યોતિષ ઉપર કાંઇ ખાસ શ્રદ્ધા નહોતી તોપણ મારા કહેવાથી તેમનાં વર્ષફળ વિગેરેનું કામ તેમનેજ આપતા હતા તેમની સાથના સંબધને લીધે તેમના સાળા મિ૦ ધીરજલાલ જે વકીલ હતા તે, તથા તેમના સસરા રા૦ રા૦ નરસીલાલ નરોત્તમદાસ પણ મારે ત્યાં વખતો વખત આવતા, અને તેમનાં વર્ષફળ વિગેરેનું કામ પણ જોશી મહારાજનેજ આપતા.

સને ૧૯૦૬ ની સાલમાં એક દિવસ રા૦ રા૦ સદાશિવરાવ મારી પાસે આવ્યા તેમને કહ્યું કે રા૦ નરસીલાલનું ૫૩ મું વર્ષ પોષ મહિનામાં બદલાય છે તે ઐકાન્ત્ય વર્ષ છે અને ગ્રહોની સ્થિતિ વિગેરે જોતાં આવતા વર્ષમાં તેમનો દેહ રહે એવું મને લાગતું નથી માટે મિ૦ ચીમનલાલ બારીસ્ટરને તે વાત કરો. મેં ચીમનલાલને ચેતવણી આપી. તેમણે કહ્યું કે રા૦ નરસીલાલના જ્યેષ્ઠ પુત્ર મિ૦ ધીરજલાલ વકીલ અહીં અવારનવાર આવે છે

તેમને કહ્યો એટલે કાંઇ પુછવા કરવા જેવું હશે તેની ચોખવટ કરી લેશે. મેં તે વાત મિ૦ ધીરજલાલ વકીલને કહી પરંતુ તે થોડું ઘણું જ્યોતિષ જાણતા હતા તેથી દેખાણા ગ્રહની દૃષ્ટિ લગ્ન ઉપર પડે છે વિગેરે કારણો આપી તે વાત સાચી માની શક્યા નહિં. અને રા. રા૦ નરસીદાસભાઇ આપણી ગ્રામ્ય ભાષામાં કહીએ તો "રાતી રાયણ" જેવા હતા અને રોજ ખાડીઆમાંથી ચાલીને ભદ્રમાં આવતા અને ત્યાંથી પાછા ઘેર જતા અને ગામમાં પણ પુષ્કળ ફરતા હતા તેથી તે વાત કોઇના માનવામાં આવે તેમ પણ નહોતું, નવું વર્ષ બેસી ગયું અને રા. રા. નરસીભાઇ હૃષ્ટ પુષ્ટ અને કસરતી હોવાથી કોઇને પણ વિયોગની શંકા આવે તેમ નહોતું, પરતુ દૈવની ગતિ ન્યારી છે! શ્રાવણ મહીનામાં મને ઓચિંતી ખબર મળી કે કોઇને ત્યાં "નરસીભાઈ" બેસવા ગયા હતા ત્યાં એકદમ કાંઇ થઇ આવ્યું અને પોટલે પરસેવો છુટવા માંડ્યો તે ઉપરથી હું તેમની ખબર કાઢવા ગયો. પોતે શ્રીમંત હોવાથી ડાકટરની દવા છુટથી ચાલતી હતી અને સારી રીતે તેમના બહોળા કુટુંબીઓ સારવાર કરતા હતા. આવી સ્થિતિમાં પણ તેમનો દેહ પડશે એવી કોઇને શંકા થતી નહોતી. હું જતો ત્યારે પોતે તકીએ બેસી મારી સાથે લાંબો વખત વાતચિત કરતા, મારે માટે ચાહ મુકાવી અતિથિ સત્કાર કરતા, અને આગ્રહ કરી મને ઝાઝો વખત રોકી રાખતા હતા. ત્યાર બાદ મારી માતુશ્રી લીંબડીમાં સખ્ત બીમાર થઇ જવાનો તાર આવવાથી મારે લીંબડી જવું પડયું. નરસીભાઈનો મંદવાડ લંબાયો હતો અને તેમનો દેહ પડવાની કોઇને કાંઈ ધાસ્તી નહોતી, તેવામાં હું લીંબડીમાં હતો ત્યાં એક દિવસ મારા ઉપર ઓચિંતો તેમના મોટા દીકરાનો કાગળ આવ્યો કે અ.સો સુદ ૧ ને દિવસે બાપાજીએ સ્વર્ગવાસ કર્યો છે; મને આથી રા. રા. સદાશિવરાવ ઉપર વધારે શ્રદ્ધા બેઠી એટલુંજ નહિં-પણ મિ૦ ધીરજલાલ વકીલ તથા મિ૦ ચીમનલાલ બારીસ્ટરને પણ ચમત્કાર જેવું લાગ્યું. એક હરતો ફરતો "રાતીરાયણ જેવો," માણસ આવતા વર્ષમાં મરી જશે તે તે વર્ષ બેઠા પહેલાં જ્યોતિષ શાસ્ત્રના આધારે મરતા પહેલાં ઘણા મહીના આગળથી કહી આપવું તેનું નામ જ્યોતિષ શાસ્ત્રનો ચમત્કાર નહિં તો બીજું શું કહેવાય?

# કાકા મુંજ અને રાજા ભોજ.

( જોશીમહારાજની આગાહી ).

લખનાર-સો. હરિસુખગૌરી વામનરાવ મહેતા.

જગજીવન જગત્રાતા, વિશ્વ વિધાતા સૃષ્ટિના કર્તા;
શ્રી બ્રહ્માન્ડે વ્યાપ્યા, સુર્ય ચંદ્ર નક્ષત્રોના ભરતા. ૧
કરતા હરતા, ભરતા, ધરતા ધરણીને દાતા દેવા;
શુદ્ધ હૃદય નિવાસી, હરિસુખ પ્યાસી કરતા તમ સેવા. ૨

પૂર્વના રાજાઓના ઇતિહાસથી કોઈ અજ્ઞાન નજ હોય. તો પણ ઘણા સૈકા વીત્યા બાદ તે વાતને પાછી તાજી કરી દુનીયામાં તે રાજાઓની કારકીર્દી તેમજ બહાદુરી વિષે જાણવાથી તે નવીજ લાગવાની આશા રહે છે.

ઉજ્જૈયની નગરીમાં પૂર્વે સિંધુલ નામનો રાજા રાજ કરતો હતો. તેની વૃદ્ધાવસ્થા થઈ પણ તેને પુત્ર હતો નહિ. ઇશ્વર કૃપાથી તેને વૃદ્ધ વયમાં એક પુત્ર થયો તેનું નામ તેણે ભોજ રાખ્યું. સિંધુલ રાજાની પુર્વે શ્રી હર્ષ નામનો રાજા રાજ કરતો હતો તેને પણ પુત્ર હતો નહિ. તે એક સમયે શિકાર કરવા ગયો અને મુંજના ભારામાંથી તેને એક બાળક જડી આવ્યો તેને પોતાના રાજ્યમાં લાવ્યો અને પુત્ર જન્મની ખુશાલી શહેરમાં ઉજવી. આ બાળકનું નામ મુંજ રાખ્યું કેમકે તે મુંજના ભારામાંથી મળી આવ્યો હતો. હર્ષ રાજાની રાણી શ્રૃંગાર સુંદરીને આ જડી આવેલો બાળક મુંજ સોંપ્યો. મુંજને આઠમે વર્ષે ગુરૂ ઘેર સોંપ્યો. શ્રી હર્ષ રાજાની બીજી રાણીને પણ આ વખતે એક પુત્ર જન્મ્યો જેનું નામ સિંધુલ રાખ્યું. શ્રી હર્ષ રાજાને પ્રથમ પુત્ર નહિ હોવાથી મુંજને પુત્રવત પાળીને ઘણું લાલન પાલન કર્યું. પણ જ્યારે બીજી રાણીથી સિંધુલનો જન્મ થયો ત્યારે પોતાનું રાજ સિંધુલને આપવા વિચાર થયો. પણ શ્રૃંગાર સુંદરીએ મુંજને ઉછેરી મોહોટો કર્યો હતો તેથી તે રાણીની પ્રીતી મુંજ ઉપર બહુ હોવાથી તેણે મુંજને રાજ આપવું એમ કહ્યું જેથી શ્રીહર્ષે મુંજને ગાદી સોંપી. અને તે પોતે કાળાધિન થયો. મુંજ અને સિંધુલ બન્ને ભાઈ પ્રમાણે રહેતા. પ્રથમ મુંજ રાજા થયો પણ તેની અનીતિ અને નિર્દય ભરેલી રાજ કરવાની રીતીથી લોકોએ પાછળથી સિંધુલને ગાદીએ બેસાડ્યો હોય એમ લાગે છે. હવે સિંધુલ રાજાનો પુત્ર ભોજ રાજા પાંચ વર્ષનો થયો ત્યારે તેની છેક વૃદ્ધાવસ્થા હોવાથી વિચાર થયો કે રાજ્ય કોને આપવું. આથી તેણે પ્રધાન વિગેરે મુખ્ય અધિકારીઓને બોલાવ્યા અને પુછ્યું. મારે રાજ્ય કોને આપવું ? ખરો

હક્કદાર તો ભોજ છે. પણ ભોજ હજી બાલ્યાવસ્થામાં છે: તેથી જો હું મુંજને રાજ્ય ન આપું તો લોકો મારી અપકીર્તિ કરે. વળી મુંજ ભોજને રાજ્ય ભોગવવા દેશે કે તેનો પ્રાણ લેશે, કે શું કરશે તેજ વિચારવાનું છે.

ભોજને રાજ્ય આપતાં તેનું મરણ થાય તે કુળનોજ વિનાશ ગણાય. મુંજ ઘણો લોભી છે, તેથી મને ભય રહે છે ને શાસ્ત્રો પણ કહે છે કે.

लोभात् क्रोधोभवति, क्रोधाद्द्रोहः प्रवर्त्तते .
द्रोहीवैनरकंयाति शास्त्रज्ञोऽपिविचक्षणः
मातरं पितरं पुत्रं भ्रातरं वा सुहृत्तमम् ।
लोभाविष्ट नरो हन्ति स्वामिनं वा सहोदरम्

આ વિચારને દૃઢ માનીને સિંધુલ રાજાએ મુંજને રાજ્ય આપ્યું. અને ભોજને તેના ખોળામાં બેસાડ્યો. થોડો સમય વીત્યા બાદ સિંધુલ રાજા મરણ પામ્યા.

સિંધુલ રાજાના મરણ પછી મુંજે રાજ્યની લગામ પોતાના હાથમા લીધી અને જુના મંત્રીને રજા આપી નવા રાખ્યા. એક સમયે કચેરી ભરી બેઠો, હતો તેવામાં એક જોષીરાજ આવ્યા તેણે પોતાની વિદ્વતા માટે ઘણી પ્રશંસા કરી ત્યારે મુંજે કહ્યું મેં જન્મથી તે અત્યાર સુધીમાં શું શું કર્યું છે તે મારી જન્મોત્તરીથી કહો. શું થઈ ગયું, શું થશે તે સર્વ સાચું કહેજો.

જોષીએ જન્માક્ષર માંડી જે જે કર્મ મુંજે કર્યાં હતાં તે સારાં ને ખોટાં સર્વ કર્મો કહી દીધાં. મુંજ પ્રસન્ન થયો અને જોષીને ઘણું દ્રવ્ય આપ્યું. આ વખતે જુનો પ્રધાન બુદ્ધિસાગર બેઠો હતો તેણે મુંજને કહ્યું હવે ભોજની જન્મપત્રીકા બતાવો. મહારાજ મુંજે ભોજની જન્મપત્રીકા બતાવી. જોષીએ કહ્યું મહારાજ ભોજને મારી સમક્ષ બોલાવો. મુંજે તેજ વખત પાઠશાળામાંથી ભોજને બોલાવ્યો. ભોજ આવીને તુરત મુંજને પ્રણામ કરીને બેઠો. ભોજની, મુખાકૃતી ને જન્મપત્રીકા જોઈ જોષીએ કહ્યું; મુંજ રાજા ! આ ભોજની રેખા ને જન્મપત્રીકાનું વર્ણન હું શું કરૂં. એના ભાગ્યોદયનું વર્ણન કરવા બ્રહ્મા પણ સમર્થ નથી. તો હું તે શું કહું. તોપણ કહીશ. મહારાજ હવે ભોજને વિદ્યાશાળામાં મોકલો. હવે તેની કશી જરૂર નથી. ભોજને પાઠશાળામાં વિદાય કર્યો ને મુંજ એક ચિત્તે જોષી શું કહે છે તે સાંભળવા બેઠો. જોષીએ પોતાનું બોલવું શરૂ કર્યું હે મુંજરાજા ? પંચાવન વર્ષ, સાત મહિના ને ત્રણ દીવસ : આ ભોજ ગૌડદેશ સુધી દક્ષિણ દેશનું રાજ્ય કરશે.

જોષીના શબ્દો મુંજને અંતરમાં અગ્નિ સમાન લાગ્યા પણ બહારથી ખુશાલી દર્શાવી તો પણ તેનું મુખ શ્યામ થયું ને ચિન્તાતુર દેખાવ જણાઈ આવ્યો. વિચારમાં ને વિચારમાં તેણે આખી રાત ગાળી. બીજે દીવસે બપોર સુધી ભોજન પણ ભાવ્યું નહિ.

આખરે તેણે બંગાળના રાજા વત્સરાજને માણસ મોકલી તાકીદથી બોલાવ્યો ને તેને આમ રીતે કહ્યું:

વત્સરાજ આજની રાતના પહેલા પહોરમાં તમારે ભુવનેશ્વરીના વનમાં જઈ ભુવનેશ્વરીના મંદીરમાં ભોજનો મારી નાખવો અને તેનું માથું મારી પાસે લાવવું.

આ કામ કરવાને વત્સરાજે કબુલ કર્યું અને નમ્રતાથી પોતાનો વિચાર મુંજ આગળ કહી બતાવ્યો. રાજા મુંજ, તમે જાણો છો કે ભોજની પાસે દ્રવ્ય નથી. તેમજ બળવાન માણસો પણ નથી. ભોજ એક આપના પુત્ર સમાન છે. અને દાસની માફક આજ્ઞા પાળનાર પરાધિનપણે પેટ ભરે છે. આવાને મારી નાખવાનું કારણ શું?

મુંજે જોષીએ કહેલી સર્વ બીના વત્સરાજને કહી, આ સાંભળી વત્સરાજ બોલ્યો:

त्रैलोक्यनाथो रामोऽस्ति वसिष्टो ब्रह्म पुत्रकः
तेन राज्याभिषेके तु मुहूर्तः कथितो भवत्
तं मुहूर्ते रामोऽपि वनं नीतोऽवनी विना
सिताहारोऽन्य भवद्वैरिठिच वचनं वृथा ॥२१॥

રામચંદ્ર ત્રૈલોકયનાથ હતા. વસિષ્ટ મુની બ્રહ્માના પુત્ર હતા. અને તેમણેજ મુહૂર્ત આપી રામચંદ્રજીને રાજ્યાભિષેક માટે જોયું હતું તો પણ તેજ મુહૂર્તમાં રામચંદ્રજીને રાજ્ય નહિ મળતાં વનમાં જવું પડયું. ત્યાં સીતાનું હરણ થયું. આ રીતે બ્રહ્માનું વચન પણ નિષ્ફળ થયું તો રાજેન્દ્ર આ બ્રાહ્મણ તે શું? એવા બ્રાહ્મણના કહેવા ઉપર વિશ્વાસ રાખી ભોજ કુંવરને મારી નાખવા ઇચ્છો છો એ આપના જેવાને યોગ્ય નથી. વળી સિંધુલ રાજાની પ્રિતી પાત્ર પ્રજા ભોજને મારી નાખ્યાનું જાણીને ત્રાસ પામશે. તે સાથે ઘણું તોફાન જાગશે. રાજ્યમાં કોલાહલ થશે, શેરીએ બંડ ઉઠાવશે તો રાજાને ખમવું પડશે. પુત્રવધ કરવો એ પણ હીતકારી નથી.

વત્સરાજનું કહેવું પથ્થર ઉપર પાણીની માફક થયું ને ક્રોધાવેશમાં મુંજે કહ્યું વત્સરાજ, તું શું મારા રાજનો ધણી છે? શું તું નોકર નથી? નોકર થઇને જે હુકમને તાબે ન થાય તે બકરાના ગળાના આંચળ જેવો નિરૂપયોગી છે.

વત્સરાજે ધાર્યું અત્યારે કાળને અનુસરતું કરવું જોઇએ. અમલ આગળ અક્કલ નકામી છે. મહારાજ આપનો હુકમ શિરાવી હું તે કાર્ય કરવા જાઉં છું એમ કહી ત્યાંથી ચાલ્યો. અને મુંજનો પુત્ર તથા ભોજ પાઠશાળામાં હતા ત્યાંથી ભોજને બોલાવ્યો. ભોજના જાણવામાં કંઈ આવ્યું હતું તેથી તે ગુસ્સે થઇને બોલ્યો. પાપી હું રાજપુત્ર છું. મને મહારાજ મહેલમાંથી બોલાવનાર તું કોણ? તેં આ પ્રમાણે હિમત કેમ કરી? એમ કહેતાંજ પોતાના પગનું બુટ વત્સરાજના માથામાં માર્યું. વત્સરાજે મુગે મોંહે મ્યાનમાંથી તલવાર ખુલ્લી કરી અને ભોજને રથમાં બેસાડી ભુવનેશ્વરીના મંદીર તરફ ચાલ્યા. ચાલુ

# વ્યાપાર વિચાર (તેજીમંદી).

અમારા માસિકમાં કેટલાક માસમાં માસિકની અનિયમીતતાથી. વ્યાપાર વિચાર આવી શકયા નહિ હતા, જેથી અમારા ગ્રાહકોમાં વધારે અસંતોષ ફેલાયો અને પુછ પરછના ઘણા કાગલો આવ્યા. જેથી ચાલુ અંકથી. અમારી સમજ પ્રમાણે. કોટન, સોના, ચાંદી શેર અને અલસીના ભાવોની વધઘટ નીચે પ્રમાણે આપવા ધારી છે. તેમજ આ પ્રમાણે વધાઘટી શા કારણોથી અને કેવા ગ્રહોના સંજોગથી બને છે શાથી વેપારી વાતાવરણો વધા ઘટીમાં આવી જાય છે તેની કેટલીક સમજુતીનો લેખપણ આ અંક થી આપવા માંડયો છે તે ઉપર મનન કરવાથી વધુ સમજ આવ્યા શીવાય રહેશે નહિજ. દર રોજના ફીચર ઉપર આવતા આંક તથા ફરકાપણ કાઢવા ધારીએ છીએ, બનતી સગવડે જનસમુદાય આગળ જરૂરીઆતે રજુ કરીશું. આ બાબતમાં વધુ ફેરફાર સમજાય તો પત્રથી પુછી ખાત્રી કરી લેવી સારી લેખાશે.

* + આ નિશાનીઓ તેજીની છે. ( જુન માસ ) – આ નિશાની મંદીની છે.

| તા૦ | વાર | ફીચર | ભરૂચ કોટન ટકા | અલસી આના | સોના આના | ચાંદી આના |
|---|---|---|---|---|---|---|
| ૧ | શુક્ર | +૨૮ | +૯ | −૨ | +૧ | −૪ |
| ૨ | શનિ | −૨૫ | +૨ | −૧ | +૧ | −૩ |
| ૪ | સોમ | +૨૨ | +૫ | −૨ | −૧ | +૨ |
| ૫ | મંગળ | +૧૮ | +૨ | −૧ | −૧ | +૪ |
| ૬ | બુધ | +૨૮ | +૩ | +૧ | −૧ | −૫ |
| ૭ | ગુરૂ | +૨૨ | +૨ | +૧ | +૧ | −૩ |
| ૮ | શુક્ર | +૨૫ | +૭ | −૧ | +૧ | +૧ |
| ૯ | શનિ | +૧૫ | +૪ | +૧ | −૨ | +૧ |
| ૧૧ | સોમ | −૨૦ | −૨ | −૨ | −૧ | −૧ |
| ૧૨ | મંગળ | +૧૨ | +૩ | +૧ | −૧ | +૨ |
| ૧૩ | બુધ | −૧૫ | +૧ | −૨ | +૨ | +૧ |
| ૧૪ | ગુરૂ | −૩૦ | −૬ | +૧ | +૨ | −૨ |
| ૧૫ | શુક્ર | −૧૨ | −૩ | +૧ | −૧ | −૩ |

| તા. | વાર | ફીચર | ભરૂચ કોટન ટકા | અલસી આના | સોના આના | ચાંદી આના |
|---|---|---|---|---|---|---|
| ૧૬ | શનિ | −૨૨ | −૨ | −૩ | −૧ | *૩ |
| ૧૮ | સોમ | −૧૩ | −૭ | −૨ | *૧ | *૩ |
| ૧૯ | મંગળ | −૫૨ | −૧૧ | −૧ | −૧ | −૨ |
| ૨૦ | બુધ | *૧૭ | −૨ | −૩ | −૧ | −૪ |
| ૨૧ | ગુરૂ | −૨૦ | *૧ | −૧ | *૧ | −૨ |
| ૨૨ | શુક્ર | *૧૬ | −૫ | −૨ | −૧ | −૧ |
| ૨૩ | શનિ | −૨૨ | *૨ | −૪ | −૨ | *૩ |
| ૨૫ | સોમ | −૨૮ | −૫ | *૧ | −૨ | *૧ |
| ૨૬ | મંગળ | *૮ | −૩ | *૧ | *૧ | −૧ |
| ૨૭ | બુધ | *૧૮ | −૪ | *૨ | −૧ | −૨ |
| ૨૮ | ગુરૂ | *૧૨ | −૪ | *૩ | *૧ | −૧ |
| ૨૯ | શુક્ર | *૬ | *૨ | −૧ | *૧ | *૧ |
| ૩૦ | શનિ | −૧૭ | *૧ | −૧ | *૧ | −૩ |

સારાંશ નીચે વધુ સમજુતી માટે આપવામાં આવેલો છે.

કોટન—૧૧ મી જુન સુધી. ભરૂચ કોટનમાં ૨૭ રૂપીઆ. તેજી થશે. તા૦ ૧૦ મી જુન થી થોડા વેચાણ શરૂ કરો જુંન આખર સુધીમાં ભરૂચ મંદો થતો જશે કેટલીક વખતે સમાન રહેશે વધઘટ જણાશે પરંતુ મંદીનું વલણ પકડશે.

ન્યુયોર્કવ્હીચર—૧૧ મી જુન સુધી. ૧૦૦૧૩૫ વ્હીચર તેજી આવશે ત્યારબાદ તા૦ ૨૫ મી જુન સુધીમાં ૧૧૫ વ્હીચર મંદી આપવા વકી સમજાય છે.

અલસી—જુન માસમાં અલસી ( ૧ ) એક ટકા મંદી થવાની વકી છે.

સોનું-સોનાનો ભાવ રૂપીઆ ૨૫ ની નજીક રહયા કરવાનો

ચાંદી—ચાંદીનો ભાવ રૂપીઆ. ૮૩ નજીક રહેવા વકી છે.

મુંબાઈ શેર બજારમાં ૫૦ થી ૧૦૦ રૂપીઆની વધઘટ થશે ભાવ સમાન રહેવાના.

તા૦ ૩૦ આવતા અંકથી વેપારીઓની સગવડ ખાતર માસીક રીપોર્ટ તરીકે કેટલીક ચીજોના રેકાર્ડ તથા રૂખ આપવાને નકકી કરેલ છે. તેમાં નીચે જણાવેલી ઘણી ખરી બાબતો મુખ્ય આપવાની વકી છે.

૧ મુંબઇ રૂ બજાર-ભરૂચ, ઉમરા, બંગાલ.
૨ લીવરપુર વાયદાનો ભાવ.
૩ ઇજીપશીયન વાયદાનો ભાવ.
૪ ન્યુયોર્ક રૂનો બજાર.
૫ હંડીયા રૂનો લીવરપુરમાં ભાવ.
૬ મુંબઇ આવેલા. રૂ. તથા બીયાંની રીસીટ
૭ ન્યુ ઓરલીયન્સ રૂનો બજાર.
૮ સોનું તથા ચાંદી બજારની વધઘટ
૯ મુંબઇ શેર બજાર.
૧૦ કલકત્તા શેર બજાર ( જુટ શેર ) વિગેરે.
૧૧ મદરાસ શેર બજાર.
૧૨ અમદાવાદ શેર બજાર.
૧૩ મોટા શહેરોની હુંડી ભાવો.
૧૪ ઘઉં, અલસી અને એરંડા બજાર.
૧૫ સરસવ. તલ. ખસખસ. ભોંયસીંગ તથા કપાસીઆને હરડા વિગેરેની રૂખ.
૧૬ શુગર રબર મેટલ તાંબાપિતલ ઇત્યાદિ કેમીકલ્સ ઇત્યાદિ.
૧૭ ચોખા ખાંડની વધાવકીની રૂખ.



# જ્યોતિપ દ્રષ્ટિથી સટ્ટાનો વેપાર.

[ મંદિના સંબંધમાં આ વિચારનો પણ સમાવેશ થાય છે. " ग्रहैर्व्याप्तमिदं सर्वम् " આ વાક્ય વિશેષ મનનીય છે. મુદ્દીમાં કાંઇપણ શર્ત નથી. જ્યાં નિયમ-પદ-નિયમ શીવાય નિયન્ત્રણ છેજ નહિ. માનવી દ્રષ્ટીએ નહિ પડેલ એવા અનેક નિયમો હશે. આ માનવી દ્રષ્ટિના ટુંકા પણાને લીધે મનુષ્ય " પૃથ્વીમાનિા વ્યવહાર બહુજ અનવસ્થિત છે " એમ ઘણી વાર બોલી જાય છે. આવા પ્રકાર વ્યાપાર બાજારમાં સહજ નજરે પડે છે. ગામમાં નવું સોનું આવ્યુ ન હોય ત્યાં પણ સોનાના ભાવમાં ફેરફાર થઇ આવેલો જણાય છે. પરદેશમાં થએલ લેવડદેવનું પરિણામ આપણું તરફના વ્યાપારના ભાવ ઉપર જણાઇ આવે છે. એકાદ છાની રીતે ગાહકિક વ્યાપારીઓ છેવટ ' માલ એક દમનું કરવાની ખટપટમાં પડી સર્વ વ્યાપારનું ધોરણ ન બેસા

આમ અનેક પ્રકારના વ્યાવહારિક નિયમો બેસાડી અનેક લોક બજારના ભાવ બદલવાના કારણ ઠરાવે છે સાધારણ રીતે ભાવમાં ફેરફાર થવાનું કારણ સટ્ટો ખેલનાર જબર છાતીનો મનુષ્યજ હોય છે તેમ આપણને માલમ પડે છે. આ કારણને લેઇને આ મહા ઉપર જ્યોતિષ દ્રષ્ટિથી કંઇ નિયમો હોઇ શકે કે કેમ તેનો વિચાર કરવાને અમારા ગ્રાહકો તરફથી વારંવાર સૂચનાઓ થવાથી અમારા મિત્રોના તેમજ અમારા કેટલાક અનુભવ જન્ય વિચારો વાંચકો રૂબરૂ રજુ કરૂં છું જે તમામ વેપારીઓને વધારે સગવડ ભરેલું થવાની વકી છે. આ બાબતમાં વધારે અનુભવી બંધુ કંઇપણ ફેરફાર કરવાને સુચવશે તો અમારા આ વિચારોમાં ન્યૂનાધિક કરી જનસમુદાય આગલ રજુ કરીશું. અમારા પ્રયાસને ઉત્તેજન કરવાને બનતી સહાય આપવા વિનંતી છે.

પ્રાચીન કાલમાં આજના સુધરેલા જમાના પ્રમાણેનો વાયદાનો વેપાર ન હતો. તેજ પ્રમાણે પરદેશ સાથે આગબોટ તથા રેલ્વેનાં સાધનો ન હોવાને લીધે માલની આવકજાવક આજના જેટલી ન હોવાને લીધે જ્યાંનો માલ ત્યાંજ વધી જતો. તેને લીધે માલના ભાવ ઉપર વિશેષ તેજી મંદીનું પરિણામ આવતું ન હતું અને તેનેજ લીધે આપણા જ્યોતિઃશાસ્ત્રીઓએ આ વિષય ઉપર પોતાની દિવ્ય શક્તિથી વિશેષ સ્પષ્ટીકરણ કર્યું હોય તેમ ઝાઝું જણાતું નથી.

અર્વાચીન સમયમાં તારયંત્રો તથા માલની હાવલઝવા કરનારાં પુષ્કળ સાધનો હોવાને લીધે ભાવોમાં વારંવાર વધઘટ ( તેજીમંદી ) થાય છે. આ વધઘટ કેવી રીતે થાય છે, તે જ્યોતિષ દ્રષ્ટિથી કેવી રીતે નિયમ બદ્ધ છે. તેની રૂપરેખા જણાય તે હેતુથી આ લેખ લખનારે લેખકે આ અલ્પ પ્રયાસ કર્યો છે. આ રૂપરેખાને પૂર્ણતા પ્રત્યે ખેંચી જવાનું કાર્ય જાણીતા બંધુઓ કરશે એવી વિનંતિ આ લેખદ્વારા તેમને કરૂં છું. મ્હારા આ લેખ માંહેના વિચાર બધાજ બરાબર છે એમ હું કહેવા માંગતો નથી. પણ પોતાના વિચારો અનેક જાણીતાઓ આગળ ધરવાથી તેમાં આપોઆપ ઘણો સુધારો-( ચોખવટ ) થાય છે. આમ જાણીનેજ મ્હેં મ્હારા વિચાર બતાવવાનું સાહસ કર્યું છે. વ્યાપારી વર્ગનું જે વિષય ઉપર ચિત્ત વિશેષ ચોંટેલું રહે છે તે વિષય ઉપર આજના જ્યોતિર્વિદોએ વિશેષ પરિશ્રમ કરવો. અને અનુભવ થી કંઇક નિયમો બેસાડી તે નિયમોની સહાયથી સ્વદેશીય વ્યાપારી વર્ગને આજના જેવા આ વ્યાપારી યુગમાં આગળ ડગ ભરવાને મદદ દેવી તેપણ આ વિષય ચર્ચવાનો એક આશય છે.

પાશ્ચાત્ય જ્યોતિર્વિદોએ આ વિષય ઉપર કંઇક થોડા ઘણા વિચારો કર્યા છે. અને શોધ કરી જે નિયમો બેસાડ્યા છે તે પુસ્તક રૂપે તેઓએ પ્રસિદ્ધપણ કર્યા છે. પણ તે પુસ્તકોની કિંમત ભારે હોવાને લીધે સાધારણ વર્ગ તે પુસ્તકો ખરીદી શકતો નથી જેઓ તે પુસ્તકો ખરીદી શકે તેમ છે તેઓને આ શાસ્ત્ર સંબંધનો એક આંકડો પણ સમજતો નથી. માટે આવા બન્ને વર્ગની અડચણ દૂર થાયને તે બન્ને વર્ગો આ બાબતમાં રસપૂર્વક વિચાર કરતા થઇ જાય તેપણ આ લેખ લખવાનો એક હેતુ છે. આમ વિષય ચર્ચવાના બધા હેતું આગળ કરી તપાસીને હું મ્હારા વિચારો અલ્પમતિથી જેવા છે તેવા બતાવવાની શરૂઆત કરૂં છું.

કપાસ, સોનું, ચાંદી, જુદીજુદી કંપનીના શેરો, તાંબું, પિત્તળ, લોખંડ, અલશી, સણ, વિગેરે વસ્તુઓના ભાવોમાં બીજી સર્વ વસ્તુઓના ભાવ કરતાં વધારે તેજીમંદી થયા કરે છે તેમ વ્યાપારી વર્ગને જણાય છે. તે પ્રમાણે રેસીસમાં વ્યક્તીશ થયેલી ઉથલપાથલનું પરિણામ પણ વ્યાપારી ભાવોમાં ફેરફાર કરે છે. એટલે કે આ સર્વના વિચારનોસાર એક એક પ્રકરણમાં લઇને બતાવીશ.

## કપાસ.

હાલમાં હિન્દુસ્થાનમાં કપાસનો પાક દુનીયાના પાકના લગભગ પાંચમા ભાગે ઉતરે છે. ૩/૫ ત્રણ પંચમાંશ પાક અમેરિકામાં થાય છે. બાકીનો ૧/૫ એક પચમાંશ પાક દુનીયાના બાકીના ભાગમાં થાય છે. અમેરિકા તો નવીન દુનીયામાં રહ્યો જુની દુનીયામાં કેવળ હિન્દુસ્થાનમાંજ કપાસની પેદાશ વધારે થાય છે. કેટલીક વખતે પાક ઘણો થયો હોય તોપણ ભાવ વધે છ અથવા પાક ઓછો હોય છતાં પણ ભાવ ઘટી જાય છે. આ વાત રાષ્ટ્રીય સ્થીતિ, દેશમાં આરોગ્ય અનારોગ્ય, જનતાને ગરજ, તે ઉપર વિશેષ આધાર રાખે છે. કેટલીક વખત અમેરિકામાં વરસાદ પાણી સારાં થયાં હોઇ પાક સારો ઉતર્યો હોય છે અને હિન્દુસ્થાનમ વરસાદ ન હોવાને લીધે પાક કમી ઉતરે છે. એટલે કે સર્વ દેશનાં વરસાદ પાણીના અને તે દેશ ઉપર ગ્રહોનાં થનારાં પરિણામોના વિચાર કર્યા સિવાય ભવિષ્ય ભાખવામાં આવે હોય તો ભવિષ્ય ફળ ખોટુંજ ઠરે એમાં નવાઇ નથી.

કપાસ ઉપર મુખ્ય પરિણામ કરનારો જો કોઇપણ ગ્રહ હોય તો તે શુક્ર છે. શુક્રથી બીજે નંબરે ચંદ્રનું પરિણામ પણ કપાસ ઉપર થાય છે.........નો રંગ કાળાશપર હોય છે અને તેની.........નો રંગ પીલાશપર હોય છે.........ના અંદરના ગર્ભનો રંગ .........હોય છે. આ વસ્તુ સર્વને નિયમિત ઉપયોગી હોવાને લીધે તેના ઉપર સર્વ ગ્રહોના બલાબલ પ્રમાણે કમી જાસ્તી પરિણામ આવે છે. આના ઉપર હર્શલ નેપચ્યુનનું પરિણામ વિશેષ તાત્કાલિક અનુભવમાં આવ્યા સરખું થાય છે. ગ્રહોની પૂર્ણ દ્રષ્ટિ આપણા શાસ્ત્રકારોએ આમ ઠરાવી છે—

સપ્તમ દ્રષ્ટિ સર્વ ગ્રહોને પૂર્ણ<br>
ચતુર્થ, અષ્ટમ દ્રષ્ટિ મંગળને પૂર્ણ<br>
પંચમ, નવમ દ્રષ્ટિ ગુરૂને પૂર્ણ<br>
તૃતીય, દશમ દ્રષ્ટિ શનિને પૂર્ણ

પાશ્ચાત્ય જ્યોતિર્વિદોએ ઠરાવેલી દ્રષ્ટિઓમાં પૌર્વાત્ય દ્રષ્ટિઓનો પણ સમાવેશ થઇ જાય છે. ત્રિકોણ એટલે નવ પંચમ દ્રષ્ટિ ( Trine ) તેજ ગુરૂની પૂર્ણ દ્રષ્ટિ કેન્દ્ર (Square) ઉર્ફે ચતુર્થ દશમ દ્રષ્ટિ તે આપણી મંગળની ચોથી અને શનિની દશમ દ્રષ્ટિ અર્ધ ત્રિકોણી (Sextile) અથવા લાભ ( તૃતીય એકાદશ ) દ્રષ્ટિ તે ત્રિકોણ દ્રષ્ટિની અરધો ખરચ છે ને શનિની તૃતીય દ્રષ્ટિ તૃતીય દ્રષ્ટિ સરખી અનિષ્ટ નથી. એટલેજ એકાદશ સ્થાનનો શનિ સારો કહેવાય છે. શુભઅશુભ સંબંધાનુ સાર તેજીમંદી ઠરાવવી પડે. પ્રતિયોગ (Opposition) ને સપ્તમ દ્રષ્ટિ અને યુતિ (Conjunction) આ દ્રષ્ટિયોગ પાશ્ચાત્યોમાં મુખ્ય. આ પ્રમાણે વિચાર કરતાં—





# ભારતીય જ્યોતિષ-ચંદ્રોદય



# BHARATIYA JYOTISH CHANDRODAYA.

ग्रहैस्तु व्यापितं सर्वं त्रैलोक्यं सचराचरम्


| પુસ્તક ૨ જું. | વૈશાખ માસ ૧૯૭૯ | અંક ૨ જો. |
|---|---|---|
| VOL. II. | APRIL 1923. | NO. 2. |


त आदित्यास उरवो गभीरा अदब्धासो दिप्सन्तो भूर्यक्षाः अन्तः
पश्यन्ति वृजिनोत साधु सर्वं राजभ्यः परमा चिदन्ति
ऋग्वेद मंडल २ अष्टक २ अध्याय ७ सूक्त २७ ऋचा ३

અર્થ—

સૂર્યનારાયણ એ સર્વ વ્યાપક અને ગંભીર છે, તેમની આગળ લુચ્ચાઈ કદી પણ ચાલતી નથી, તે પાપીઓને સજા કરેછે. તેમને અસંખ્ય નેત્રો છે, ભૂંડું કર્યું અને ભલું કર્યું તે માણસના મનમાં હોય તો પણ તેમને સાફ સમજાય છે તેમજ પદાર્થ ગમે તેટલે દૂર હોય તો આ આદિત્ય (સૂર્ય) રાજાને તે તદ્દન પાસેજ હોય છે આવા અત્યુત્કૃષ્ટ ગુણવાળા સૂર્યદેવ સર્વ (જ્યોતિષચંદ્રોદયના) ઉપાસકોને પાપથી બચાવી કલ્યાણ માર્ગે દોરનારા થાઓ.

॥ ૐ ॥

# " મ્હેમાન હું સ્હેતો ફરૂં.! "

( સોરઠી )

૧

હું શું લખું ? કોને લખું ? કેવું લખું ? સ્હમજાવશો !
હું શું બકું ? ઉર ખાલી છે ! વ્હાલાં બધાં નિભાવશો.
છે જીંદગીમાં એક ભવની ! આ સગાઇ સર્વને !
જાણે બધાં . તોપણ કદા ત્યાગે નહી ઉર ગર્વને !

૨

કુસ્તી ચ્હે મસ્તી મહીં ! સુસ્તી ગ્રહે વસ્તી મહીં
હસ્તી કહે એશાનમાં ! ત્યાં શું રહે કહેવું અહીં ?
સેવક બને શિરછત્રજે ! કુદરત ફરે આ જન્મમાં !
છે ન્યાય ઉંચો ભાવીનો ! દોગી બળેછે ભક્તમાં !

૩

તોફાનના બહુ તાનમાં બેભાન બનવું કાં વિરા ?
આ રાનમાં " મ્હેમાન " સૌ કાં ભૂલવી " ગીતા " ગીરા ?
ના ભાવનું બિંદુ મળે કે પ્રેમના જ્યાં દેખતો !
દિલ ધાવતો ફરે નહી ! ત્યાં ભાન ભૂલી પેખતો !

૪

કુદરત કળાને છેતરી ! ને રહેમ માગું ક્યાં થકી ?
ઉદ્ધૃત બલાને હું ત્યજું ! તો લેખ જોવાનીવકી.
આલમ મહીના સ્વાર્થમાં ! ના રાચનો તલભર વિરા !
માલૂમ અહીં તો એક છે ! ના કર્યનો કોને જરા !

૫

મ્હારૂં ન માનું હું કદા ! કોને અહીં શાને કહો ?
ખારૂં ગિઝાનું છે સદા ! છોને કઈ ભાને ચહો ?
વૈરાગ્ય વૃત્તિ તાનમાં ! ગુલ્તાન થઈ વ્હેતો ફરૂં !
સદ ભાગ્ય માની રાનમાં ! " મ્હેમાન હું સ્હેતો ફરૂં ! "

" હૃદયયોગી "

(શિહામરંકર)

# મઘાનક્ષત્ર પુંજના એક તારા.

લેખક—કૃષ્ણારામ બહાલજી ભટ્ટ.

નક્ષત્ર બે પ્રકારનાં છે. રાશિચક્રના આરંભસ્થાનથી ૧૩ અંશ ૨૦ કલાનો, એક ભાગ આ પ્રમાણે જે ૨૭ ભાગ તે વિભાગાત્મક નક્ષત્ર પંચાંગ ગણિતમાં આજ નક્ષત્રો આવેછે. આ વિભાગોને અશ્વિની વિગેરે નક્ષત્રપુંજો સાથે કંઇ પણ સંબંધ નથી. પંચાંગમાં લખેલાં દિન નક્ષત્રો પ્રમાણે આકાશમાં ચન્દ્ર જોવામાં આવે છે આવી જો કોઇની સમજુતી હોય તો તે ભૂલ ભરેલી છે. ચન્દ્રની યોગ તારા સાથેની યુતિ આ એક સ્વતંત્રજ વિષય છે.

સૂર્યના ભ્રમણ માર્ગની આસપાસ આકાશમાં ખૂણા સારૂં જે ૨૭ નક્ષત્ર 'પુંજ' કલ્પવામાં આવ્યાં છે તે નક્ષત્રોને તારકાત્મક નક્ષત્રો કહેવામાં આવેછે. આ બીજોજ પ્રકાર છે. આ પ્રકાર પહેલા પ્રકારથી ભિન્નજ છે. આ તારકાપુંજ સરખા સરખા અંતરે ઉપર આવેલા નથી. ગ્રહનો ભોગ આ તારકના ભોગ સરખો થાય એટલે તે ગ્રહ તે તારા પાસે જણાયછે. રામ જન્મ સમયે પુષ્ય વિભાગમાં રહેલો ચન્દ્ર (તારો) પુનર્વસુના તારકાપુંજ પાસે હતો. મહાભારત સમયે જ્યેષ્ઠા તારકાપુંજ પાસે દેખાતો મંગલ મઘા વિભાગમાં હતો. વરાહાચાર્યના વખતે ઉત્તરા ભાદ્રપદ વિભાગમાં રેવતીનો યોગ તારો હતો! ઇત્યાદિ આધાર ઉપરથી નક્ષત્ર પુંજ તે કેવળ ખૂણ સારૂંજ છે તે સ્પષ્ટ જણાઇ આવેછે. હમણાના ચાલુ કોઇ પણ નિરયન પંચાંગમાં આ તારકઓનો ઉપયોગજ કરવામાં આવતો નથી. ઉલટું પંચાંગમાં જે વિભાગાત્મક નક્ષત્રો તેજ તારકાત્મક નક્ષત્રો છે આમ સમજવામાં આવે છે! અસ્તુ. આ તારકાત્મક નક્ષત્રોનો ઉપયોગ જાતક શાસ્ત્રમાં કરવા માટે કેટલાક પાશ્ચાત્ય જ્યોતિષીઓના પ્રયત્ન ચાલુ છે. તેની માહિતી 'ચન્દ્રોદય'ના વાંચકોને થાય તે હેતુથી આજ એક તારા સંબંધી વિવેચન કરવાનું કરાચું છે.

આકાશમાં અનન્ત અન્તર ઉપર આપણા સૂર્ય જેવા કિંવા તેના કરતાં પણ વધારે તેજસ્વી એવા અનેક સૂર્યો છે. આપણા સૂર્યથકી અતિશય પાસેના સેંટાઅરી નામના તારા ઉપરથી સૂર્ય તરફ જોવામાં આવ્યું હોય તો આપણી ગ્રહમાળા બીલકુલ દેખાશે નહિ. અને આપણો સૂર્ય એકાદ..........તારા પ્રમાણે દેખાશે. આવા તારાઓ પૈકીજ મઘાનો તારો છે. આકાશમાં પહેલા નંબરના તેજ પ્રકાશિત થનારા જે ૧૯ તારાઓ છે, તેમાં મઘાનો તારો છેવટનો છે. આ શુભ્ર તેજથી પ્રકાશે છે. આ ત્રણ તારાનાં ત્રિકૂટ માંહેનો એક છે. આ ત્રિકૂટ અનુક્રમે ૧-૭, ૮-૫, ૧૩ નંબરના તારાનું બન્યું છે. આ તારો હાલમાં સિંહ રાશિના ૨૯ મા અંશ ઉપર માલુમ પડી આવેછે. દરેકના મત પ્રમાણે આ તારાનો જાતકમાં કંઇ સારૂં વિચાર કરવો યોગ્ય નથી કારણ તે તારા એટલે સ્વતંત્ર તારા હોઇ તે દરેકને ગ્રહમાલા હોય છે. ગ્રહમાલા રૂપી જગતની ઉત્પત્તિ, સ્થિતિ ક્ષય ચાલુજ છે. એક ગ્રહમાલાને બીજી ગ્રહમાલા સાથે કંઇ પણ સંબંધ નથી. પણ આ મત વિશેષ ગ્રાહ્ય નથી. મહાભારત કાળમાં

કર્ણ પણ સ્થિર તારાપાસે દેખાતા ગ્રહનું ફલ 'लोकक्षयकृत्' વિગેરે પ્રકારે કહે છે. આલ્કીલ, સિમોનાઈટ, લિલિ વિગેરે ગ્રંથકારોએ આ તારાઓનાં ફલ લખ્યાં છે.

કોઈ પણ તારાનું પરિણામ તે તારો દશમ ભાવ ઉપર, લગ્ન બિન્દુ ઉપર રવિ અને ચન્દ્ર ઉપર હોતાં વિશેષ પ્રમાણમાં જોવામાં આવેછે. બીજા ગ્રહો પણ આવા તારાઓ સાથે સંયુક્ત થાય તો તેમનું પણ ફલ જોવું.

મઘાનો તારો કોઈને પણ 'જ્યોતિર્વિલાસ' ગ્રંથની સહાયથી નક્કી જોતાં આવડે, આ તારામાં ગુરુની જ્ઞાન શક્તિ અને મંગલનું સામર્થ્ય સેળ ભેળ થએલ છે. સામાન્યત: આ તારો ધાર્ષ્ટ્ય મહત્વ અને પ્રભુત્વની ઈચ્છા દાખવનારો છે.

લગ્ન કિંવા દશમ ભાવમાં આ તારો હોતાં મનુષ્ય સુખી અને કર્તૃત્વવાન થાય છે. પ્રાચીન કાલમાં આ તારો પૂર્ણ પણે ઐશ્વર્ય દેનારો, રાજયોગ ઘડનારો અને વૈભવના શિખર ઉપર બેસાડનારો છે એમ સમજવામાં આવતું. હમણા હમણામાં એમ દેખાય છે કે આ ફસમનો અન્ત સુખમાં આવતો નથી. રવિ આ તારાથી સંયુક્ત થતાં મનુષ્ય માન મરતબો, ઐશ્વર્ય અને મોટાપણું મેળવે છે. પણ તેની આખરની સ્થિતિ અતિ કાળજી ભરેલી, માન હાનિ દેખાડનારી અને સંકટગ્રસ્ત હોય છે. વૈભવ મય સ્થિતિ પછી આપત્તિ આવતાં આવો મનુષ્ય આત્મહત્યા પણ કરી બેસે છે.

આ તારાની આગળ પાછળ ૮ અંશના અંતર સુધીમાં જો ગ્રહ કિંવા લગ્ન, દશમ હોય તો આ ફલ બરાબર મલે છે જેમનો જન્મ દિવસના ભાગમાં થયો હોય તેને આ ફળ બહુ ચોક્કસ મલે છે. પછી તે ગમે તે પરિસ્થિતિમાં જન્મે રાત્રિએ જન્મ હોતાં અનુભવ થોડો મલે છે.

પાપગ્રહ આ તારાથી સંયુક્ત થતાં અતિ વિકટ સકટ અને માનહાનિના પ્રસંગ અનુભવમાં આવે છ.

મઘા તારા સાથે ચન્દ્ર કિંવા સૂર્ય સંયુક્ત હોઈ તેમનો દશમ ભાવમાં રહેલા ગુરુની સાથે ત્રિકોણ યોગ થાય તો રાજ વૈભવ ભોગવાવે છે.

મઘા તારા પાસે શનિ કિંવા મંગળ હોઇ ચન્દ્ર જો પાપગ્રહથી બગડે તો આંધળાપણું બક્ષે છે.

મઘા તારા ઉપર ચંદ્ર હોતાં મનુષ્ય સ્વતંત્ર વિચારનો પોતાના બળથી ઐશ્વર્ય સંપન્ન થાય છે.

વર્ષ લગ્ન આ તારા ઉપર આવે ત્યારે ઉષ્ણતાનો વિકાર. કલહનો પ્રસંગ, શત્રુનાશ અને ધન લાભ એ ફળો મળે છે.

વર્ષદશમ આવે ત્યારે બહુમાન કુલીન અને અધિકારી લોકો સાથે મૈત્રી મોટી, જવાબદારીનાં કાર્યો હાથમાં લેવાય.

વાર્ષિક સૂર્ય આ તારા ઉપર આવતાંજ વૃદ્ધ અને વડીલ વર્ગને આબરી ભોગવાવે પોતાને. કામની ડગડગ કિંવા શારિરિક કષ્ટ પણ જણાવે. અંગીકૃત (ચાલુ) કાર્ય માત્ર સિદ્ધ થઇ શકેછે.

વાર્ષિક ચંદ્ર મઘા તારા ઉપર આવે ત્યારે માતાનું મૃત્યુ કુટુંબમાં સ્ત્રીને આબરી, નાતિમાં મહત્વ અને ધન લાભ મળે છે.

વાર્ષિક બુધ આ તારા ઉપર હોતાં કીર્તિ અને માન્યતા મળે છે. અધિકાર અને ધનની પ્રાપ્તિ થાય છે.

વાર્ષિક શુક્ર આ તારા ઉપર હોતાં અયશ આરામમાં ખોટ. યશ પ્રસંગે નિરાશા અને સ્ત્રીને અસ્વસ્થતા માલમ પડે છે.

વાર્ષિક મંગલ આ તારા ઉપર હોતાં માન સન્માન કીર્તિ અને સમાજમાં નાયકપણું પ્રાપ્ત થાય છે.

વાર્ષિક ગુરૂ આ તારા ઉપર આવતાં સુજ્ઞ મનુષ્યો સાથે સ્નેહ ધર્માચરણ તરફ પ્રવૃત્તિ ઐશ્વર્ય અને વિદ્વાનમાં ગણના થવાની.

વાર્ષિક-શનિ આ તારા ઉપર આવે ત્યારે મોટી જવાબદારી અંગીકાર કરવાના પ્રસંગો વેદાન્તની આવડ અને મોટી માંદગી ભોગવવી પડે.

વાર્ષિક હર્શલ આ તારા ઉપર આવતાં સંતતિને કષ્ટ અધિકાર પ્રાપ્તિ, રાજકીય ચળવળમાં આગળ પડતો ભાગ લેવાની પ્રબળ ઇચ્છા.

વાર્ષિક નેપચ્યુન મઘા તારા ઉપર આવતા ઉચ્ચ વિચાર, જનસમુદાયનાં કલ્યાણની ઇચ્છા અને ઉપાસના તરફ મન ને લઇ જાય છે.

સને ૧૯૧૪ ની સાલમાં મહાયુદ્ધને પ્રસંગે તા. ૨૧ આગષ્ટને દિવસે સૂર્યગ્રહણ આજ તારા ઉપર થયું હતું.

મંગળ આ તારા ઉપર આવતાં હવામાનમાં મોટો ફેરફાર જણાય છે. સને ૧૯૨૩ ના આગષ્ટ આખેરીએ મંગળ આ તારા પાસે આવશે ત્યારે આની સત્યતા દ્રગ્ગોચર થવાની.

તેજીમંદી તરફ ઘણા મોટા ભાગના જ્યોતિષીઓનું ધ્યાન ચોંટેલું હોઈ હંમેશાં વ્યાપાર ઉપર ગ્રહોનું થનારૂં પરિણામ નિશ્ચિત કરવામાં સ્થિર તારકાઓના પરિણામનો વિચાર કરે તો ઘણો સરસ અનુભવ મળે. અને વ્યાપાર જ્યોતિષનું ફળ નક્કી ઠરાવી શકે તેમ છે, કેવળ ચંદ્ર સિંહ રાશિના ૨૯ માં અંશ આગળ એટલે મઘા તારા પાસે આવતાં 'મંદી થશે' એમ કહેવું તે વ્યર્થ જાય છે. તેજીનું જોર ચાલુ હોતાં મોટી તેજી થએલી જણાય છે.

મઘા તારા પાસે નેપચ્યુન આવતાં વ્યાપાર ઉપર મોટું પરિણામ ઘડાઈ આવે છે. જાતક સંગ્રહ ભા. ૩ સંગ્રહ ૯ મો મળે લેખક—નારાયણ સદાશિવ મરાઠે.

# પ્રસિદ્ધ કુંડલી સંગ્રહ નં. ૧૩

## ઉદારથી, ગ્લેડસ્ટન.

સાયન ચલિત કુંડલી.




ગ્લેડસ્ટનના જન્મકાલમાં પૂર્વ કેન્દ્ર ઉપર ચર રાશિ મકર રાશિ ૯ અંશમાં ઉદય પામે છે. લગ્નના અધિપતિ શનિ ધન રાશિમાં લાભસ્થાને છે. લગ્નમાં બુધ અને રવિ હોવાથી તેઓનું શરીર ભવ્ય અને બલવાન હતું અને મુખાકૃતિ ગંભીર અને વિચારવાળા હતી. મકર રાશિ બારરાશિઓમાં આશ્ચર્યકારક છે. આ રાશિ જન્મકાલમાં લગ્ને કેન્દ્રી ઉદય થઈ મહત્વા કાંક્ષા, પુષ્કળ કામો કરવાનો ઉત્સાહ નિરંતર વ્યવસાયમય. ચોક્કસ હીસાબી પણું પરિશ્રમને નહિ ગણનાર ઇત્યાદિ ગુણો આ કુંડલી તપાસતાં માલુમ પડે છે. આ ગુણોનો ઉત્તમ બનાવ કુંડલી મધે થએલા બીજા યોગોથી પણ થાય છે,

ચાલુ કુંડલીમાં લગ્ને મકરરાશિ-અને લગ્નમાં રહેલા મકરરાશિના રવિ અને બુધ હોવાથી ગ્લેડસ્ટનમાં પ્રથમ કહેલા મકર રાશિના ગુણ ધર્મ સારાજ દેખાઈ આવે છે.

"આ દુનીઆમાં મેળવવાનું ઘણું છે તેમાંથી જે મેળવ્યું છે તે કંઇ હિસાબમાં નથી." આ પ્રમાણે ગ્લેડસ્ટનના હમેશના વાક્યો ઉપર તેની મહત્વાકાંક્ષા કેવી ઉત્તમ કોટીની હતી તે વાંચકોનેજ માલુમ પડશે; મકરરાશિ ધાર્મિક રાશિ પણ છે. ઉપરની કુંડલીમાં લગ્નાધિપતિ

શનિ, સત્વગુણ પ્રધાન એવા ગુરૂની સામે શુભ (નવ પંચમ) યોગ કરે છે જેથી **મી૦ ગ્લેડસ્ટન સાહેબ** મરણ પર્યંત સ્વધર્મ નિષ્ટ, પાપ બીરૂ, અને ઉદાર હતા; પંચમેશ બુધ લગ્નમાં ગૂઢ રાશિમાં દશમસ્થાને રહેલા હર્શલ સાથે તેના દ્વિરાશ્યંતર શુભ દ્રષ્ટિયોગ થાય છે, ત્રીજા સ્થાનમાં ગુરૂ અને શુક્ર, શનિ અને નેપચ્યુન આ ગ્રહોથી થએલો નવ પંચમ યોગ આ સર્વ યોગો અગાધ વિદ્વત્તાને દર્શાવે છે. ગુરૂ પ્રાચીન ભાષાના કારકગ્રહ છે અને બુધ વક્તાપણાના કારકગ્રહ છે. આ બન્ને ગ્રહ ચાલુ કુંડલીમાં ઔદ્ધિક સ્થાનમાં રહી તેની સાથે બીજા ગ્રહોનો શુભ દ્રષ્ટિયોગ થવાથી **મી૦ ગ્લેડસ્ટન** પોતે પ્રાચીન ભાષા **ગ્રીક** અને **લેટીન** ભાષામાં અને વક્તાપણામાં (ભાષણ કરવામાં) કુશલ હતા, ફક્ત વક્તાપણાથીજ તેમનો ઉદય થએલો છે. તૃતીયેશ મંગલ લગ્નકેન્દ્રમાં હોઇ ગુરૂસાથે દ્વિરાશ્યંતર દ્રષ્ટિયોગ કરેછે. નવમેશ શુક્ર જ્યારે વ્યયસ્થાનમાં થાય છે ત્યારે ગુરૂ સાથે ત્રિકોણ યોગ કરે છે અને ત્રીજા સ્થાનમાં ગુરૂ છે. આ યોગ ગ્રંથકાર તરીકે ઉત્તમ બનેછે તેથી પોતે ઘણાખરા વિષયોમાં અનેક નિબંધો અને સ્વતંત્ર ગ્રંથો લખેલા છે. તેમને ખાસ આવડતા વિષયો પ્રાચીન ઈતિહાસ, **હોમર** કવિ, **ગ્રીક ભાષા, રાજકારણ** અને **ધર્મ** આ હતા, દશમસ્થાને હર્શલ હોવાથી પ્રાચીન ઇતિહાસ તરફ લક્ષ્ય રાખી શક્યા. તૃતીયેશ અને નવમેશ આ બન્ને સ્થકનોના અધિપતિ ધનેશ ગુરૂ સાથે શુભ દ્રષ્ટિયોગોથી સંબંધ ધરાવે છે. અને લેખનકળાના કારકગ્રહ બુધ તે હર્શલ સાથે દ્વિરાશ્યંતર યોગ કરેછે જેથી તેઓને લેખન વ્યવહારથી ધન પ્રાપ્તિ ઘણી સારી થઈ ગ્લેડસ્ટન પોતે લેખનકળાથી દરસાલ સરાસરી બેથી અઢી હજાર પૌંડ મેળવતા હતા તેમ સમજાય છે.

વિદ્યામાં અને વક્તાપણામાં ઉપરની કુંડલીમાં જે યોગો બતાવ્યા છે, તે પ્રમાણે અધિક બલવાન્ રાજયોગ પણ આ કુંડલીમાં થયો છે. લગ્નેશ શનિ લાભસ્થાનમાં છે અને તેના સામે ધનેશ ગુરૂ સાથે નવમ પંચમ યોગ બનેછે; તેમજ શનિ ગુરૂતાસ્થાનમા રહેલા છે અને તે ઉપર ગુરૂની દ્રષ્ટિ આવે છે.

नृपतिं नृपतुल्यं वार्मंत्रिणमथ नायकं च सेनायाः ॥
जनयति गुरुणा द्रष्टः सर्वापत वर्जितं सौरः ॥

આ એક યોગ થયો છે. લગ્નેશ લાભસ્થાનમાં દશમેશ લગ્ન સ્થાનમાં બલવાન થ ધનેશ અને લાભેશ ગુરૂ સાથે શુભ દ્રષ્ટિયોગ કરેછે આ બીજા પ્રકારના રાજ્યયોગ થાય છે નવગ્રહોમાંથી સાતગ્રહો ઉદય ગોલાર્ધમાં છે આ ત્રીજા પ્રકારથી રાજ્યયોગ બને છે; ગુરૂની રાશિથી ભાગ્યેશ શુક્ર અને ગુરૂથી નવ પંચમયોગ થાય છે આ ચોથા પ્રકારના રાજ્યયોગ બનેછે.

गजतुरग गोधनाढ्यं बहुपुत्र कलत्र मत्ति सुखिनम् ॥
गुरुणा द्रष्टो गुरुमे जनयति शुक्रो महाविभवम् ॥

આ કુંડલીમાં શનિ, ગુરૂ અમે મંગલ એ રાજયોગ કારકગ્રહ છે અને મહત્વસ્થાનો ( લગ્ન, દશમ અને ભાગ્ય )ના અધિપતિ સાથે ગુરૂ શુભ યોગોથી સંબંધ ધરાવે છે આ યોગ વધારે મુખ્ય છે. આ યોગો ઉપરથી **ગ્લેડસ્ટન બ્રિટિશ સામ્રાજ્યના ચાર વખત મુખ્ય પ્રધાન** થયા; રાજકુલમાં જન્મ નહિ છતાં, રાજ વૈભવ ધન, માન કીર્તિ અને રાજ્ય સત્તા અલ્પશ્રમોથી મેળવી છે તે આ કુંડલી ઉપરથી તુરત સમજ આવી શકે તેમ છે.

# કાકા મુંજ અને રાજા ભોજ.

( જોશીમહારાજની આગાહી).

લખનાર—સૌ. હરિસુખગૌરી વામનરાવ મહેતા.

( ગયા અંકથી ચાલુ )

ભોજ પકડાયો, તેને વત્સરાજ લઇ ગયો, તેની ઘાત કરશે. આ બધી વાત પવનના વેગે શહેરમાં ફેલાઇને આખા ગામમાં કોલાહલ મચી રહ્યો, કોઇ બેભાન થયા, કોઇએ પ્રાણ ખોયા ને કોઇએ ઘણું તોફાન કર્યું. કેટલાક ઘણો શોક કરવા લાગ્યા. ને ચિંતાતુર બન્યા.

ભોજની માતા સાવિત્રીને આ દુઃખદાયક ખબર થતાજ બેભાન બની ગઇ, ચોધાર અશ્રુઓ કાઢી અને રૂદન કરી વિલાપ કરવા લાગી.

અરેરે હાયરે હાય, ગયો તું ભોજ ક્યાં હાય.
થયો વેરી તને કોણ, દશા તારી ન જોવાય. ૧

ઉછેર્યો છોડ એ કાપે, બળું વિયોગની ઝાળે.
બચાવે કોણ મુજ બાળ, કરાવે મુંજ શું કાળ ? ૨

અરે ઓ ભોજ તુજ માટે, કરી બાધાઓ શિર સાટે;
લીધો મેં દેવની પાસે, કરી તપ મેં તને વ્હાલા. ૩

થયું સહુ વ્યર્થ તે આજે, સુકી શું તપમાં સાચે
અરે ઓ દેવ નવ લાજે, દીશા ઘેરી લીધી આજે, ૪

વિપત્તિ વાદળી આવી, સહુ સંપત બુડાવી.
નિધિ છે દુઃખનો રેલ્યો, અરેરે મુંજ મન મેલો. ૫

રહ્યો મસ્તક મુજ છેદી, હૃદય વિંધી રહ્યો બેદી,
પુત્રનો મુંજ મુજ વેરી, લીધી છે દુઃખથી ઘેરી. ૬

બચાવોરે બચાવોરે, ત્રિભુવન નાથ મુજ બાળ.
ચઢો વ્હારે બચાવોરે, વિદારો મુંજ આ કાળ. ૭

ન જીવું હું મરૂં સત્ય. તમારા ચર્ણમાં રાખો,
મરણ મુજ ભોજનું સ્વામી, તમે આ વાર શું સાંખો. ૮

વિલપતી હું તલપતી છું, તમારા શર્ણમાં આવી,
નહિં હું પ્રાણ પળ રાખું. હશે મારૂંજ એ ભાવી. ૯

ભોજની માતા સાવિત્રી વિલાપ કરતી ધરણી ઢળી પડી. રાણીવાસમાં ને સર્વ સ્થળે અંધકાર છવાઈ રહ્યો. આ તરફ વત્સરાજે ભુવનેશ્વરીના મંદિર આગળ રથ ઉભો રાખ્યો. ભોજને કહ્યું ' હે ભોજ, કોઈ જોષીએ મુંજને કહ્યું છે કે ભોજ ઉજ્યનીનું રાજ કરશે તે સાંભળીને તમારા કાકા મુંજે તમારો વધ કરવા માટે મને ફરમાવ્યું છે. નોકરે રાજાની આજ્ઞા માનવી એ તેનો ધર્મ છે તેથી હું તમને આ સ્થલે લાવ્યો છું.

વત્સરાજનું કહેવું સાંભળતાંજ ભોજે કહ્યું, વત્સરાજ, કાળ બળવાન છે. કાળ કરે તે કોઈ કરી શકે નહિ. રામને વનવાસ થયો, બળી રાજા બંધાયો, પાન્ડવોને તેર વર્ષ છુપી રીતે વનમાં રહેવું પડ્યું, યાદવે પરસ્પર યુદ્ધ કરી ક્ષય કર્યો, રાવણને સહસ્ત્રાર્જુનના બંદીખાનામાં રહેવું પડ્યું. અંતે રામને હાથે તેનો કાળ થયો નળ રાજાને કલીએ ઘેર્યો. આ સર્વ કાળે કરીનેજ થયું છે. કાળના કર્તવ્યથી કોઈ બચ્યું નથી કે કોઈને બચાવી શકયું નથી. હું તો પરમકૃપાલુ પરમેશ્વરનેજ પ્રણામ કરૂં છું કે તે સર્વ શક્તિમાન છે, જળનું સ્થળ ને સ્થળ ત્યાં જળ કર્તા છે. તરણાનો મેરૂ ને મેરૂનુ તરણું, અગ્નિમાં શિતળતા ને શિતળતામાં અગ્નિ સર્વ કર્તવ્ય તેનુંજ છે, તે ધારે તે ખરૂં છે. મારૂં કર્તવ્ય કશા કામનું નથી. હે પ્રભુ, તુંજ સત્ય છે, એમ કહી ભોજે પોતાની જાંઘ ચીરી તેમાથી લોહી કાઢ્યું અને સળીની કલમ કરી વડના પાંદડાં ઉપર પત્ર લખી વત્સરાજને આપ્યો અને કહ્યું: મારા કાકાને આ પત્ર આપજો. મને ઘણો ખેદ થાય છે કે દુનીયામાં ધર્મ સહુથી મુખ્ય છે, શરિર નાશવંત છે. મરણ પછી કોઈ કોઈનું નથી. ત્યા ધર્મજ સહાય કરે છે છતાં ધર્મને દુર કરી દુષ્ટ બુદ્ધિના માણસો અધર્મને આવકાર આપે છે. મહા બળિષ્ટ હોય છતાં પણ ધર્મ ન જાણે તો તે નિર્બળ છે. શાસ્ત્રો જાણનાર હોય છતાં જો ધર્મ શું તે ન જાણે તો તે મૂર્ખ છે. મનુષ્ય પોતે જીવતાં છતાં નર્ક રૂપી રોગને મટાડવા સમજતો નથી તે માણસ ઔષધ વિનાની ભૂમિમાં શું કરશે? તમે તમારા જેવા જાતિના અવસ્થાવાળા માણસને મરણ પામતો જુઓ છો તે છતાં તમને ત્રાસ નથી થતો? માટે તમારૂં હૃદય વજ્ર જેવુંજ જણાય છે. સ્વસ્થ થઈને ઉભેલો, બેઠેલો કે રહેતો હોય પણ જે માણસ ઘડપણને, મરણને ભયને વ્યાધિને ભવિષ્યમાં આવશે એમ જાણતો હોય તેજ પંડિત ગણાય છે.

ભોજે વિસ્તારથી કહેલા બોધનું મનન કરવાથી વત્સરાજને કંઇક ઇશ્વરનો ભય થયો. તેનું હૃદય પીગળ્યું. ભોજનો વધ નહિ કરતાં તે પોતે પોતાને ઘેર એકાન્ત સ્થળમાં લઈ ગયો અને એક એકાન્ત ભોંયરામાં ભોજને ગુપ્ત રાખ્યો. અને ઉત્તમ આકૃતિનું કુંડળ સહિત ભોજના જેવુંજ કૃત્રિમ મસ્તક બનાવી તે રાત્રીને સમયે મુંજની પાસે લાવ્યો ને મુંજની સમક્ષ આ મસ્તક મુકયું.

વત્સરાજ! મરતી વખતે ભોજે તારા તલવારના પડતા ઘા સમયે શું કર્યું? વત્સરાજે ભોજનો લખેલો પત્ર આપ્યો. મુંજે પોતાની સ્ત્રીને હાથે દીવો લેવડાવીને વાંચવું શરૂ કર્યું.

मान्धाता च महिपतिः कृतयुगे ऽलंकारभूतो गतः
सेतुर्येन महोदधौ विरचितः क्वासौ दशास्यान्तकः॥

अन्येचापि युधिष्ठिरप्रभृतयो याता दिवं भूपते
नैकेनापि समंगता वसुमती नुनं त्वया यास्यति ३८

હે મુંજ માંધાતા રાજા, બધી પૃથ્વીનો રાજા જે સત્ય યુગમાં મુખ્ય હતો તે પણ મરણ પામ્યો છે. રામચંદ્રજી કે જેણે મહાસાગરમાં પાળ બાંધી છે ને રાવણને માર્યો. તે રાવણ અને રામ પણ કયાં છે? બીજા યુધિષ્ઠિર વિગેરે રાજાઓ પણ સ્વર્ગમાં ગયા છે. એ બધાઓ સમર્થ હતા છતાં પૃથ્વી કોઇની પણ સાથે ગઈ નથી. પણ તારી સાથે આવશે ખરી !!

આ પત્ર વાંચતાંની સાથેજ મુંજ ધરતી ઉપર ઢળી ગયો. તેની રાણીએ તેને શિતળ પવન નાખી ઘણા ઉપાયોથી જાગૃત કર્યો. ઘણા પસ્તાવાના આવેશમાં મુંજ બોલ્યો; અરે હું આ પાપી પુત્રને મારનાર દુષ્ટ છું. પાપી છું. તું મહારા શરીરને સ્પર્શ શા માટે કરે છે; અરે આ મહારૂં મહા પાપ શાથી નિવૃત્ત પામે. બ્રાહ્મણોને બોલાવો. મહારા પાપનું પ્રાયશ્ચિત શું કરૂં તે પુછો. અરે દેવ, મારી શી ગતિ થશે. મારી અંતે તમે કેમ મદદ કરી! આ પ્રમાણે આક્રંદ કરતો મુંજ પસ્તાવો કરે છે અને રાણીએ બ્રાહ્મણોને બોલાવ્યા. મુંજે બ્રાહ્મણોને પુછ્યું મને પાપનું નિવારણ કહો. મારૂં પાપ શાથી નિવૃત થાય. મેં પુત્રવધ કર્યો છે. બ્રાહ્મણોએ કહ્યું હે રાજા, અગ્નિમા પ્રવેશ કરો તો પાપ દુર થાય.

મુંજ રાજાએ અગ્નિમાં પડવા નિશ્ચય કર્યો, સર્વ કારભારીઓ ભેગા થયા. મુંજને બળી મરવાની વાત આખા શહેરમાં ફેલાઇ એવામાં વત્સરાજે આવીને બુદ્ધિસાગરને ગુપ્ત રીતે કહ્યું: બાપુ મેં ભોજને જીવતો રાખ્યો છે, આજ્ઞા હોય તો જાહેર કરૂં. બુદ્ધિસાગર ઘણો ખુશી થયો. અને કોઇ યુક્તિથી ભોજને જાહેર કરવો એમ ઠરાવ કરી વત્સરાજને કહ્યું તમે એક યોગીના વેશમાં કોઈ માણસને મુંજની પાસે મોકલો. તેના કહેવા પ્રમાણે કરી ભોજને જાહેર કરીશું.

વત્સરાજે થોડીવારમાં એક મ્હોટા મહંતના વેશમાં યોગી રૂપે માણસને મોકલ્યો. યોગીને સત્કાર આપી બુદ્ધિસાગરે તેને પુછ્યું યોગીરાજ, તમે કયાંથી આવ્યા છો? આપ યોગી લોકો પાસે કંઇક મહાન્ ચમત્કાર કે કઈ ઔષધિ, કે મૃત સંજીવની વિદ્યા છે? આપ કયાંથી આવ્યા? કયાંના નિવાસી છો?

યોગી—શિવ શિવ શિવ શિવ સત્ય વસ્તુ જાણનાર યોગીઓનાં ઘર દેશો દેશ છે. ભીક્ષા અન્ન ને પાણી યોગી માટે દરેક સ્થળે છે. અમે પૃથ્વી મંડળમાં ફરીએ છીએ. કોઇ કરી મરણ પામેલાને, સર્પે ડંસેલાને શસ્ત્રથી છેદાયલાને, રોગથી ઘેરાયલાને, સર્વને અમે સજીવન કરી આરામ આપીએ છીએ.

મુંજ રાજાએ યોગીનું બોલેલું સાભળી યોગી પાસે આવી દંડવત પ્રણામ કરી બોલ્યો હે યોગીરાજ, હું કે જેણે અવિચારપણે મહા પાપ કર્યું છે, મેં દુષ્ટે પુત્રવધ કર્યો છે, આપ પરોપકારી પરમાત્મા રૂપ છો. મારા પુત્રને જીવતો કરી મારૂં રક્ષણ કરો.

યોગીએ મુંજને ધીરજ આપી. રાજા શાન્ત થા. તારો પુત્ર જીવતો થશે. તું ચિન્તા

કરીશ નહિં. શ્રી સદાશિવની કૃપાથી પાછો તારી પાસે આવશે. બુદ્ધિસાગરની સાથે સ્મશાન ભૂમિમાં યજ્ઞ કરવાની સામગ્રી મોકલી આપ.

મુંજે યોગીના કહેવાથી સર્વ સામગ્રી મોકલી આપી બુદ્ધિસાગરે ભોજને ગુપ્ત સ્થાનમાંથી સ્મશાનભૂમિમાં બોલાવ્યો અને સવ સ્થળે જાહેર કર્યું કે યોગીએ ભોજને સજીવન કર્યો.

આ ખુશ ખબર ચૌટે ચૌટે રાજ્યમાં સર્વ સ્થળે ચાલી રહી. નગારાં તોપોના અવાજથી આખું શેહેર ખુશ ખુશાલ થઈ ગયું અને મુંજે ભોજને ઘેર બોલાવવા માટે હાથી મોકલ્યો. *હાથી ઉપર બેસીને સંર્વ લશ્કર નગારાં નિશાન સાથે ભોજરાજ મંદિરમાં આવ્યો. મુંજને નમન* કર્યું. મુંજે હર્ષના આંસુથી ભોજને વધાવી પોતાની છાતી સરસો લીધો. શુભ મૂહુર્ત હોવાથી ભોજને ગાદીએ બેસાડી રાજ્યાભિષેક કર્યો. પોતાનો છોકરો જયંત તેને ભોજની પાસે રાખ્યો બીજા પુત્રોને એકેકું ગામ આપી મુંજ ભોજની રજા લઇને પોતાના પાપનો પસ્તાવો કરતો પાપનિવારણ કરવા માટે પોતાની સ્ત્રી સાથે વનમાં તપ કરવાને ગયો. મુંજ તપશ્ચર્યા માટે ગયો. ભોજ રાજા થયો, અને તે સર્વ રાજાઓમાં સર્વોપરી રાજા થયો. વિદ્યા, વિનય, ઉદાર્તા, દયા, પરમાર્થમાં ભોજના જેવો તે સમયમાં કોઈ રાજા ગણાતો નહિ. ભોજ ગરીબોનું દરિદ્ર દુર કરતો. કવિઓનો સત્કાર ક તો, વિદ્વાન બ્રાહ્મણોને માન આપતો અને પોતાના દરબારમાં પંડિતોની એક સભા સ્થાપી હતી. પ્રસંગોપાત વિદ્યા માટે એક બીજામાં વિવાદ કરાવતો, તે સમયમાં સ્ત્રીઓ પણ વિદ્વાન્ હતી. તે ભોજની સભામાં આવી પોતાની ચતુરાઇના કાવ્યો બોલી ઘણું ઇનામ મેળવતી. ભોજની સભામાં કે શહેરમાં અભણને રહેવાનુ સ્થાન ન હતું એવો તે વિદ્યાવિલાસી હતો. આ રાજા જેના ઉપર ખુશ થતો તેને લાખ રૂપીયા શિવાય આપતો નહિ. એની બક્ષીસ લાખો રૂપીયાથી હતી. એટલે એના વખતમાં કોઇ દરિદ્ર હતું નહિ. દરિદ્ર દુર કરવા માટે દેશવિદેશથી બ્રાહ્મણો આવી ભોજને આશિર્વાદ તથા તેની પ્રશંસાના કાવ્યો બોલી લાખો રૂપીયા લઈ જતા. કેટલાક તો ભોજના શહેરમાંજ નિવાસ કરતા કેમકે ભોજ તરફથી તેને રહેવાનું ઘર મળતું.

એક વખત એવું બન્યું કે કોઈ બ્રાહ્મણ આશિર્વાદ દેવા આવ્યો ને તેને રહેવા ઘરની જોગવાઇ કરી આપવા માટે ભોજે પ્રધાનને કહ્યું. બધું ફરી વળ્યા પણ ઘર એકે ખાલી ન હોવાથી તેણે એક વણકરને ઘર ખાલી કરી આપવા કહ્યું. વણકર તુરત ભોજની પાસે આવ્યો ને વિનંતિ કરી.

काव्यं करोमि नहि चारुतरं करोमि
यत्नात् करोमि यदि चारु करोमि राजन् ।
भूपाल मौलिमणि मंडित पादपीठ !
हे साहसांक ! कवयामि वयामि यामि ॥ ९३ ॥

હે રાજા હું કાવ્ય કરૂં છું પણ બહુ સારૂં કરતો નથી. જો બહુ સારૂં કરવું હોય

તો યત્નોથી કરૂં છું. જેના ચરણ રાખવાનું આસન રાજાઓના મુકુટોના મણીઓથી શોભી રહે છે એવા હે ભોજરાજ હું કવિના કરૂં ? વણું કે ગામ છોડીને જાઉં ? ભોજરાજા ખુશી થયો. વણકરને પોતાના શહેરમાં રહેવા દીધો અને તેણે તુંકારાવાળી કવિતા કરી તેને માટે રાજાએ ભુલ કાઢી ત્યારે વણકરે કહ્યું કે મહારાજ, જ્યાં સ્નેહ ને પુજ્ય ભાવના છે ત્યાં તે કાવ્યો કરવામાં એવી ભાષા વપરાય છે. આપ મારા પુજ્ય છો ને કાવ્ય આપની પ્રસંશાનું છે. ભોજ ખુશ થયો ને વણકરને નિર્ભયપણે પોતાના શહેરમાં રહેવા રજા આપી. તે ઉપરાંત ઘણો પૈસો આપ્યો.

ભોજ રાજાની સભામાં કવિઓના કાવ્યની સરખામણી થતી. એક વખતે કાળીદાસ કવિની ને ભવભૂતિ કવિની કવિતાની તુલા કરી તેમાં ભવભૂતિની કવિતા વજનમાં થોડી જણાતાં દેવીએ પોતાના કપાળના કંકુથી વજન સમતોલ કર્યું. તે સમયમાં દેવી ભુવનેશ્વરી આ પ્રમાણે કવિઓની મદદે આવતાં

ભોજ રાજાને નગરચર્યા જોવા જવાની ટેવ હતી. એક દીવસે તે રાત્રીએ નગરચર્યા જોવા ગયો. ત્યાં તેણે એક આશ્ચર્ય જોયું. એક પુરૂષ પોતાની સ્ત્રીના ખોળામાં માથું મુકી નિદ્રા લેતો હતો. તેનો બાળક ત્યાં રમતો હતો ત્યાંથી તે જ્યાં અગ્નિ સળગતો હતો ત્યાં ગયો. બાળક અગ્નિ પાસે જશે તો બળી જશે. જો ઉઠીશ તો પતિની નિંદ્રાનો ભંગ થશે આ પ્રમાણે અતિશય ધર્મ સંકટ આવ્યું. તેણે અગ્નિની પ્રાર્થના કરી કે હે યજ્ઞોના સ્વામિ તમે ધર્મ કર્મના સાક્ષી છો, હે પ્રભુ ?

તત્ સત્ બ્રહ્મ તમે છો, છો વિષ્ણુને મહેશ્રીશક્તિ:
પ્રચન્ડ સૂર્ય તમે છો, શીતળ ચંદ્ર તમે સ્વિકારો મુજ ભક્તિ. ૧
સત રાખો શ્રી દેવા, સોમ થઈને રક્ષો આ બાળ;
છો સર્વજ્ઞ સાચા, ઉગ્ર થએથી બાળકનો કાળ. ૨
પતિ સેવામાં બેઠી, સત સતીનું રાખી શાન્તિ કરજો;
તત્ સત્ બ્રહ્મ કૃપેથી, વિનંતી મારી આ ઉરમાં ધરજો. ૩

સતી સ્ત્રીની વિનંતિ કૃપાળુ ઇશ્વરે સભળી. અગ્નિ બળતો હતો. બાળક અગ્નિમાં પડ્યો, બહાર નીકળ્યો પણ અગ્નિ શીતળ થઇ ગયો હતો. સોમ રૂપે શ્રી હરિએ સતીના પુત્રની રક્ષા કરી. આ જોઇ ભોજ રાજા ઘણા પ્રસન્ન થયા અને પતિવ્રતા સ્ત્રીની પ્રસંશા કરી. ધન્ય છે એવી પતિવ્રતાને.

ભોજ રાજાને પોતાનું કપાળ ઘણું સ્વચ્છ રાખવાની ટેવ હોવાથી એક સમયે તળાવના પાણીથી કપાળ સ્વચ્છ કરવાની ક્રીયા કીધી. દૈવયોગે તે પાણીમાંનું ઝીણું માછનું ભોજ રાજાના કપાળમાં ગયું. તે દિવસથી ભોજ રાજાના માથામાં વ્યાધિ પેદા થયો અને દિવસે દિવસે ભોજ રાજાનું શરિર કૃશ થતું ગયું. માથાનો દુઃખાવો મટ્યો નહિ. ઘણા વૈદ્યોએ દવા કરી છતાં દરદ વધતું ગયું. ભોજરાજા ઘણો ગભરાયો અને કંટાળ્યો. કાયરપણાથી ક્રોધાવેશમાં ભોજે પોતાના તરફથી હુકમ કાઢ્યો કે "ધારા નગરીમાં જે જે વૈદ્યો રહેતા હોય તેને દેશપાર કરો. તેના વૈદકના ગ્રંથો પાણીમાં બુડાડી દેવા. હવે હું દેવલોકમાં જઇશ. મૃત્યુ પ્રુમીશ: "

એક સમયે ઈન્દ્ર બધા દેવો સાથે સભા ભરી બેઠો હતો ત્યાં નારદજી આવ્યા અને ઇન્દ્રે તેને મૃત્યુલોકના સમાચાર પુછ્યા. ત્યારે નારદે કહ્યું. "મહારાજ, એક નવિન સમાચાર એ છે કે ધારાનગરીનો ભોજરાજા માથાના દુખાવાથી વ્યાધિગ્રસ્ત છે. એનું દરદ કોઈથી મટતું નથી. તેથી તેણે વૈદ્યોને દેશપાર કરવાનો ને વૈદકના ગ્રંથોને પાણીમાં બુડાવી દેવાનો હુકમ કર્યો છે. ઇન્દ્રે અશ્વિનીકુમારોને પુછ્યું. ધનવંતરી! શાસ્ત્ર ખોટું કેમ પડ્યું ? અશ્વિની કુમારોએ કહ્યું: મહારાજ, શાસ્ત્ર ખોટું નથી. પણ ભોજરાજાની માંદગી માનુષી વૈદ્યો પારખી શકતા નથી.

ઇન્દ્ર—ત્યારે એવો કેવો રોગ ભોજને પેદા થયો, કંઇ દૈવી રોગ ઘેરાયો છે કે શું ?

અશ્વ—મહારાજ ભોજના માથામાં માછલું ગયું છે. તે માછલું કોઇ કાઢી શકે તો વ્યાધિ મટે. તે માનુષી વૈદ્યોને ખબર પડે નહિં ને ભોજનો વ્યાધિ મટે નહિ.

ઇન્દ્ર—અશ્વિની કુમારો, ભોજની ધારાનગરીમાં જાઓ ને તેને વ્યાધિથી મુક્ત કરો. એવા ધર્મી રાજાને અકાળ મૃત્યુથી બચાવવા જોઈએ.

ઇન્દ્રની આજ્ઞા થતાંજ અશ્વિની કુમારો ધારાનગરીમાં આવ્યા. ને ભોજને મળ્યા. ભોજને ધીરજ આપી એકાન્ત સ્થળમાં લઇ જઈ મોહ ચૂર્ણ આપ્યું. ત્યારબાદ તેની ખોપરી ચીરી હાડકાની વચમાંથી માછલીઓ કાઢી વાસણમાં મુકીને ફરી તે ખોપરીને બંધબેસતી કરી ને સજીવન ઔષધિ આપી ભોજરાજાને સચેત કર્યો ને કાઢેલાં માછલાં બતાવ્યાં.

ભોજરાજા વિસ્મય થયા ને આ પ્રમાણે માછલાં ક્યાંથી પેદા થયાં તે વિષે પુછતાં વૈદ્યોએ કહ્યું. તમે નાકથી પાણી પી કપાળ સાફ કરતા તે સમયે એક માછલું અંદર ગયું ને તે હાડકાંના જોડાણમાં રહ્યું. તેમાંથી આ વ્યાધિ તમને થયો.

ભોજરાજાએ પુછ્યું. હવે મારે કોઇ જાતી પથ્ય પાળવાની છે કે ? ત્યારે અશ્વિની કુમારોએ કહ્યું કે ઉને પાણીએ નહાવું તથા મીઠો ખોરાક ખાવો, દુધ પીવું, ઉનું ભોજન કરવું, બનતી કોશીશે શરીરનું કૌવત જાળવી રાખવું. એટલું કહી વૈદ્યો અંતર ધ્યાન થયા. આ જોઈ ભોજરાજાને વિચાર થયો કે આ માનુષી વૈદ્ય નહિ પણ કોઈ દૈવીજ હશે. હવે શું પસ્તાવો કરવો. પ્રથમથી ઓળખ્યા નહિ. ઈશ્વર ઇચ્છા બળવાન છે. ભોજરાજા ફરીથી પાછા તનદુરસ્ત થયા ને રાજ્ય સુખથી ચલાવવા માંડ્યું. ભોજરાજાની પાસે ઘણા કવિઓ હતા. તેમાં કવિ કાળીદાસનું માન વધારે, હોશીયારી વધારે તેથી બીજા કવિઓએ દ્વેષભાવથી રાજાને કહ્યું કે કાળીદાસ કવિ જ્યારે ગંગાજીમાં નાવા જાય છે ત્યારે પોતાની ગણિકા માટે રોજ માછલાં લઈ જાય છે. બ્રાહ્મણ થઈને એવું નિંદ્ય કામ કરે છે. આપને ખાત્રી કરવી હોય તો ગંગા કિનારે એક સમયે આપ બિરાજો ને ચિકીત્સા જુઓ. બ્રાહ્મણોનું કહેવું સાંભળી ભોજે કહ્યું. હું તમારૂં કહેવું માન્ય કરતો નથી. તો પણ હું તપાસ કરીશ અને જો તમે કહો છો તે ખોટું હશે તો હું તમને શિક્ષા કરીશ.

ભોજરાજા બિજેજ દિવસે ગંગા કાંઠે બેઠો ને કાળીદાસ કવિ ત્યાંથી નિકળ્યા ભોજે પુછ્યું. હે કવિરાજ ફકકિં ? તમારા બગલમાં શું છે ?

કાળીદાસ—मम पुस्तकं માડું પુસ્તક છે.

ભોજ—किं मुद्कं પાણી કેમ ટપકે છે ?

કાળીદાસ—काव्यपुसारोदकं કવિતાના સારનું પાણી.

ભોજ—किं गंध ? ગંધ કેમ આવે છે ?

કાળી૦—ननुरावणवधात्संग्रामगंधोत्कटं હાલ રાવણ ને રામનું યુદ્ધ ચાલે છે તેમાં મરણ પામેલાં પ્રાણીઓની ગંધ છે.

ભોજ—पुच्छः किं ? ગંધ કેમ આવે છે ?

કાળી૦—खलुं ताल पत्र लिखितं તાડ પત્ર ઉપર લખ્યું છે તેથી પુંછ જેવું છે.

ભોજ—जीवः किं ? જીવ માફક હાલે છે કેમ છે ?

કાલી૦—मम गोडमंत्र लिखित मंजीवनं पुस्तकं આ પુસ્તક મારા ગૌડ મંત્રથી લખ્યું છે તેથી જીવતું છે.

ભોજ રાજાએ કાળીદાસનું બગલમાંનું વસ્ત્ર ખેંચ્યું. કાળીદાસ ઉપર કાળી દેવીની કૃપા હોવાથી જેવું વર્ણન કર્યું હતું તેવું પુસ્તક નીકળ્યું. ભોજે કાળીદાસની પ્રશંસા કરીને દ્વેષિ બ્રાહ્મણોને શિક્ષા કરવા કર્યું પણ કવિ કાળીદાસે તેમને માફી અપાવી.

ભોજરાજાના વખતમાં ન્યાય, ધર્મ, દયા વિદ્યા, લક્ષ્મી અગ્રસ્થાને હોવાથી પ્રજા ઘણી સંતોષી, સુખી અને નિતિવાન હતી. સંપથી સર્વ સુખ ભોગવતાં. પરમકૃપાળુ પરમેશ્વર ભોજ રાજા જેવા ન્યાય, ધર્મ, નિતિ ને ઉદારતા, પરોપકારપણું, સંપ, નમ્રતા લક્ષ્મી ને ન્યાય પાથરો. અસ્તુ.

---

# જ્યોતિષ દ્રષ્ટિથી સટ્ટાનો વેપાર.

(ગયા અંકથી ચાલુ)

ગ્રહોમાં—

૦ અંશ અંતર હોય તે યુતિયોગ. (Conjuction)

૧૮૦ અંશનો અંતર તે પ્રતિયોગ અથવા સપ્તમ દ્રષ્ટિ (Opposition)

૯૦ અંશનો અંતર તે કેન્દ્રયોગ અથવા ચતુર્થદશમ દ્રષ્ટિ (Sqnare)

૧૨૦ અંશનો અંતર તે ત્રિકોણયોગ અથવા નવપંચમ દ્રષ્ટિ (Tine)

૬૦ અંશનો અંતર તે લાભ અથવા અર્ધ ત્રિકોણ (Sextile)

આ મુખ્ય જોરદાર દ્રષ્ટિઓનો અનુભવ ઘણું મલે છે. દરવર્ષે પ્રકટ થતાં સાયન સ્પષ્ટ ગ્રહોના પુસ્તકમાં (પ્રકટ કર્તા—ગા. સ. મરાઠે મંત્રી બિલ્ડીંગ મુંબઈ નંબર ૪) આ યોગો આપવામાં આવે છે સ્પષ્ટ ગ્રહોના અંશોનો વિચાર કરનારા પંચાંગો રાફેલ, ઝાડકીલ, સાયન સ્પષ્ટ ગ્રહોનું આપણા તરફનું પંચાંગ અગર આવાજ પ્રકારનાં વેધતુલ્ય શોધન થયેલાં પંચાંગો ઉપયોગમાં લેવાં તેજ વધારે શ્રેયસ્કર છે. સર્વ સાધારણ ચાલુ પંચાંગો ઉપરથી અનુભવ બરોબર ઉતરશે નહિ, કારણકે તેવાં પંચાંગોમાં ત્રણ ત્રણ ચાર ચાર અંશોની ચૂક નજરે પડેછે ગ્રહોની યુતિમાં તથા ગ્રહોના અસ્તોદયમાં પણ ઘણોજ ફેરફાર, અને તેમાં વળી અયનાંશોના ગોટાળાથી તો તોબા માબાપ! એટલે કે સાયન પંચાંગજ ઉપયોગમાં લેવાં વધારે યોગ્ય છે. ગ્રહોની સમક્રાન્તિ, શરસામ્ય, ગ્રહોનું પરમ ઈનાપગમ અને સૂર્યના આગળ પાછળ હોવું તેનું પરિણામ ઘણીજ તીવ્રતાથી અનુભવમાં આવેછે. શરસામ્ય કરતાં પણ ક્રાન્તિસામ્યનું પરિણામ ઘણું મહત્ત્વનાં ફલ ઉત્પન્ન કરેછે.

## ગ્રહોનીયુતિ, દૃષ્ટિ અને તેઓનું પરિણામ.

### રવિ.

તે સ્વરાશિમાં, ઉચ્ચક્ષેત્રી અથવા મિત્રગૃહી હોય તો તેજી બતાવેછે. શત્રુગ્રહી, નીચસ્થ હોતાં કિંવા દુર્બલ (સ્વગ્રહ સંમુખ detrimental કુંભ) રાશિમાં હોય તો મંદી બતાવે છે.

### યુતિ—ફળ. (Conjunctions)

ચન્દ્ર સૂર્ય સાથે યુતિ કરે તો સર્વ સાધારણ પરિણામ મંદી તરફ હોય છે પરંતુ આ યોગ કેન્દ્રમાં, ત્રિકોણમાં કે પ્રબલ રાશિમાં થયો હોય તો થોડી તેજી બતાવેછે,

મંગલ રવિનીયુતિ ભાવમાં વિશેષ વધઘટ ઉત્પન્ન કરે છે. આ યુતિનું પરિણામ કોઇ વખત

વખત મોટી તેજીમાં તો કોઇ વખત કમાલ મંદીમાં ઉતરે છે. આવે સમયે આ મંગળ સાથે બીજા ગ્રહોનો સંબંધ મંદીનું કારણ થઇ પડે છે. ખડાષ્ટક (Quincux) મંદી તરફ વલણ બતાવે છે. અર્ધ ખડાષ્ટક (૭૫) પણ મંદીનોજ અનુભવ આપે છે. પરિણામ ઘણુંજ સૂક્ષ્મ હોયછે.

બુધ રવિની યુતિ મંદીનું કારણ થઇ પડેછે. પરંતુ આવા બુધ સાથે જો મંગળાદિ ગ્રહોની શુભ દૃષ્ટિ થઇ હોય તો તેજીનો ચમકારો દેખાડે છે. આવી રવિ બુધની યુતિ સાથે ગુરૂનો જો ત્રિકોણ યોગ થયો હોય તો જોરદાર તેજી થયા શિવાય રહેતી નથી. રવિ બુધ સાથે ગુરૂ ઓપોઝીશન કરે તો મંદી થાય.

શુક્ર કિંવા શનિની સૂર્ય સાથેની યુતિ પણ મંદીનુંજ વલણ પકડે છે. રવિ હર્શલનો યોગ મોટી વધ ઘટ કરેછે, એકદમ તેજી અનપેક્ષિત મંદી આ યોગને લીધે થઇ જાય છે. રવિનેપચ્યુનની યુતિ હોય તો મંદી ઉપર ધ્યાન બેસે છે.

કાન્તિ સામ્યનું પરિણામ. (Parolels)

રવિચન્દ્રનું ક્રાન્તિ સામ્ય (વ્યતીપાત યોગ–મહાપાત) થયું હોય ત્યારે બજાર બહુજ અનિશ્ચિત થઇ જાય છે. રવિ મંગળનું ક્રાન્તિ સામ્ય રવિ મંગળની યુતિ પ્રમાણેજ ફળ બતાવે છે. યુતિ કરતાં આનું પરિણામ થોડુંક સૌમ્ય હોય છે. રવિ બુધની સમક્રાન્તિ તેજી કરે છે, ગુરૂ શુક્રની સમક્રાન્તિ તેજી કર્યા શિવાય રહેતીજ નથી શનિનેપચ્યુનની સમક્રાન્તિ મંદી તરફ બજારને ઘસડી જાયછે. હર્શલ સાથે પેરેલલ કરે તો બજારમાં મોટી અનિશ્ચિતતા તથા મોટી ઉથલ પાથલ થાય છે.

બીજા દૃષ્ટિયોગો.

સૂર્ય સાથે બધા ગ્રહોનો ત્રિકોણ અથવા અર્ધ ત્રિકોણ યોગ થયો હોય તો બજારને તેમનું તેમ ટકાવી રાખે છે. એકદમ મંદી તરફ બજારનું ઝૂકી જવું નથી. આ યોગોથી તેજી પણ થતી જોવામાં આવે છે. પણ તે બહુ ફળ જોવી નથી હોતી દ્વિદ્વાદશ (Semisetile) ૩૦ યોગનું પરિણામ, અતિ, સૌમ્ય, હોવાથી લીધે, બજારને, ફરક, રહે, છે.

શુભ ગ્રહોનો સૂર્ય સાથેનો કેન્દ્રયોગ કોઇ કોઇ વખત તેજી બતાવે છે. સાધારણ રીતે કેન્દ્રયોગ મંદી તરફ લઇ જનાર છે. આ કરતાં પણ સ્પષ્ટ રીતે કહેવું હોય તો કેન્દ્રયોગ બજાર ભાવની દિશા ફેરવવાનું કામ કરે છે એમ કહેવું વધારે યોગ્ય કરે છે. અર્ધ કેન્દ્ર (Semisquare 45°) મંદી કરે છે.

શુક્ર પરમ ક્રાંતરી (Greot. Elong) હોતાં તેજી કરેછે. ને તે કેકાણેથી પાછા યુતિની દશામાં (Dir) આવતાં મંદી થાય છે. તેનો તાજોજ અનુભવ એટલે કે તા. ૧૫ સપ્ટેંબરને દિવસે શુક્ર રવિથી પરમ અંતર ૯૫° હતો. ને દિવસે બજ્ય (નવીન) વાયદાનો ભાવ રૂા. ૪૭૫ હતો તેજ દિવસનો તેજીનો ભાવ ત્યાર પછી શુક્ર રવિની દશામાં આવતા લાગ્યો ત્યારથી બજાર ભાવ ઘટવાજ લાગ્યા હતા ! તા. ૨૦ સપ્ટેંબરને દિવસે રવિ શનિનું

ક્રાન્તિ સામ્ય થયું હતું. તે દિવસે ભાવ ઘટીને ૪૦૦ ઉપર આવ્યો હતો બજારમાં મોટા આપારીઓની પણ........ધારણ બેઠી. તેજ પ્રમાણે બુધનું પરિણામ પણ અનુભવમાં આવે છે. તા. ૨૧ સપ્ટેંબરનું સૂર્યગ્રહણ, તા. ૩૦ મીએ શનિ મંગળનો કેન્દ્રયોગ અને તા. ૪ અક્ટોબરે રવિ શનિની યુતિ, આ પ્રમાણે યોગો થયા હતા રવિ શનિની યુતિને દિવસેજ......
..............સરખા અતિ સંપન્ન પુરૂષને પણ એકદમ પીછે હઠ થઇ હતી. તે વખતે એરંડીના એક મોટા વેપારીએ દેવાળું કાઢયું હતું. તા. ૨૨ આગષ્ટને ૧૯૨૨ દિવસે બુધ હર્શલનો પ્રતિયોગ સમક્રાન્તિમાં થયો હતો તે દિવસે શેર બજારમાં મોટી મારા મારી, માથાં ભાંગ ૫૦૦] ૭૦૦ ટકા ફરકથી કરીમભાઈ કેરીટમીલના સોદા થયા !

તેવીજ રીતે તા. ૨૧ અક્ટોબર સન ૧૯૨૨ ને દિવસે શુક્ર અતિશય તેજસ્વી હતો ( જુઓ Raphael's Ephemeris: Venus Greatest brilliancy ) અને તે શુક્રને બીજા ગ્રહોની શુભ દૃષ્ટિનું પુષ્ટ બળ મળેલ છે. તેથી કપાસના ભાવ ઘણાજ વધ્યા હતા. ફરીથી તા. ૩૧-૧૨-૧૯૨૨ ને દિવસે શુક્ર પરમ તેજસ્વી થયો હતો એટલે કે તે વખતે પણ તેજીનો બોલ સાંભળવામાં આવ્યો હતો. (ચાલુ)

---

# અધિક માસના નિર્ણય માટે.

## મુંબઇની જ્યોતિષ સંશોધન સમિતિ.



તા. ૪-૩-૨૬ ને રવિવારે માધવબાગ નજીક સંસ્કૃત જૈન પાઠશાળામાં પંડિત રમાપતિ મિશ્રના અધ્યક્ષપણા નીચે ત્રણ વાગના સભા ભરવામાં આવી હતી. સભાનો ઉદ્દેશ વિગેરે જણાવ્યા બાદ જ્યોતિષ વિદ્યા જાણનારા એવા ચાર પંચ વિદ્વાનોનું ઉપરોક્ત વિષય સંબંધી ભાષણ થયા પછી સર્વાનુમતે, જ્યાં સુધી સર્વ ગણિત જાણનાર પંચાંગ કર્તાઓને સંમત અથવા અધિકમાસ સંમત સારિણી તૈયાર થાય નહિ ત્યાં સુધી પૂર્વા પરથી ચાલતાં અવિરોધ પચ.ગ પ્રમાણે અધિક માસ માનવો એવો ઠરાવ કરવામાં આવ્યો. પાછળથી તેજ ઠરાવને સહાય-અનુમોદન આપવાની ખાતર ફરીથી પંડિતોની સભા તા. ૧૧-૩-૨૩ ને રવિવારને રોજ **પંડિત કાર્તાતિકજીના પ્રમુખ પણા નીચે** નિર્ણયસાગર છાપખાનામાં ભરવામ. આવી. તે સભામાં પણ ઉપરોક્ત નિર્ણયનો ઉહાપોહ થઇ નવિન પંચાંગ પ્રમાણે અધિક શ્રાવણ માસ માનવો નહિ એમ ઠરાવવામાં આવ્યું. કારણ પંચાંગના આધારભૂત નવિન કરણગ્રંથ તૈયાર થઈ તે વિદ્વાનોને માન્ય થતા સુધી સર્વ ધાર્મિક કૃત્યોમાં નવિન પંચાંગ માનવું યોગ્ય નથી વિગેરે જ્યોતિષીઓની ચર્ચા થયા બાદ રા. રા. વિષ્ણુ ગોપાળ નવાથેએ એક વિસ્તૃત નિબંધ સભા સમક્ષ વાંચી સંભળાવ્યો. નિબંધકાર સાયનવાદી હોવાથી તેમણે તે મતને પુષ્ટિકારક વિધાન કર્યું હોવા છતાં પણ તેમાં નવિન પંચાંગ પણ કેવાં વિકલાંગ અને અપૂર્ણતા પૂર્ણ છે તેનો ઉત્કૃષ્ટ ખુલાસો હોવાથી સર્વ સભાસદોના એક મતે તે નિબંધ છાપી પ્રસિદ્ધ કરવાનું કર્યું. અને તેજ પ્રમાણે તે જોવાને તેવો પ્રકાશિત કરેલો છે.

**पं. रमापति मिश्र.**

ગોકુળદાસ તેજપાલ સંસ્કૃત પાઠશાળાના પ્રધાનાધ્યાપક.

અને મુંબાઈ જ્યોતિષ સંશોધન સમિતિના અધ્યક્ષ.

પં. મણિશંકર હરિશંકર જ્યો. સ. મંત્રી.

॥ श्री गणेशाय नमः ॥

# શકે ૧૮૪૫ ની સાલમાં અધિક માસ વિચાર.



## પુના-કમિટીનું પંચાંગ શાસ્ત્ર શુદ્ધ નથી.



( વિષ્ણુ ગોપાલ નવાથે-સંપાદક "જાતક સંગ્રહ"

## પ્રાસ્તાવિક ભાષણ.

( મરાઠી પરથી અનુવાદ. )

અનુવાદક:—તુલજાશંકર ધીરજરામ શાસ્ત્રી.



कृतप्रणामस्य महीं महीभुजे । जितां सपत्नेन निवेदयिष्यतः ॥
न विव्यथे तस्य मनो नहि प्रियं । प्रवक्तुमिच्छन्ति मृषा हितैषिणः ॥

( किरातार्जुनीय )

જે હિતેચ્છુઓ છે તેઓ પોતાના સ્નેહીઓને અથવા સમાજને સારૂ લાગે એમ માની જે [illegible] બોલવા ઇચ્છતા નથી એમ ઉપરના શ્લોકમાં કહેવામાં આવ્યું છે અને તેથી આજની સ[illegible] માં હું એજ તત્વને ધ્યાનમાં રાખીને ચાર શબ્દ બોલવાનો છું, પછી તે કોઇને પસંદ પ[illegible] કે ન પડો તેની મને પરવા નથી.

મોટા મોટા વિદ્વાનોએ સત્ય છુપાવવાના હેતુથી અગર તેમની સદસદ્ બુદ્ધિનો કાંટો સ[illegible] જવા ખાતર સારૂ લાગે એવા મતમાં ઝુકવાના હેતુથી અગર બીજા કોઈપણ કારણને લીધે '[illegible]ા હું કે તે હું ' એવો ભ્રમ ચારે બાજુ પ્રસરેલો છે. એવા પ્રસંગે "तुझें आहे तुज पाशीं परि तूं जागा चुकलासी" એવાં શાસ્ત્ર વચનો મારે બતાવવાનાં છે. આમાં કોઇનો પણ દ્વેષ કે અપમાન કરવાનો મારો હેતુ નથી, રસ્તો જે ભુલાયો હોય તો ખરો માર્ગ બતાવવાનો એકાદ નાના બાળકને પણ અધિકાર છે એમ મને જણાય છે. ડૈ. બાપુદેવ શાસ્ત્રી કેરૂનાના છત્રે, લો. બા. બાળ ગંગાધર ટિળક અગર જ્યોતિર્વિદ્ વ્યંકટેશ બાપુજી કેતકર વ્યક્તિઓ "कर्तुमकर्तुमन्यथा कर्तुम" એવી સમર્થ છે એ હું નથી સમજતો એમ ના પરન્તુ તેમનો માર્ગ શાસ્ત્ર માર્ગથી હજતો છે એમ મારી ચોક્કસ માન્યતા હોવાથી ૫

(૩) સૂર્ય, વિષુવવૃત્ત અને ક્રાંતિવૃત્તના સંપાતને છોડીને ફરીથી તે સંપાતપર જેટલા સમયે પાછો આવેછે તેટલા સમયને **સાયન વર્ષ** એ પ્રમાણે કહેછે. કેટલાક તેને **સંપાતવર્ષ** એ પ્રમાણે પણ કહે છે આ ત્રીજા પ્રકારનું આનું મધ્યમ સાયનમાન ૩૬૫–૧૪–૩૨–૪–૮–૫૪૪ એટલું છે. આ સાયનવર્ષ પૂર્વોક્ત નિરયન સૌરવર્ષની અપેક્ષાએ સુમારે એક ઘડી નાનું છે.

આ ત્રણ પ્રકારના સૌરવર્ષનું જે સાયનમાન જણાવવામાં આવેલું છે, તે પરથી સામાન્ય ત્રિરાશિથી એમ સિદ્ધ થાય છે કે રેવતીના તારાથી સંપાત પ્રત્યેક વર્ષે ૫૦ વિ. ૬ પ્રતિ વિ૦ આગળ એટલે પશ્ચિમ બાજુ ચાલે છે અને અમારા ગણિતગત મેષાદિથી દર વર્ષે ૫૮ વિ. ૨૭ પ્રતિ વિ૦ આગળ ચાલે છે. મુંજાલ ઋષિના મતથી જે અયન ચાલનની એટલે કે અયનાંશની ગતિ આવે છે તે આ ૫૮ વિ. ૨૭ પ્રતિવિ૦ ગતિની પાસે પાસે છે અને તેથીજ ભાસ્કરાચાર્ય અને ગ્રહલાઘવકાર ગણેશ દૈવજ્ઞ એઓએ અયનાંશોની ગતિ દરવર્ષે એક કલાની કલ્પેલી છે અને તે સત્ય ગતિની ખરેખર પાસેજ છે.

હવે પૂર્વે જે સમયે ગણિતગત મેષાદિ રેવતી નક્ષત્રની યોગતારા અને સંપાત એટલે સાયન મેષાદિ એ ત્રણ સ્થાન બરાબર પાસે પાસે હતાં ત્યારે જે પ્રચલિત સૌરવર્ષનું માનછે તેટલુંજ નાક્ષત્ર સૌરવર્ષનું અને તેટલુંજ સાયન વર્ષનું પણ માન સમજાતું હતું અને ત્યારે અયનાંશોનું માન શૂન્ય કિંવા થોડું સરખું હતુ. આથી તે સમયના ગણનાકારો તેમને અયનાંશોની બરાબર માહિતી નહોતી તેથી ગણિતગત સૂર્ય પરથીજ ક્રાંતિ અને ચરનું બાવવું કરતા હતા. અને રેવતી નક્ષત્રની યોગતારા *સંપાતની નજીક હોવાથી ત્યાંથી રેવતી નક્ષત્રપર સૂર્ય આવ્યો એટલે વર્ષારંભ, અર્થાત્ રાશિચક્રનું મૂળ રેવતી છે એવી પ્રસિદ્ધિ થઈ પાછળથી જ્યારે ગણિતગત મેષાદિથી સંપાત ઘણોજ આગળ ચાલ્યો ત્યારે ત્યારથી આરંભીને અયનાંશોનું માન ઉપલબ્ધ થવા લાગ્યું અને ત્યારથી માંનનેજ પ્રચલિત નિરયન સૌરવર્ષ અને સાયન વર્ષ એ બંને જુદાં જુદાં છે એમ પ્રસિદ્ધ થવા લાગ્યું પરન્તુ પ્રચલિત સૌરવર્ષ અને નાક્ષત્ર સૌરવર્ષ એ બંનેનું માન સમાનજ છે એવી અદ્યાપિ બહુધા જ્યોતિષી લોકોની સમજણ છે. ( પરન્તુ તે અસમ..ક છે.—વ્યાખ્યાતા ).

હવે ઉપર જે ત્રણ પ્રકારનાં સૌરવર્ષ જણાવવામાં આવ્યાં છે તેમાં વસ્તુતઃ **સાયનવર્ષ** જ મુખ્ય છે. કારણ કે એક સૌરવર્ષની બરાબર દેવલોકોનાં અહોરાત્ર થાય છે એમ જે કહેવામાં આવ્યું છે તે સાયનમાન પરથીજ થાય છે અને પ્રત્યક્ષ સૂર્યનાં ઉત્તરાયણ, દક્ષિણાયન, ઋતુભેદ, દિનમાનની વૃદ્ધિ અને હ્રાસ વિગેરે સર્વ પણ આજ માનપરથી થાયછે, તોપણ જે સમયથી આરંભી પ્રચલિત નિરયન સૌરવર્ષ અને સાયનવર્ષ એ બંને ભિન્ન ભિન્ન છે એવું પ્રસિદ્ધ થયું તે સમય પછીથી જે ભાસ્કરાચાર્ય અને ગણેશ દૈવજ્ઞ જેવા મોટા મોટા જ્યોતિષીઓ થયા તેમણે આ સાયનમાન મુખ્ય હોવાથી પ્રચલિત જે નિરયનમાન તેનોજ સ્વીકાર

---

*સંપાત ઉપર નહિ કારણ કે સૂર્ય સિદ્ધાન્તમાં ભોગ શૂન્ય નથી. તેનાથી માંડીને આરંભસ્થાન ૧૦ કલા આગળ હતું. (વ્યાખ્યાતા).

કર્યો. કારણ એ સાયનમાન ચાલુ કરવાથી ચૈત્ર, વૈશાખ વિગેરે માસો, અને અધિકમાસ, ક્ષયમાસ એ સર્વ બદલાશે અને લોક પ્રચારમાં મોટો વિરોધ આવશે. આવા પ્રચારના વિરોધના ભયથીજ તેઓએ પ્રચલિત નિરયન માનનો સ્વીકાર કરેલો છે એમાં જરા પણ સંશય નથી. અને તેથીજ ગણેશ દૈવને ગ્રહલાઘવના પ્રથમ મધ્યમાધિકારની છેવટે.

" सौरोर्कोपि विधूच्चमित्यादि " આ શ્લોકમાં જણાવેલું છે કે સૂર્ય સિદ્ધાન્તના ગણિતથી જે મધ્યમ સૂર્ય આવેછે તેજ બરોબર છે, એટલે એ સૂર્ય માનવાથી લોકમાં જે ચૈત્રાદિ માસ તેમજ અધિકમાસ, ક્ષયમાસ પ્રચલિત છે તેમાં બાધ આવશે નહિ.

આ પ્રમાણે સૂર્ય સિદ્ધાંતનો સૂર્ય સ્પષ્ટ કરીને, તે સમયના અયનાંશ નિશ્ચિત કરીને તે પરથી બીજા ગ્રહોનું જે જે અંતર તેમના લક્ષમાં આવ્યું તે તે "सौरोर्कोपीत्यादि" શ્લોકમાં કહ્યું અને તે અંતરને ગ્રન્થારંભ કાળના ગ્રહપરથી ગતિ આપીને તે શુદ્ધ કરીને તેજ ગ્રહોના ક્ષેપક કહીને ગ્રહલાઘવમાં લખેલા છે.

હવે જેમ સૂર્યસિદ્ધાંતનો સૂર્યજ સત્ય માનીને તેનાપરથી અયનાંશ નક્કી કરીને બીજા ગ્રહોના ગતિ આપેલી છે તેજ પ્રમાણે સૂર્ય સિદ્ધાંતના બીજા કોઇ ગ્રહને સત્યમાનીને તે પરથી અથવા રેવતી નક્ષત્રપરથી જે અયનાંશ આવે તેજ સત્ય અયનાંશ માનીને તેનાથી બીજા ગ્રહોની ગતિ શા માટે આપી નહિ ? આવી જો કોઇ શંકા કરે તો તેનો ઉતર સ્પષ્ટજ છે કે સૂર્યને જો ગતિ આપવામાં આવે તો તેનો સંક્રાંતિ કાળ બદલાય અને તેના યોગથી અધિક માસ, ક્ષયમાસ અને કોઇ એક ચૈત્રાદિ માસ એ સર્વમાં ફેર પડે. અને તેથીજ ગ્રહલાઘવકાર ગણેશ દૈવને " सौरोऽर्क " એટલે સૂર્ય સિદ્ધાન્તનો સૂર્યજ ખરો છે એમ કહેલું છે.

આ પ્રમાણે હમણાં પણ જો નવિન પંચાંગ શુદ્ધ કરીને પ્રસિદ્ધ કરાવવાનું હોય તો, જે પ્રચલિત માસ વિગેરેના વ્યવહારો છે તેના ભયથી પૂર્વ આચાર્યોએ **મુખ્ય સાયનમાન** છોડીને નિરયન માનનો સ્વીકાર કરેલો છે તેજ ભયના કારણથી જ્યારે અમારે નિરયન માનનોજ જો સ્વીકાર કરવાનું આવી લાગ્યું છે તો તે નિરયન માન એવી રીતે શુદ્ધ કરીને લીધેલું હોવું જોઇએ કે જેથી કરીને પ્રચલિત માસ વિગેરેના વ્યવહારમાં કાંઇ બાધ આવી શકે નહિ. હવે માસોના વ્યવહારમાં બાધ આવવાનું કારણ સૂર્ય છે તે સૂર્ય જો સૂર્ય સિદ્ધાન્તનો લઇ તેના પરથી બીજા સર્વ ગ્રહોને ગતિ આપી સર્વ ગ્રહ ગણિત શુદ્ધ કરેલું હોય તો પ્રચલિત વ્યવહારમાં કાંઇપણ બાધ આવશે નહિ અને સુર્યને જો કાંઇ ગતિ આપી તો તેથી કરીને અયનાંશ ભિન્ન ભિન્ન આવશે અને સુર્યનો સંક્રાન્તિકાળ બદલાશે અને પ્રચલિત વ્યવહારમાં બાધ આવશે. આ સર્વ લખવાનું કારણ એજ છે કે પ્રચલિત વ્યવહારોચ્છેદના ભયના કારણથી મુખ્ય સાયનમાન છોડીને જ્યારે નિરયન માનનોજ જો સ્વીકાર કરવાનો હોય તો તેજ નિરયનમાન સ્વીકારવું જોઇએ કે જેથી કરીને પ્રચલિત માસોના વ્યવહારમાં કાંઈ બાધ આવે નહિ એટલે કે સુર્ય સિદ્ધાન્તપરથી જે મધ્યમ સુર્ય આવે તેજ મધ્યમ સુર્ય લેવો જોઇએ અને તેજ સિદ્ધાન્તાનુસાર જે મધ્યમ સૌરવર્ષનુ માન છે તેજ લેવુ આવશ્યક છે.

હવે નાક્ષત્ર સૌરવર્ષના માનની અપેક્ષાએ સુર્ય સિદ્ધાન્તના સૌરવર્ષનું માન સુમારે સાડા આઠ પળ અધિક છે એ પૂર્વેજ જણાવેલું છે. અને તેથી જ્યારે સુર્ય સિદ્ધાન્તના વર્ષનો સ્વીકાર કર્યો તો સાંપ્રત ગણિતથી જે ગ્રહ નક્ષત્રપર આવે છે અને તે તે નક્ષત્રની પાસે જેવો જણાય છે તેવો હમેશાં જણાશે નહિ અને તે ઉત્તરોત્તર કાંઈક આગળ સરતો જશે. અને જો નાક્ષત્ર સૌરવર્ષ માનવામાં આવે તો તેમ થશે નહિ. આ હેતુથી નાક્ષત્ર સૌરવર્ષજ સ્વીકારવું જોઈએ એમ જો કોઇ કહે તો તેને એજ ઉત્તર આપવાનો છે કે પૂર્વમાં જણાવ્યા પ્રમાણે ત્રણ પ્રકારના સૌરવર્ષમાં જે સાયનવર્ષ તેનો સ્વીકાર ન કરવાથી સુર્યનું જે ઉત્તરાયણ અને દક્ષિણાયન એમાં કેટલો અંતર પડેલો છે તે સર્વના ધ્યાનમાંજ છે. ( આ અંતર આગળ તે નક્ષત્રોનું અંતર કાંઇજ નથી. ) આમ હોવાથી પ્રથાના વિરોધના ભયથી તે સાયનવર્ષ દેખીતી રીતે સ્વીકારવામાં આવ્યું નથી તો નાક્ષત્ર સૌરવર્ષ સ્વીકારવામાં આવશે ? એમાં તો ઉત્તરાયણ દક્ષિણાયનનું અંતર હોવા સાથે પ્રથાનો વિરોધ પણ છે.

એટલા માટે સુર્યસિદ્ધાન્તનોજ મધ્યમ સુર્ય અને તેનુંજ મધ્યમ સૌરવર્ષ અને તે સુર્યપરથીજ જે અયનાંશો આવે તે અયનાંશ અને ગણિતગત મેષાદિથી માંડીને દર વર્ષે અયન ગતિ જે ૫૮ વિ. ૨૭–૩૦ વિ૦ ઉપર કહેવામાં આવી છે તેજ અયન–ગતિ એમ સ્વીકારવામાં આવે તો કાંઈ પણ હરકત નહિ. ( ધ્યાનમાં રાખો મુંબઈના ૧૯૦૫ ના જ્યોતિષ સંમેલનમાં છેવટે આજ ઠરેલું છે અને તે લો. મા. તિલકને પણ માન્ય થએલું છે.—વ્યાખ્યાનકાર )

* * * *

આ પ્રમાણે બાપુદેવ શાસ્ત્રીનો મત છે. આઉપર કેરૂનાનાએ દુઃખિત અન્તઃકરણે ઘણુંજ લખેલું છે. અને તે લખાણનો બાપુદેવ શાસ્ત્રીએ ઉત્તરપણ આપેલો છે. છેવટે નાના એ જે એક લેખ છાપ્યો છે તે મજેદાર હોવાથી થોડાકમાંજ કહુંછું.

" પંચાંગ તૈયાર કર્તાએ મધ્યમ રવિ સુર્ય સિદ્ધાન્તનોજ લેવો એ વિષયપર જે કાંઇ લખેલું છે તે અમને પસંદ નથી. અન્ય પૂર્વ ગ્રન્થકારોએ સુર્યસિદ્ધાન્તપરથી રવિ લીધેલો છે એટલે અમારે પણ તેજ લેવો એવું કાંઇ નથી. અમારા મત પ્રમાણે જે માર્ગ અમને શુદ્ધ જણાયો તેનોજ અમે સ્વીકાર કરેલો છે અને બાપુદેવ શાસ્ત્રીએજે લખેલું છે તે વાંચીને પણ અમારા મતમાં ભૂલ છે એમ અમને જણાતું નથી.

બાપુદેવ શાસ્ત્રી એ જ્યોતિશાસ્ત્રમાં પ્રવીણ છે અને એમના સરખા આ હિંદુસ્થાનમાં ઘણાજ થોડા વિદ્વાનો નીકળશે એ અમે સમજીએ છીએ પરન્તુ આ અયનાંશોના સંબંધમાં અને સૌરસંક્રાન્તિના સંબંધમાં તેમના મને આ કેવી અવળી મર્યાદા (?) લીધેલી છે કે જેનો બિલકુલ નિકાલ થનો નથી. અમારા બંનેની વચમાં જે કાંઇ પણ ટંટો હોય તો તે આટલોજ છે. અમને જણાય છે કે અમારી સમજણ બરાબર છે. તેમને જણાય છે કે તેમની સમજણ બરાબર છે. હવે પરમેશ્વર પાસે એટલુંજ માગવાનું છે કે તેણે જેના સમજવામાં ભ્રમ હોય તે દૂર કરી તેને શુદ્ધ રસ્તો બતાવવો અને બંનેની વચમાંના ટંટાને નહિ જેવો કરી નાખવો."

* * * *

ઈ૦ કેરૂનાનાએ જ્યારે પરમેશ્વર પાસે અનન્યભાવથી પ્રાર્થના કરી તોપણ તે સુત્ર ધારે તે તરફ લક્ષ આપેલું જણાતું નથી. બાપુદેવ શાસ્ત્રીનું પંચાંગ જેમ કાશીમાં પ્રસિદ્ધ થતું આવે છે તેજ પ્રમાણે નાનાનું પંચાંગ પણ આજ ૫૭-૫૮ વર્ષથી અબાધિત રીતે મહા રાષ્ટ્રમાં પ્રસિદ્ધ થતું આવે છે. વચમાં પરમેશ્વરે બાપુદેવશાસ્ત્રીની બાજુ એક સમયે ( ૧૯૦૫ સાલમાં ) મુંબઈમાં ઉચકીને રાખેલી હતી પરન્તુ તેને મૂર્તસ્વરૂપ અદ્યાપિપર્યન્ત પ્રાપ્ત થયલું નથી. આ શિથિલતાનો ફાયદો કેવળ ઈશ્વરેચ્છાએ સાંગલીમાં કેરૂનાનાને મળ્યો અને માત્ર જીવદેવન ધારી રહેલા તેમના પંચાંગને સ્વાભાવિક ગતિથી લોક માન્ય તિલકરૂપ તીક્ષણ માત્રાનો ટેકો મળવાથી સાઠ વર્ષની વયે ફરીથી જોર ચડ્યું. પરન્તુ માત્રા ગમે તેવી તીક્ષણ હોય તોપણ મરણ પથારીએ પહોંચેલાને તે થોડીકજવાર બચાવી શકે છે એ સુપ્રસિદ્ધજ છે. કારણ આયુષ્ય વધારવાને માટે કોઈ પણ માત્રામાં સામર્થ્ય નથી. જે મૂળમાંજ નાશવંત છે તે ક્યારે પણ નાશ પામવુંજ જોઈએ. કેરોપંતી પંચાંગનુ બીજજ નાશવંત છે. વધારેથી શું. પણ તેનું અસ્તિત્વજ કાલ્પનિક છે કારણ કે,-

ब्राह्मं दिव्यं तथा पित्र्यं प्राजापत्यं गुरोस्तथा ॥
सौरं च सावनं चान्द्रमार्क्षं मानानि वै नव ॥ १ ॥

(मानाध्याय)

બ્રાહ્મ—" कल्पो ब्राह्ममहः प्रोक्तम् " કલ્પ એટલે બ્રહ્મદેવનો એક દિવસ " इत्थं युगसहस्रेण भूतसंहारकारकः ॥ कल्पो ब्राह्ममहः प्रोक्तं शर्वरी तस्य तावती ॥ परमायुः शतं तस्य तया ऽहोरात्रसंख्यया " ॥१॥

એક હજાર મહાયુગ એટલે કલ્પ એજ બ્રહ્મદેવનો એક દિવસ અને તેટલીજ તેની રાત્રિ એવાં ૩૬૦ અહોરાત્રનું એક વરસ તે બ્રાહ્મ એટલે બ્રહ્મદેવ સંબંધી વરસ બ્રહ્મદેવનું આયુષ્ય ૧૦૦ વરસ એ પહેલું વર્ષમાન.

દિવ્ય:—એટલે દેવોનું " एन्दवस्तिथिभिस्तद्वत्संक्रान्त्या सौर उच्यते ॥ मासै र्द्वादशभिर्वर्षं दिव्यं तदहरुच्यते ॥" सुरासुराणामन्योऽन्यमहोरात्रं विपर्ययात् ॥ तत्षष्टीषड्गुणादिव्यं वर्षमासुरमेव च ॥ " આમાં મનુષ્યોનું જે એક સૌરવરસ તે દેવોનો એક દિવસ એવા ૩૬૦ દિવસનું જે વર્ષ તેને દિવ્ય વરસ કહે છે. આ બીજું વર્ષમાન

પિત્ર્ય:—એટલે પિતૃઓનું વરસ " त्रिंशता तिथिभिर्मासश्चान्द्रः पित्र्यमहः स्मृतम् ॥ " निशा च मासपक्षान्तौ तयोर्मध्ये विभागतः ॥ ૩૦ તિથિનો એક મહિનો તે ચાન્દ્રમાસ અને એક ચાન્દ્રમાસ તે પિતૃઓનો એક દિવસ એવાં ૩૬૦ દિવસનું જે વરસ તે પિત્ર્ય વરસ આ ત્રીજું વર્ષમાન

પ્રાજાપત્ય માનઃ—" मन्वन्तरव्यवस्थाच प्राजापत्यमुदाहृतम् " न तत्र द्युनिशोर्भेदो ब्राह्मः कल्पः प्रकीर्तितम् ॥ २१ ॥ " ૧૪ મનુનો એક કલ્પ અને ૭૧ યુગોનો એક મન્વંતર એમાં દિવસ રાત્રિની વ્યવસ્થા નથી. આ ચોથું **વર્ષમાન.**

**બૃહસ્પતિ માનઃ**—ગુરૂની નક્ષત્ર ચક્રની આસપાસની સુમારે બાર વર્ષે એક પ્રદક્ષિણા પૂરી થાય છે એટલે એટલા સમયનું ગુરૂનું એક વરસ થાય છે. ગુરૂના ઉદયથી માંડીને તેનો આરંભ થાયછે. તેના ૫, વરસનો એક યુગ થાય છે એટલે સૌર ૬૦ વરસનો એક યુગ પ્રભવાદિ સંવત્સર મળના આજ પદ્ધતિના છે આ **પાંચમું વર્ષમાન.**

સૌરઃ—મનુષ્યોનું એક વર્ષ એટલે દેવોનો, એક દિવસ " **मेषादौ देवभागस्थे देवानां याति दर्शनम् ॥ असुराणां तुलादौ तु सूर्यस्तद्भागसंचरः** " ॥ ४५ ॥ **अ. १२ वा.**

**सुरासुराणामन्योन्यमहोरात्रं विपर्ययात् ॥ यत्प्रोक्तं तद्भवेद्दिव्यं भानोर्भगणपूरणात् ॥ २० अ. १४ वा.** આ ૭ઠું વર્ષમાન

**" उदयादुदयं भानोः सावनं तत्प्रकीर्तितम् ॥**

**सावनानि स्युरेतेन यज्ञकालविधिस्तु तैः ॥ " अ. १४ मो.**

સાવનઃ—સુર્યના એક ઉદયથી માનને બીજા ઉદય પર્યન્તનો જે કાળ તે સાવન દિવસ એવા ૩૬૦ દિવસનું જે વરસ તે સાવન વરસ આ સાતમું વર્ષમાન.

ચાન્દ્રમાસઃ—૩૦ તિથિનો એક દિવસ અને એવા ૩૦ દિવસનો એક માસ અને એવા ૧૨ માસનું ૧ વરસ તે આઠમું ચાન્દ્રમાન.

**" भचक्रभ्रमणं नित्यं नाक्षत्रं दिनमुच्यते ॥**

**नक्षत्रनाम्ना मासास्तु ज्ञेयाः पर्वान्तयोगतः ॥**

નાક્ષત્રઃ—ભચક્રનું જે એક ભ્રમણ તેને નાક્ષત્ર દિવસ કહેછે. અને પૂર્ણિમાએ જે નક્ષત્ર હોય તે નક્ષત્રના નામથી માસની ગણના આ નવમું નાક્ષત્ર **વર્ષમાન.**

આ પ્રમાણે પ્રાચીન સમયથી નવ પ્રકારનાં માન ચાલ્યાં આવેછે. તે પૈકી,-

**चतुर्भिर्व्यवहारोऽत्र सौरचान्द्रर्क्षसावनैः ॥**

**बार्हस्पत्येन षष्ठ्यब्दं ज्ञेयं नान्यैस्तु नित्यशः ॥ २ पृ. २३८**

---

કામીનીઆ ઓડલ આ જમાનાનું ફેંતેદુમંદ તેલ છે.

ચાર માનજ માત્ર વ્યવહારમાં છે અને પાંચમું સાઠ સંવત્સરોનું બાર્હસ્પત્ય માન ચાલુ છે. તે ચારમાન તે **સૌર, ચાન્દ્ર, નાક્ષત્ર** અને **સાયન** એ છે. એ માનો ભિન્ન ભિન્ન કારણોને માટે.

सौरेण द्युनिशोर्मानं षडशीतिमुखानि च ॥
अयनं विषुवचैव संक्रान्तेः पुण्यकालता " ॥२॥

સૌર માનથી દિનરાત્રિ પ્રમાણ, ષડશીતિ પ્રમુખ ૮ સંક્રાન્તિ, બે અયન અને બે વિષુવ થાયછે. અને એ સર્વ મળીને સૌરવર્ષ થાય છે.

तिथिः करणमुद्वाहः क्षौरं सर्वक्रियास्तथा ॥
व्रतोपवासयात्राणां क्रिया चान्द्रेण गृह्यते ॥ १२

તિથિ, કરણ, વિવાહ, ક્ષૌર વિગેરે ક્રિયા અને વ્રત, ઉપવાસ અને યાત્રા એ સર્વ ચાન્દ્ર માનથી થાયછે.

સાયનમાનથી યત્નકાળ નિર્ણય થાયછે એમ આગળ સાયનમાનના લક્ષણમાં કહેલું છે. તે સિવાય.

सूतकादिपरिच्छेदो दिनमासाब्दपास्तथा ॥
मध्यमा ग्रहभुक्तिस्तु सावनेनैव गृह्यते ॥

જન્મ મરણ સંબંધી નિર્ણય અને ગ્રહોની મધ્યમગતિ એમનો સાવનમાનની સાથે સંબંધ છે. વાર એ સાવનપદ્ધતિના જ છે.

આ ચાર માનમા તેમ આગળ કહેલાં નવ માનમાં **નાક્ષત્ર સૌર** માન કહેવામાં આવ્યું નથી. એટલે એ માન કાલ્પનિક છે. તેને જ્યોતિષ ગ્રંથોમાં અથવા ધર્મ ગ્રંથોમાં કયાંય પણ આધાર નથી. **કેરૂનાના, કેતકર,** અને **પુના-કમિટી** એ ત્રણેએ એ માનનો સ્વીકાર કરીને પોત પોતાનાં પંચાંગ બનાવેલાં છે એટલેજ તે શાસ્ત્રસંમત નથી; અને તેથીજ તે સર્વ થા ત્યાગ કરવા યોગ્ય છે.

સત્ય રીતે શ્રુતિસ્મૃતિપુરાણવિદિત કાલદર્શક હમણાં એકપણ પંચાંગ નથી. પરન્તુ આજની સભામાં એ વિષયાન્તર થઈ જાય તેથી એ સંબંધમાં વધારે બોલી શકાતું નથી. આજ તો ફક્ત કેરોપંતી કિંવા કમિટીનું પંચાંગ શાસ્ત્રશુદ્ધ નથી એટલે કે તે અગ્રાહ્ય છે એટલુંજ સિદ્ધ કરવાનું હોવાથી એજ મુદ્દાને પકડીને મારે બોલવાનું છે.

નાક્ષત્રસૌર એ વર્ષ નવ પ્રકારના, વરસમાનમાં નથી. એવું જો કહેવામાં આવે છે તો સૌરવરસ એટલેજ નાક્ષત્રસૌર એ એક મુદ્દો રહે છે અને તેજ મુદ્દાપર કમિટીનું જોર છે. આ સંબંધમાં કમિટીનો પુરાવો અત્યંત મજેદાર છે." બે મનુષ્યો સરખી ઉંચાઈના છે. એટલે કે એકજ જાતિનાં હોવાં જોઇએ." એમ તેમનું કહેવું છે. આ કથનને ન્યાય શાસ્ત્રમાં શું કહે છે તે પં૦ રમાપતિ મિશ્રજી આપણને કહેશે મારો તે વિષય નથી ! આ પુરાવો આપને માન્ય છે શું ?

એકાદ સ્થિરતારાથી માંડીને સૂર્ય નિકળ્યા પછી પુનઃ તે ઠેકાણે આવવા માટે લાગતા સમયને નાક્ષત્રસૌર એમ કહે છે અને " **रवेश्चक्रभोगोऽर्कवर्षं प्रदिष्टं द्युरात्रंच देवासुराणां तदेव** " એને સૌરવરસ કહેછે. આ પ્રમાણે એ બે માનમાં ફરક છે. દેવ અને અસુર એઓનું જે એક અહોરાત્ર તેજ સૌરવર્ષ આજ સૌરવર્ષને પકડીને કૃતયુગ વિગેરેની ગણના છે અને આજ ગણનાને અનુસરીને અમારું મળ પંચાંગ છે. આ સૌરવરસ નાક્ષત્ર ન હોતાં *આર્નવ છે. સુર્ય વિષુવ પરથી નીકળીને પુન. પાછો વિષુવપર આવે ત્યાં સુધી જેટલો સમય લાગે તેટલો સમય તે સૌરવરસ એમ એનું લક્ષણ હોવાથી તેને જ અનુસરીને સર્વ પ્રાચીન જ્યોતિર્વિદોએ તેનું માન પોતપોતાના મત પ્રમાણે લાધેલાં છે. પરન્તુ તે કંઈ વધારે લેવાઇ ગયેલ છે. આ બાજુ વેધ પરથી આ લક્ષણ પ્રમાણે સૌરમાન ૩૬૫–૧૪–૩૧–૫૩–૨૫ એટલું છે. સૂર્યસિદ્ધાન્તમાં એજમાન ૩૬૫–૧૫–૩૧–૭૪–૦ એટલું આપેલું છે. એટલે કે

*अथ समायां भूमावभीष्टकर्कटकेन त्रिज्यामिताङ्कैरङ्कितं ते नवृत्तंदिगङ्कितं भगणांशैश्चांकितं कृत्वा तत्र प्राचीचिन्हाद्दक्षिणतो नातिदूरे प्रदेश उत्तरेऽयने वृत्तमध्यस्थितेन कीलेन रवेरुदयो वेध्यः॥ ततोऽन्तरं वर्षमेकं रवेरुदया गणनीयाः। तेच पंचषष्ट्यधिकशतत्रय ३६५ तुल्या भवन्ति। तत्रान्तिमोदयाः पूर्वोदयस्थानादासन्नो दक्षिणत एव भवति। तयोरन्तरं विगणय्य ग्राह्यम्। ततोऽन्यस्मिन् दिने पुनरुदयो वेध्यः। सतु पूर्वचिन्हादुत्तरत एव भवति। तदप्युत्तरमन्तरं ग्राह्यम् ततोनुपातः। यद्यन्तरद्वितयकलाभिरेकीकृताभिः षष्टिघटिका लभ्यन्ते तदा दक्षिणेनान्तरेण किमिति। अत्र लभ्यन्ते पंचदशघटिकास्त्रिंशत् पलानि सार्धानि द्वाविंशतिर्विपलानि १५–३०–२२–३०–आभिर्घटीभिः सहितानि पचषष्ट्यधिकशतत्रयतुल्यानि सावनदिनान्येकस्मिन् रव्यब्दे भवन्ति ३६५–१५–३०–२२–३०

(सिद्धांतशिरोमणि ८. १८ काशी स. १९१३ महामण्डलयन्त्रालय)

આ પદ્ધતિથી ઠરાવેલું વર્ષ નાક્ષત્રસૌર છે કે આર્નવસૌર છે તેનો વિચાર કરો

"કામીનીઆ ઓડ્સ" વૈદકીય નીયમ મુજબ બનેલું છે.

| દિ. | ઘ. | પ. | વિ. | પ્ર. વિ. |
|---|---|---|---|---|
| ૩૬૫ | ૧૫ | ૩૧ | ૨૪ | ૦ |
| ૩૬૫ | ૧૪ | ૩૧ | ૫૩ | ૨૫ |
| ૦ | ૦ | ૫૯ | ૩૦ | ૩૫ |

આદ્યઆણીથી ૫૯ પળ ૩૦ વિ૦ ૩૫ પ્ર. વિ. એટલું વધારે મુકવામાં આવ્યું અને તેથી પ્રત્યેક વર્ષને એટલી કસર પડતી ગઇ તે આજ સુમારે ૨૩ દિવસ એટલે કે પોણા મહિનાની અપેક્ષાએ અધિક વધેલી છે. આનું પરિણામ પ્રત્યક્ષ વિષુવ કિંવા અયન જે દિવસે આકાશમાં દેખાશે તે પછી ૨૩ દિવસે અમારા (પ્રચલાચલી) પંચાંગમાં લખેલી મળી આવશે. કાલાન્તરે એકસર વધારે વધારે વધતી જવાની છે. કસર થોડી છે. એટલે કે સુમારે સાઠ વર્ષે એક દિવસ વધારનારી છે. પરન્તુ વધવાની તો ચોક્કસ અને એજ રીતિએ જ્યારે અમે કાળ નીગણના કરતા જઇએ તો અક્ષયતૃતીયાને દિવસે પંખો અને કુંભ આપવાનો સમય ભર ચોમાસામાં આવશે ગણપતિચોથ ટાઢના દિવસોમાં આવશે અને શ્રાવણીને પણ વરસાદનો સમય મળશે નહિ એવો મોટો ગોટાળો ઉત્પન્ન થશે. અસ્તુ વિષયાન્તરના ભાવથી અહીંઅંજ થોભી જાઉં છું. મુદ્દાની વાત એટલી છે કે સૂર્યસિદ્ધાન્તે વર્ષનું લક્ષણ જે પ્રકારનું કર્યું છે તેજ પ્રકારે તેણે માન પણ લીધેલું હોવું જોઇએ એ સ્પષ્ટ છે, ફક્ત તે થોડું વધારે ગણાઈ જવાયું અને તેથી અયનાંશની ઉત્પત્તિ થઈ અને નિરયન ગણનાનો પાયો પડી ગયો ! એ વર્ષમાન શુદ્ધ કરીને જો સ્વીકારેલું હશે તો તે આર્તવ સૌરમાનના જેટલુંજ સ્વીકારવાનું ભાગે આવશે પરન્તુ એવી સુધારણાજો કરી તો પંચાંગ કરવાનું વાદગ્રસ્ત થઇ જશે અને તેથીજ મુંબઇમાં એકઠા મળેલા જ્યોતિર્વિદોએ "**સૂર્ય સિદ્ધાન્તનુંજ વર્ષમાન કાયમ રાખવું અને તદનુસારજ અયનાંશ લેવા**" એવો ઠરાવ કર્યો આજ ઠરાવ એકદૃષ્ટિએ ઉત્તમરીતિનો છે એમ મને જણાય છે. કારણ કે આપણને જ્યારે ખરેખરી સુધારણા કરતાં આવડતી ન હોય તો પછી વિપરીત સુધારણા કરીને વાસ્તવિક જ્ઞાન જેનાથી નિર્મૂળ થતું હોય તેવું કરવું તે ધર્મદ્રોહ થાય અથવા રાજદ્રોહ પણ થાય, એટલે છે તેજ કાયમ રાખવા માટે તેમણે ઉદાહરણ વાપરેલું છે. પુરાણાકાળનો એક રાજવાડો પાડી-નાખી તેને ઠેકાણે સરકારી ઇમારત બાંધવી અથવા બાગ કરવો. અથવા તો દેવળ તોડી પાડી તેને ઠેકાણે એકાદ મસીદ કે મર્ચ બાંધવું એ જેવું આત્મઘાતીપણાનું કર્તવ્ય છે તેજ પ્રમાણે સૂર્યસિદ્ધાન્તના આર્તવવર્ષનો બોધ કરનાર માનનો નાશ કરી તેને ઠેકાણે એકાદ નવીનજ કાલ્પનિક ઝુંપો ઉભો કરવો તે આત્મઘાતક છે એમ મારી અલ્પબુદ્ધિને જણાય છે. બાપુદેવશાસ્ત્રી સરખા વિદ્વાન પણ એ તરફ પ્રવૃત્ત થયા નથી તે લક્ષમાં રાખો અને ધ્યાનમાં રાખો કે સૂર્યસિદ્ધાન્તના વરસમાનને નાક્ષત્ર સૌરવરસનું કાલ્પનિક સ્વરૂપ આપવાને માટે અમે કાલત્રયમાં પણ તૈયાર થવા ઇચ્છિતા નથી.

નાક્ષત્ર સૌરવરસ લેવાનું કર્યું કે આરંભસ્થાનીય તારાનો વાદ ઉત્પન્ન થાય છે અને તેથી મનઃપૂત—ઇચ્છા મુજબનાં ભિન્ન ભિન્ન પ્રકારનાં પંચાંગો ઉત્પન્ન થઈ શકે છે. ઉદાહ-

રણને માટે કેનકી પંચાંગ જુઓ શિવાય એ અયનાંશોનું લક્ષણ પણ ફેરવવું પડેછે અયનાંશ કેટલાં રાખવાં એવો બળતોજ પ્રશ્ન ઉત્પન્ન થાય છે. લોક માન્ય ટીળકના અધ્યક્ષ પણા નીચે પુનામાં ભરાએલા જ્યોતિઃસંમેલનમાં આજ પ્રશ્નને મહત્વ આપવામાં આવ્યું હતું અને ૨૩ અયનાંશોનું પંચાંગ કરવાનું ઠર્યું. પણ આરંભસ્થાન **રૈવતી નિઃશર તારા અને તે તારા** અને સંપાતની વચમાંનું અંતર તે **અયનાંશ** એમ કરવાથી અયનાંશ માત્ર ૨૩ રાખવાનું ઠર્યું. અર્થાત્ એ સુધારણા ગાંડાપણાની જણાઇ અને તે જેમ તેમ એકજ વર્ષ ચાલી તે સમયે આજ પુના-કમિટી "આજ પંચાંગ શુદ્ધ, આજ પંચાંગ પ્રમાણે સર્વએ ચાલવું" એમ કહીને ઉપદેશ આપતી હતી.

આગળ શકે ૧૮૪૧ ની સાલમાં સાંગલીમાં સંમેલન ભર્યું હતું તે સમયે પણ પ્રથમ અયનાંશ કેટલા રાખવા એજ પ્રશ્નને મહત્વ આપવામાં આવ્યું હતું અને તે ૨૨ અને ઉપર કેટલીક કળાઓ એમ રાખવા સુધીનો રસ્તો આવ્યો હતો. અને લોકમાન્ય તે સમયમાંજ જો આવ્યા નહોત તો પુનઃ પુનાનીજ સુધારેલી બીજી આવૃતિ નીકળી હોત! પરંતુ **આખરે** શાસ્ત્રીના જોરદાર ભાષણના હેતુથી એ આપત્તિ ટળી ગઈ અને આરંભસ્થાનને અનુસરીને જે વાસ્તવિક અયનાંશ આવે તેજ લેવા એમ છેવટે નિર્ણય થયો. એ આવા તરેહના પંચાંગને કમિટી શુદ્ધ કહેવા લાગી છે. કમિટી આવાં અને બીજાં એવાં કહેવાં સ્વરૂપો ધારણ કરશે તે ફકત કાલનિયામક પરમાત્માનેજ ખબર, બહુરૂપીનો આ ખેલ નથી શું?

સંમેલન થયું અને કાંઇક નિર્ણય થયો એટલુંજ કાંઈ ફળ એમાંથી પ્રાપ્ત થયું પણ તેમાંએ એક વાદ તો બાકી રહ્યોજ. નિઃસર એવા રૈવતીનો તારો કર્યો એ તે ઠરાવમાં નથી. "**पूर्व सिद्धान्तग्रन्थेषु**" એમ કહીને કેવી રીતે ભાગી જશે? અર્થાત્ એ સંમેલન પંચાંગ પ્રવર્તનના કામમાં અથવા ગ્રંથ નિર્માણ કરવાના કામમાં નિષ્ફળ થયું, એટલે કે હજી એકાદ સંમેલનની જરૂર રહેલી છે એ ખરી રીતે સ્પષ્ટ છે. પૂર્વના સિદ્ધાન્ત ગ્રંથમાં સૌરવરસના આરંભસ્થાનમાં તારો જોઈએ એમ ખરેખર કયાંય કહેલું છે કે કેમ અને હોય તો સર્વ માન્ય એવો તે તારો કયો છે? એનો નિર્ણય અદ્યાપિપર્યંત થવાનો બાકી છે. તેજ "સાંગલી સંમેલનમાં ઠર્યા પ્રમાણે" અમે પંચાંગ કરેલું છે અને ગ્રંથ પણ કરેલો છે એમ પુનાની કમિટીએ જાહેર કરવું એ એક "**उतावळा नवरा आणि गुडघ्याला बाशिंग**" ઉતાવળા પણાથી કહેલું મૂર્ખ સરખું વર્તન એવો પ્રકાર નથી શું?

કમિટીના પંચાંગને કમિટી પોતાનું પંચાંગ કહીને ભલે ખુશી થાઓ! બોલનારનું મોઢું કોણ પકડે છે? પણ મને ખાત્રી પૂર્વક એમ જણાય છે કે, ૫૭-૫૮ વર્ષ સુધી ચાલેલું જે **પટવર્ધની**, અથવા **કેરોપંતી** પંચાંગ તેજ આ છે અને સાંગલીના ઠરાવના નામપર **પુના કમિટી** પોતાનો વારસ હક્ક કહે છે. જે પંચાંગ ૫૭-૫૮ વર્ષ એટલે કે સાઠ સૌરવરસના એક યુગમાં મહારાષ્ટ્રમાં શું પણ હિંદુસ્તાનના એકોએક ગામમાં પણ માન્ય થયું નહિ તે પંચાંગ આવી યુક્તિથી માન્ય થશે એમ કમિટીને જણાય છે શું?

અસ્તુ! કમિટીનું પચાંગ માન્ય ન થવાનાં અત્યાર સુધીનાં જે કારણો કહેવામાં આવ્યાં છે તેજ ફરીથી એક વખત કહી હું આ વિષયને આટોપી લઉં છું.

**૧ લું—વર્ધમાન નાક્ષત્રસૌર એ પ્રકાર જ્યોતિષ સિદ્ધાંતને સંમત નથી અને શ્રુતિસ્મૃતિ પુરાણ વિહિત પણ નથી.**

**૨ જું—સાંગલીનો ઠરાવ અસ્પષ્ટ છે.**

**૩ જું—આરંભસ્થાનીય તારો અને સંપાત એમનામાં જે અંતર તે અયનાંશ એ લક્ષણ જ્યોતિષ શાસ્ત્રની પરમ્પરાને અને મુળહેતુને છોડીને છે-તેથી વિરૂદ્ધ છે.**

આ ત્રણ કારણથી કમિટીનું પંચાંગ અગ્રાહ્ય ઠરે છે એટલે શ્રવણ અધિક માનનાની આવશ્યકતા રહેતી નથી.

ગ્રહલાઘવી પંચાંગનું ગણિત દ્રષ્ટિતુલ્ય નથી એમ સેતુથી માંડી હિમાલયપર્યન્તના જ્યોતિષીઓને માન્ય છે. સુધારણા તો થવીજ જોઇએ આ માટે મુંબઇના ઠરાવ અનુસાર ગ્રન્થ કરાવવાની ખટપટ અહીંયાં જ્યોતિષીવર્ગ કરશે તો તે સાધ્ય થાય તેવી છે. તો સત્વર જ આ વર્ગ એ માર્ગપર લાગી જશે એવી આશા છે.

પ્રસ્તુત ગ્રહલાઘવી પંચાગમાં મૂળને ધક્કો ન લાવતાં પણ કાંઇક સુધારણા કરી શકાય તેમ છે. વિશેષ તો શું પણ તેટલુંજ જો થાય તો તરત આનંદ જેવું છે. ઉદાહરણાર્થ-સાયન સંક્રાંતિ આપવાનો ઠરાવ થએલો હોવા છતાં પણ અદ્યાપિ તે આપવામાં આવતો નથી. પ્રત્યક્ષ જણાતાં વિષુવ અને અયન એ પણ કોઈ આપતું નથી ગ્રહનો વક્રી, અસ્તંગત થવાનો કે ઉદય થવાનો કાળ વાસ્તવિક ( દ્રષ્ટિતુલ્ય ) ગણિતથી આપી શકાય તેમ છે.

ગ્રહોની યુતિ અને તારા સાથેનો સમાગમ કાળ અને ગ્રહણકાળ નવિન ગણિત પ્રમાણે આપવાથી ધર્મ શાસ્ત્રને કાંઈ બાધ આવી શકતો નથી. એમાં ગ્રહણોનો સમય તો નવિન ગણિત પ્રમાણે આપવોજ જોઈએ એટલે " અમારા પંચાંગ પ્રમાણે ગ્રહણ મળ્યું એટલે તેજ શુદ્ધ છે " એવા બાળકની માફક ખેલ કરનારાઓનાં મોઢાં બંધ થઈ જશે. આ સર્વ સુધારણા આજેજ થવી જોઇએ અને સર્વ માન્ય થએલા **નિર્ણય સાગરી** પંચાંગેજ આની અગ્રેસરતા લેવી એવી મારી ઇચ્છા છે



# મંગળના ગ્રહ વિષે થનારી શોધખોળ.



( રા. લોગીલાલ કે. પટવા આ. આ. પ્રે. રા. ટ્રે. કો. અમદાવાદ. )

મંગળ ઉપર વસ્તી છે, ત્યાં કેવા પ્રકારનાં પ્રાણી છે, વનસ્પતિ કેવી છે, અને બને ધ્રુવ પ્રદેશ તરફ વારા ફરતી કંઇક શ્વેત દેખાય છે તે બરફ હશે, ત્યાં ઋતુભેદ હશે ખરા, તેના પર દૃશ્યમાન થતી રેખા જળ ખાડીઓ કે નહેરો હોવાનો સંભવ છે, દોરડાં વિનાના તારના યંત્રમાં કોઇ વાર ગેબી રીતે આવતા ન સમજાય તેવા ભેદી સંદેશા મંગળવાસીઓ તો આપણને નહિ મોકલ્યા કરતા હોય, આવી આવી બાબતો સંબંધી નિર્ણય કરવા છેલ્લાં થોડાંક વર્ષ થયાં ઘણા વિદ્વાન ખગોળશાસ્ત્રીઓ અને વિજ્ઞાનશાસ્ત્રીઓ મંથન કરી રહ્યા છે, પણ હજુ તેનું કંઇ પણ ચોક્કસ ફળ આવ્યું નથી.

આપણા સૂર્યમંડળમાંના આ લોહિતાંગ, આપણા બહારના સાખ પાડોશી વિષે જે આપણે હાલ સુધી જાણીએ છીએ તે ટુંકામાં આટલું છે—તેનો વ્યાસ ૪૨૧૦ માઇલ છે, તે કદમાં આપણી પૃથ્વીના સાતમા ભાગનો અને દ્રવ્ય ( વજન ) માં દસમા ભાગનો છે: તેની ગતિઓ પ્રમાણે તેનો દિવસ ૨૪ કલાક ૩૭ મિનિટનો, અને વર્ષ ૬૮૭ દિવસનું છે, તેના પર સૂર્યનો તાપ તથા પ્રકાશ આપણા કરતાં અર્ધા પ્રમાણમાં લાગે છે; તેને બે નાના ચંદ્ર છે અને ત્યાં ગુરૂત્વાકર્ષણ આપણા કરતાં ૨-૫ છે. એટલે પૃથ્વીપરના ૩॥ મણના મનુષ્યનું વજન ત્યાં ૧॥ મણ થાય અને તે ત્યાં આઠ ફીટ ઉંચી દિવાલ અત્રે બે ફુટ કુદવાનું હોય તેટલી સહેલાઇથી કુદી જાય, સૂર્યથી તેનું સરેરાશ અંતર ૧૪,૧૫,૩૦,૦૦૦ માઇલ છે.

સૂર્યની આસપાસ પૃથ્વી અને મંગળ બંને લંબગોળ માર્ગમાં ફરે છે. સૂર્ય આ લંબગોળાના એક કેન્દ્રમાં છે. તેથી જ્યારે પૃથ્વી સૂર્યથી દૂરમાં દૂર અને મંગળ સૂર્યની પાસેમાં પાસે હોય, અને સૂર્ય, પૃથ્વી, મંગળ એકજ સીધી લીટીમાં હોય ત્યારેજ પૃથ્વી અને મંગળ વચ્ચેનું અંતર ઓછામાં ઓછું થઇ શકે. કંઇક આવો જોગ લગભગ સો વર્ષે આવે છે અને એ ઇ. સ. ૧૯૨૪ ના ઑગસ્ટ માસમાં આવનાર છે. તે વખતે પૃથ્વી સૂર્યથી ૯,૪૪,૫૦,૦૦૦ માઇલ અને મંગળ સૂર્યથી ૧૨,૮૩,૫૮,૦૦૦ માઇલ ( પાસેમાં પાસે ) હશે. પૃથ્વી મંગળ ને સૂર્યની વચ્ચે હશે તેથી પૃથ્વીથી મંગળનું અંતર ૩,૩૯,૦૮,૦૦૦ માઇલનું રહેશે. આ સમય મંગળનું નિરીક્ષણ કરવા માટે ઘણોજ અનુકૂળ થઇ પડે, અને જો તેનો લાભ ન લેવાય તો પછી બીજાં સો વર્ષ સુધી તેવો પ્રસંગ આવે નહિ, માટે વિદ્વાનોએ તે વખતને માટે કેવી અદ્ભુત તૈયારીઓ કરવા માંડી છે તેનો કાંઇક ઝાંખો ખ્યાલ આપવાનો આ લેખનો હેતુ છે.

મંગળની સપાટીનું સંતોષકારક જ્ઞાન મેળવવા માટે ઘણીજ મોટી શક્તિવાળું દુરબીન જોઇએ; જો મંગળનું અંતર સવાએ કરોડમા ભાગનું કરી શકાય તો તે ફક્ત દોઢ માઇલજ

દૂર દેખાય, અને ઘણો મોટો દેખાય તેથી તેના પૃષ્ઠનું નિરીક્ષણ ખાત્રીપૂર્વક થઈ શકે. પણ આ કામ માટે ગણિતશાસ્ત્રીઓની ગણત્રી મુજબ ૫૦ ફુટ વ્યાસના કાચ અને ૧૦૦૦ ફુટ લાંબી નળીવાળું રાક્ષસી કદનું દુરબીન જોઇએ.

હવે અત્યાર સુધી બનાવવામાં આવેલા સૌથી મોટામાં મોટા (માઉન્ટ વિલ્સન) દુરબીનનો કાચ ૧૦૧ ઇંચના વ્યાસનો છે. આવડો મોટો કાચ બનાવવાનું કામ ઘણુંજ મુશ્કેલ અથાગ મહેનત ભરેલું અને ખર્ચાળ થઇ પડ્યું હતું. એવડો કાચ નીકળે એટલો મોટો કાચનો એમ રહિત ગઠ્ઠો પાડવાની મુશ્કેલી, તેમાં લીટી, કાંકરી, ટપકું એવું કાંઇ પણ આવે નહિ એ સાચવવાની મુશ્કેલી, ત્યાર પછી જોઇતા પ્રમાણમ તેને ઘસીને અમુક અંશનો અંતર્ગોળ કરવાની અને તેની સપાટી લીસી અને સફાઈબંધ બનાવવાની મુશ્કેલી—આ બધી ક્રિયામાં કોઈ પણ વખતે, છેવટે જ્યારે બધું બરાબર અને સંતોષકારક થયું એમ લાગે તે વખતે પણ —કાચને તડ પડે કે તેની કોર પડે તો વર્ષોની ઝહેમત અને લાખોનું ખર્ચ તદ્દન નિરર્થક જાય. આવા દસ કાચ બનાવવાની તૈયારી કરી હોય તો ભાગ્યેજ એકાદ સારી રીતે તૈયાર થાય. આ ૧૦૧ ઇન્ચ વ્યાસના કાચનું વજન લગભગ ૨૫૦ મણ થયું છે, અને તેને તૈયાર કરતાં નવ વર્ષ લાગ્યાં છે, પણ આ તો બધી ૧૦૧ ઇન્ચના કાચની વાત થઈ આપણા રાક્ષસી દુરબીનના ૫૦ ફુટ વ્યાસના કાચ માટે તો વિદ્વાનોના આખા જીવન ભરના શાસ્ત્રીય પ્રયત્નો અને કરોડોનું ખર્ચ પણ ભાગ્યેજ ફળદાયક થાય.

પણ વિજ્ઞાનશાસ્ત્રીઓ આમ મુશ્કેલીઓથી નિરાશ થઈ હારી જાય તેવા નથી. આ કામ માટે ભગીરથ-પ્રયત્ન આદરી રહેલા માસાચુસેટ્સના પ્રોફેસર ડેવિડ ટોડને એક નવોજ વિચાર સુઝી આવ્યો. લોઢાના ગોળ પ્યાલામાં પારો ભરી તેને ચકર ચકર ફેરવીએ તો પારો પ્રવાહી હોવાથી મધ્યસ્થ કેન્દ્રીય બળથી કિનારીનો પારો સહેજ ઉંચે ચડે અને મધ્ય તરફ ઢળતો ખાડો વચ્ચમાં પડતો જાય. આ રીતે જોઇતા અંશની અંતર્ગોળ સપાટી બનાવી શકાય. પારો દર્પણની મદદથી દુરબીન થઈ શકે. પણ પહેલાં તો આ પ્રયોગ પણ સફળ થયો નહિ. પ્યાલાને ફેરવતાં થતાં આંદોલનોથી આડી કોરો અને મોજાં જેવાં કુંડાળાં થતાં જતાં હતાં તેથી પ્રતિબિંબ પડતું નહોતું.

આનો રસ્તો પણ ચમત્કારીક બુદ્ધિબળથી કાઢવામાં આવ્યો. પારાવાળો લોઢાનો પ્યાલો બીજા સહેજ મોટા પ્યાલામાં મૂકવામાં આવ્યો. મોટા પ્યાલાને અંદરથી બધે ફરતે લોહ ચુંબક જડવામાં આવ્યાં. હવે જ્યારે બહારનો પ્યાલો ચકર ચકર ફેરવવામાં આવ્યો, ત્યારે અંદરનો પણ ફક્ત ચુંબકશક્તિથી આકર્ષાઈ ને ફરવા લાગ્યો, અને બે પ્યાલા વચ્ચે કોઈ પણ પ્રકારનો યાંત્રિક સબંધ ન હોવાથી પારો તદ્દન શાન્ત રીતે ફરતો હતો અને તેની સપાટી લીસી અને સફાઇબંધ કાયમ રહેતી હતી. આ પ્રમાણે ૫૦ ફુટ વ્યાસના ગોળ પારાથી ભરેલા લોઢાના વાસણ બીજા ચુંબક શક્તિવાળા મોટા વાસણમાં મુકી બહારના પ્યાલાને વીજળિક બળથી સતત એક સરખા વેગથી ફરતો રાખી, પારાની જોઇતા અંશની અંતર્ગોળ લીસી

"ઓરા દીલબહાર" નો ખુશબો હવામાં બ્લેક બંદૂક થઇ રહે છે.

સપાટી બનાવી મોટો કાચ બનાવવાની મુશ્કેલી તો પતાવી શકશે એમ પ્રોફેસર ટોડે નક્કી કર્યું.

પણ ૫૦ ફુટ વ્યાસની ૧૦૦૦ ફુટ લાંબી નળી શી રીતે કરવી ? લંડનનો સ્મારક મિનારો વચ્ચેથી માર્ગ રાખીને બાંધવામાં આવ્યો હતો. વચ્ચે મોટો કાચ મૂકી તેનો દુરબીનની નળી તરીકે ઉપયોગ કરવાની ધારણા હતી, પણ તે તૈયાર થયો ત્યારે માલમ પડ્યું કે પવનના સપાટાને લીધે તેનામાં ઉત્પન્ન થતાં સૂક્ષ્મ આંદોલનોની અસર એટલી બધી હતી કે ખગોળના નિરીક્ષણ માટે તેનો ઉપયોગ થઇ શકે નહિ માટે તેમાં પછી નીસરણી મૂકી દીધી. આ મિનારો તો ફક્ત ૨૦૨ ફુટ ઉંચો હતો. તે આપણી ૧૦૦૦ ફુટ લાંબી નળી માટે તો તદ્દન નિરુપયોગી થઈ પડે.

આ વખતે પણ પ્રો. ટોડને એક અદ્ભુત વિચાર સૂઝ્યો. કોઈ નિરુપયોગી થયેલી ખાણનો ગાળો હોય તો નળી તરીકે ચાલે અને આ નળી પવનથી ડોલવાનો સંભવજ નહિ. આવી ખાણ શોધી કહાડવી સહેલી નહોતી, કારણ તે નિરુપયોગી થયેલી હોવી જોઇએ એટલુંજ નહિ, પણ તેનું મુખ અમુકજ દિશા તરફ એટલે આકાશના જે ભાગમાં થઇને ઈ. સ. ૧૯૨૪ માં મંગળ પસાર થવાનો છે તે તરફ હોવું જોઇએ. શોધતાં દૈવયોગે ચીલી દેશમાં એન્ડીઝ પર્વતના પ્રદેશમાં તેને એવી ૧૨૦૦ ફુટ ઉંડી ખાણ પણ મળી ગઈ. તેને પુરતી પહોળી કરી તેની ભીંતો ચણી લઇને તેને પ્રકાશિત શ્વેત રંગી લીસી બનાવી શકશે. ઈ સ ૧૯૨૪ ના વર્ષમાં જ્યારે મંગળ આપણી પૃથ્વીની—સો વર્ષમાં આવ્યો નથી અને બીજા સો વર્ષમાં આવશે પણ નહિ એટલો બધો—પાસે આવશે ત્યારે ઘણી વાર આ ખાણના મુખ ઉપર થઇને તે પસાર થશે.

આ ખાણને પોતાના રાક્ષસી દુરબીનની નળી તરીકે ઉપયોગમાં લેવાનું પ્રો. ટોડે નક્કી કર્યું છે. તેને તળીયે મોટું પારાનું ભરેલું વાસણ ગોઠવાશે, અને તે વાસણની બહારનું ચુંબક શક્તિવાળું વાસણ નીચેથી સંગ્રહી રાખેલા વીજળિક બળની મદદથી સતત નિયમિત રીતે એક સરખું અમુક નિશ્ચિત વેગથી ફેરવાશે. વીજળિક બળ પુરૂં પાડવા મોટું કારખાનું ઉપર ખાણની બહાર રાખવામાં આવશે. પારામાં પડેલા મંગળની સપાટીના પ્રતિબિંબને ખાણના ગાળામાં, પણ ઘણે ઉંચે મૂકેલા, એક પાસાદાર કાચની મદદથી પાછું કાટખુણે પરિવર્તન કરીને તે કાચની બરાબર સામે ખાણની ભીંતમાં કોતરી કાઢેલી નાની ગુફા જેવી ઓરડીમાં ફેંકવામાં આવશે, તે ત્યાં ગોઠવેલા એક મોટા કાચ પર પડશે, અને ત્યાંથી જોઈ શકાશે.

પણ હજુ બીજી ઘણી મુશ્કેલીઓનો વિચાર કરવાનો છે. કુદરતનાં રહસ્યો શોધવાં કાંઈ સહેલ નથી. મુશ્કેલીઓનો પારજ નથી. જાણે કુદરત ડગલે ને ડગલે કેમ સામી થતી હોય ! હવે એક મુશ્કેલી એવી આવે છે કે જે વિષે આપણા જેવા સાધારણ મનુષ્યને ભાગ્યેજ ખ્યાલ પણ આવે. પ્રો. ટોડનું ઉપર મુજબનું દુરબીન સંપૂર્ણ થાય અને જો તેની મારફતે ખાણના મુખપર થઇને પસાર થતા મંગળની સપાટી તરફ જોવામાં આવે તો ફક્ત એક જોસબંધ ધસતા ધાબા જેવુંજ દેખાય ધારો કે આપણે એક ટેકરી પર ઉભા હોઇએ, અને એક ઝડપી

રેલ્વે ટ્રેનને પસાર થતી દૂરથી નિહાળીએ, તો તે આપણી સામેના વિશાળ પ્રદેશમાંથી ધીમે ધીમે જતી લાગે છે. આપણે તેની નિરીક્ષા શાન્તિથી બરાબર કરી શકીએ છીએ. તેનું એન્જીન, તેના ડબ્બા, તેનાં બારીબારણાં, રંગ એ બધું સ્પષ્ટ ઓળખી શકીએ છીએ, પણ ધારો કે આપણે એક ઝડપથી ચાલતી ટ્રેનમાં બેઠેલા હોઇએ અને તેજ વખતે બીજી ટ્રેન પુરપાટ સામી બાજુએથી આવીને સાથેના પાટાપરથી પસાર થઇ જાય તો તે એક ધસારાબંધ પસાર થતા ધાબા જેવીજ લાગે. તેનો કોઈ પણ ભાગ ઓળખી શકાય નહિ. મંગળ વિષે પણ આમજ થાય. ફક્ત દોઢ માઈલ છેટેજ જોવાથી તે ઘણોજ મોટો દેખાય અને પૃથ્વી અને મંગળની સંયુક્ત દૈનિક અને વાર્ષિક ગતિને લીધે તે મિનિટના દસ માઇલની વીજળિક ઝડપે ( ટ્રેન કરતાં દશગણી ) નાસતો હોય એમ લાગે એટલે તે ઉપરની કશી વસ્તુ સ્પષ્ટ જણાયજ નહિ. ફક્ત ધસારાબંધ પસાર થતું ધાબું આંખને આંજી નાખે. આ પણ એક ભારે હરકત દૂર કરવાની છે, અને તે થશેજ.

વિજ્ઞાનશાસ્ત્ર અજય્ય છે. તે હળવે હળવે અશક્ય મનાતી ઘણી વાતો શક્ય કરી બતાવે છે અને નિરાશાવાદનું ખંડન કરે છે. પ્રકાશની શક્તિનાં રહસ્યોના સંશોધનથી ઉદ્ભવેલી ફોટોગ્રાફી આપણી મદદે આ વખતે આવશે. આને માટે પ્રો. ટોડે ખાસ ઘણોજ ઝડપી કેમેરા તૈયાર કરાવ્યો છે. તેમજ ઘણીજ ત્વરાથી કામ કરે તેવી પ્લેટો પણ તૈયાર થાય છે. આ કેમેરા પેલા ખાણની ભીંતમાં કોરેલી ગુફામાં મૂકવામાં આવશે અને જ્યારે મંગળ ખાણના મુખપરથી પસાર થશે ત્યારે તે પૃષ્ઠના જુદા જુદા ભાગ જેમ જેમ નાસતા જશે તેમ તેમ તેમના તાત્કાલીક ફોટોગ્રાફ બહુજ ઝડપથી લેવાતા જશે. આ ફોટોગ્રાફો લેવાનો વેગ પણ વીજળિક બળથી ચાલતી યાંત્રિક શક્તિથી મંગળ અને પૃથ્વીની લાગતી સંયુક્ત ઝડપની બરાબર નિયમિત રાખવામાં આવશે. આ છબીઓ તૈયાર થયેથી મંગળની સપાટીનો અમુક ભાગ જાણે તે સ્થિર હોય તેવો આબેહુબ દર્શાવાશે. આ પ્રમાણે જે સીધું મનુષ્યની આંખથી નહિ જોઈ શકાય તે કેમેરાની આંખની મદદદ્વારા દૃશ્યમાન થશે.

મંગળનો ગ્રહ મોટો દેખાશે પણ તેથી તેનો પ્રકાશ ફેલાઈ જશે અને પ્રકાશની ન્યુનતાને લીધે ફોટોગ્રાફો બરાબર ચોક્ખા પડશે નહિ. આ ત્રુટી શુદ્ધ કરેલા પારાનો ચળકાટ અને ચકચકિત બનાવેલી દિવાલો પુરી પાડશે.

એક વધુ મુશ્કેલી—આ દુરબીન કાંઈ મંગળ જેમ જેમ નાસતો જાય તેમ તેની પાછળ દિશાફેર કરવાને વાળી શકાય તેવું નથી. તેથી ફક્ત મંગળ માથે હોય તેટલોજ વખત તે કામ આવે. પણ આનો તોડ તો સહેલો છે. મંગળ દોઢ માસ સુધી રોજ માથે આવશે. એટલે રોજ ફોટોગ્રાફ લેવાતા જશે અને પછી તે બધાની સરખામણી કરી સંબંધ જોડી શકાશે.

આજ સુધી બધા આકાશી ફોટોગ્રાફો પર્વતનાં શિખરો પરથી લેવાયા છે, પણ આ તો જમીનની સપાટીથી પણ નિચાણથી ફોટો લેવાના છે એટલે આખું વાતાવરણ ભેદીને

લેવાના છે. મંગળના વાતાવરણનો પણ હિસાબ ગણવાનો છે. પણ જો વાતાવરણ શાન્ત. સ્વચ્છ, અને સુકકું હશે તો બહુ હરકત નહિ આવે.

આ સિવાય પણ બીજી ઘણી બારીક અડચણોનો વિચાર વિદ્વાનોએ કરી રાખેલો છે અને જો કોઈ અણધાર્યો વાંધો નીકળી ન આવે તો ઇ. સ. ૧૯૨૪ ની સાલમાં આપણને મંગળના ગ્રહ વિષે ઘણું જાણવાનું મળશે અને આ લેખની શરૂઆતમાં ટાંકેલા પ્રશ્નોનો ચોક્કસ નિર્ણય થઈ જશે આવા અપ્રતિમ કૌશલ્ય અને અસાધારણ બુદ્ધિવાળા પ્રો. ટૉડ અને તેમના મદદગાર પેરિસવાળા પ્રો. મેકરીને આપણે અભિનંદન આપી ઇશ્વરને પ્રાર્થના કરીશું કે તેમને તેમના આ પ્રયત્નમાં ફતેહ આપો. તે દરમિઆન આપણે ૧૯૨૪ ના આ મહાન બનાવની આતુરતાથી વાટ જોઇશું.

તા. ક. ૧૯૨૨ ના જૂન માસની ૧૮ મી તારીખે ગયા તેર વર્ષમાં કદી નહિ આવેલો એટલો આપણી પૃથ્વીની પાસે મંગળ આવ્યો હતો. અંતર ૪૨૩ લાખ માઇલનું રહ્યું હતું. એ વખતે મંગળ છેક દક્ષિણની રાશી (વૃશ્ચિક) માં હોવાથી ઇંગ્લાંડથી તે દક્ષિણ ક્ષિતિજપર દેખાતો હતો તેથી તેનું બરાબર નિરીક્ષણ કરવા માટે રીઝ નામનો ખગોળવેત્તા આફ્રિકાની પશ્ચિમે કેનરી ટાપુઓમાં ટેનેરીફ ટાપુઓમાંના ટેનેરિફ બેટપર ગયો હતો, ત્યાં ૮૦૦૦ ફુટ ઉંચી એવી ટેકરી ઉપર સ્પેનીશ સરકારની વેધશાળા છે ત્યાંથી તેણે કેટલાક દિવસ મંગળનું અવલોકન કર્યું હતું. ચંદ્રથી ચાર ગણો મોટો મંગળ તેણે દુરબીનમાંથી જોયો હતો; અને તેની સપાટી ઉપરના સમુદ્રો અને મોટાં બે ( સૂર્ય અને ચંદ્ર ) સરોવર તેને ચોકખાં દેખાયાં હતાં. વળી ધ્રુવ પ્રદેશોપરના બરફના વિસ્તાર પણ જણાયા હતા.

પૃથ્વીથી મંગળનું અંતર જૂન માસ પછી વધતું ચાલ્યું છે. તે અંતર તા. ૧ લી જુલાઇએ ૪૩૪, ૧ ઓગસ્ટે ૫૩૧ અને ૧ લી સપ્ટેમ્બરે ૬૭૬ લાખ માઇલ હતું. ૧ લી ઓક્ટોબરે ૮૩૬, ૧ લી નવેમ્બરે ૧૦૧૫, ૧ લી ડિસેમ્બરે ૧૨૦૨ લાખ માઇલ એ મુજબ ૧૯૨૩ જુલાઈ સુધી અંતર વધતું વધતું ૨૩૨૫ લાખ માઇલ થશે અને પાછું ઘટવા માંડશે તે ૧૯૨૪ ના ઓગસ્ટ માસમાં ઘટીને આ સૈકામાં ઓછામાં ઓછું ૩૩૬ લાખ માઇલ થશે.

અનુવાદ

(માયા મેગેઝીન નામના માસિકમાંના

એક લેખને આધારે)

---

હેતુ—આકાશના અવલોકનનો શોખ ઉત્પન્ન કરવાનો અને સૃષ્ટિજ્ઞાન આપવાનો.
સાધનો—સૂર્યમાળા, મંગળનાં ચિત્રો, રાતો દડો, દુરબીન, રાતી રેતી.

(ખગોળ) મંગળનો ગ્રહ

શિક્ષક:—ભોગીલાલ કેશવલાલ પરવા.

| મુદ્દા. | વિષય અને પદ્ધતિ. | કાળા પાટીઆની નોંધ |
| --- | --- | --- |
| આરંભ | વર્ગ વ્યવસ્થા. | |
| પૂર્વાપર સંબંધ. | વારનાં નામ શા ઉપરથી પડ્યાં હશે ? (રવિવાર-સોમવાર-મંગળવાર) | |
| ગ્રહ | અવલોકન કર્યું છે કે નહિ તેની તપાસ. પ્રકાશિત તારા (ગ્રહો) નાં સ્થાન. | |
| | ગ્રહ અને તારા વચ્ચે ફેર. | |
| | ગ્રહ એટલે શું ? (પૃથ્વી) આપણી પૃથ્વી સાથે સરખામણી. | મંગળનો ગ્રહ. |
| | ગ્રહ કેટલા છે ? તેમનાં નામ. ખુલ્લી આંખે દેખાતા દુરબીનથીજ દેખાતા. | |
| મુખ્ય વિષય | | |
| આપણી સૂર્યમાળામાં મંગળનું સ્થાન. | અંદરના અને બહારના ગ્રહમાં ફેર. (બહારના આખી રાત દેખાઈ શકે) (સૂર્યમાળાનો ઉપયોગ) | (૧) સ્થાન—પૃથ્વીથી તરતજ બહાર, સૂર્યથી આશરે ૧૪ કરોડ માઇલ પૃથ્વીથી ઓછામાં ઓછું ૩।। કરોડ માઇલ થઇ શકે. |
| | મંગળનું સૂર્યથી અંતર. (પૃથ્વીનું સૂર્યથી અંતર સરખાવીને) | |
| | પૃથ્વીથી મંગળનું અંતર. ઓછામાં ઓછું ક્યારે થઇ શકે ? | |
| મંગળની અંગત્યતા. (જિજ્ઞાસા સતેજ કરવી.) | પૃથ્વીની પાસેનો ગ્રહ. | |
| | અવલોકન માટે અનુકૂળ. જરૂર પડે દુરબીન બતાવવું. | |
| | વિદ્વાનોની શોધખોળ. માન્યતાઓ. | |
| | વસ્તીનો સંદેહ—ભેદી સંદેશાઓ ! | |
| રંગ. | દેખાવ-રાતો રંગ, શા માટે ! (પોતાનું તેજ નથી.) | (૨) સપા. |




લેખક તથા પ્રસિદ્ધ કર્તા

ગં. સ્વ. લલિતાગૌરી સામરાવ, તથા
ગં. સ્વ વિમલાગૌરી મગનલાલ.

કિમ્મત રૂ ૩—૦—૦.

## ઘર ઉપયોગી રસોઈ કળા.

પ્રભુએ મુખ્ય વિષય શું કર્યો? તો કે ખોરાક, તેથી શરીરનું પોષણ થાય છે. પ્રાણી માત્રનું જીવન ટકાવી રાખનાર છે. એટલે તે વિષય ઘણોજ અગત્યનો છે ખાવા પીવામાં હમેશાં નિયમિત રહેવું જોઇએ. દેશ કાળ ને રૂતુના પ્રમાણમાં ખોરાક લેવો જોઇએ ખોરાક ખાવા પીવાથી વાત, પીત ને કફ એ ત્રણે દોષો ઉત્પન્ન થાય છે. જો એ ત્રણે દોષો. સમાન રહે તો શરીર આરોગ્ય રહે છે અને વધારે ઓછું રહે છે, તો અનેક પ્રકારના રોગો પેદા થઇ શરીર બગાડે છે. વધારે ઓછો રૂતુના ફેરફાર ને ખાવાપીવાની વ્યવસ્થા ઉપર રહેલો છે. રૂતુના ફેરફારથી પ્રકૃતીમાં પણ ફેરફાર થાય છે. અને જુદી જુદી પ્રકારે બનાવેલો ખોરાક ખાવાની સ્વભાવિક ઇચ્છા થાય છે. નિત્ય એકજ જાતનો ખોરાક ખાવામાં આવે તો અરૂચી થાય છે, માટે જુદી જુદી જાતના બનાવેલા પદાર્થોનો ખાવામાં ઉપયોગ લેવો જોઇએ.

ખોરાકના પદાર્થમાં કુદરતી રીતેજ અનેક તરેહના સ્વાદ ભરેલા રસો રહેલા છે પરંતુ તેમને સારી રીતથી જો પાકશાસ્ત્ર જાણતા હોય છે, તો ઘણુંજ સ્વાદિષ્ટ બનાવી શકે છે.

પ્રાચીન કાળમાં નળરાજા, ભીમસેન, રેણુકા, અરૂંધતિ, વિગેરે સ્ત્રી, પુરૂષો સ્વાદિષ્ટ રસોઇકળા ઉત્તમ પ્રકારે જાણતા હતા. પરંતુ હાલમાં આ શિક્ષણની બહુ ખામી જોવામાં આવે છે. ઘરનાં માણસોની ખાવાપીવાની વ્યવસ્થા કરવાનો મુખ્ય આધાર સ્ત્રીઓ ઉપર રહેલો છે.

જેમ પુરૂષોને વિદ્યા આવડવી આવશ્યક છે તેમ સ્ત્રીઓને સારી રસોઇ કરતાં આવડવી જરૂરની છે. જેમ પુષ્કળ વિદ્યાવાળા પુરૂષને માન પ્રતિષ્ઠા મળે છે, અને તે તેનું ભૂષણ છે, તેમ સ્ત્રીઓને સારી રસોઇ કરતાં આવડે છે, તો તેની પ્રતિષ્ઠા વધે છે. પુરૂષોએ ઘરમાં આણેલા પદાર્થો સારી રીતે તૈયાર કરી જમાડવા એ સ્ત્રીઓનું કર્ત્તવ્ય છે. સારો ને સ્વચ્છ ખોરાક ખાવાને આવવાથી પ્રકૃતિ નિરોગી રહે છે અને મન સંતુષ્ટ થાય છે. સારી રસોઇ કરનાર સ્ત્રી કુટુંબમાં સર્વને વ્હાલી થઇ પડે છે. માટે હમેશાં પોતાની પુત્રીઓને રસોઇ કરતાં શીખવાડવી, તે ઘણીજ જરૂરની છે અને દરરોજના અભ્યાસથી તેને કંટાળો તેમજ મુઝવણ રહેતી નથી. માટે રસોઇનું કામ તો લક્ષ અને કાળજીથી કરવાથી ઘણીજ સ્વાદીષ્ટ બનશે. રસોઇ સ્વાદીષ્ટ કરવા પહેલાં સ્વચ્છતાની પહેલી જરૂર છે. કયા કયા પદાર્થોમાં શું શું ને કેટલું કેટલું નાંખવું, તે લક્ષમાં રાખવું. રસોઇમાં વખતો વખત આળસ કરવું તે બિલકુલ કામનું નથી. સારૂં ચઢેલું અન્ન ખાવાથી પાચન ક્રિયા સારી થાય છે. તેમજ વાસી ટાઢું અન્ન ખાવાથી શરીરમાં અનેક જાતના રોગ પેદા થાય છે. તે માટે સ્ત્રીઓએ ખાસ સંભારી ઘણીજ સુઘડતા રાખી જે રૂચીકર હોય તે પદાર્થ કરવા. રાંધેલ અન્નમાં મીઠાશ આવવીજ જોઇએ. એટલુંજ નહીં પણ દેખાવમાં પણ ખરાબ ન જોઇએ. આપણામાં કહેવત છે કે આંખને ગમે તે મોંને ભાવે! જે અન્ન જોતાંજ સારૂં ન દેખાય તે ખાવાને મન પણ ન થાય. રસોઇ સારી દેખાવા સ્વચ્છ રાખવી જોઇએ. તેમાં કચરો પડી ખરાબ ન થાય, તેના તરફ લક્ષ રાખવું જોઇએ. રસોઇના પદાર્થો શી રીતે કરવા તે ટુંકમાં બધી વિગત આ ચોપડીમાં કરવામાં આવી છે. તો કોઇની શીખવાડવાની કે મદદની જરૂર રહેતી નથી.

**રસોઇની વ્યવસ્થાઃ**—રસોઇના વાસણ સારી રીતે માંજી લૂછી સાફ કરીને કટેવાળો કરી તૈયાર રાખવાં અને તેને વખતો વખત કલાઇ કરેલી હોવી જોઇએ. ચઢેલા પદાર્થોમાં મેલી કડછી ઘાલવી નહીં. વેલણ, આડણી, તવઇ, થાળી, વાડકી, કઢાઇ, તવેથા તથા ઝારા, ઝારીઓ વગેરે સ્વચ્છ હોવાં જોઇએ. ચોખા, દાળ, લોટ વીગેરે ચિજો સારી રિતે વીણી તેમજ ધોઇ, સ્વચ્છ કરી પછી તેને રસોઇના ઉપયોગમાં લેવું. શાક, ભાજી, પણ વીણી સમારી ધોઇને સ્વચ્છ કરી પછીથી કરવું. મેલા હાથ કશામાં અડકાડવા નહી, રસોઇનાં જોઇતા પદાર્થો કશા ઉગાડા મુકવા નહી. દહિં, દૂધ, ઘી અને તેલ વગેરે પદાર્થો ઘણાજ સાચવવા, પદાર્થ ચઢતી વખતે તાપ તરફ ઘણુંજ લક્ષ કરી ધ્યાન રાખવું જોઇએ નહીં તો કાચું, અગર દુણાઇ જાય, તો સ્વાદ બગડશે. ચઢતી વખતે ઉતાવળ કે બહુ ધિમાશ રાખવી નહી. ચઢેલો પદાર્થ જમનારને પિરસતા સુધી ઉનો રહેવો જોઇએ, તેમાં કચરો કે રાખ ન પડે તેમજ ધુમાડી ન જાય, તેમ ઢાંકી મુકવું જોઇએ.

રસોઇ તૈયાર થયા પછી પાક સંસ્કાર કરવો જોઇએ.

## પાક સંસ્કાર.

નિત્ય રસોઇ થયા પછી, ગૃહસ્થને ઘેર વૈશ્વદેવ થવોજ જોઇએ, કારણ કે પ્રત્યેક ગૃહસ્થના ઘરમાં પાંચ અહીંનસાના સ્થાન રહેલા છે.

ખાંણીઓ, ઘંટી અને નીશા, ચુલો અને સઘડી, પાણી ભરી રાખવાથી, પૂંજે, વાસીદું, લીપવાનાં અથવા પ્રતિદીન અજાણતાં નાના જીવોની અહિંસા થવાનો સંભવ છે. માટે તેના નિવારણને માટે ગૃહસ્થોને ઘેર અવસ્ય વૈશ્વદેવ પંચ મહા યજ્ઞ થવાં જોઇએ, ધર્મ શાસ્ત્રમાં વૈશ્વદેવ કર્યા વીના જમવાથી નિચે પ્રમાણે દોષ બતલાવ્યા છેઃ દ્વિજો વૈશ્વદેવ કર્યા વિના ભોજન કરે છે, તે સર્વ નિષ્ફળ જાણવા અને તેવો અપવિત્ર નરકો વિષે પડે છે, માણસ માત્ર પોતાને માટે રાંધીને જમે છે, તે કેવળ પાપનું ભોજન કરે છે, માટે વૈશ્વદેવનો હોમ કરતાં અવશેષ રહેલું. અન્ન શ્રી યજ્ઞનારાયણની પ્રસાદી રૂપ હોવાથી સત્પુરૂષોને જમવાને માટે વિશેષ યોગ્ય ગણેલું છે. માટે રસોઇ કરી રહ્યા પછી સધવાએ કે વિધવા સ્ત્રીઓએ પોતાના ઘરમાં વૈશ્વદેવ કરનાર કોઇ પુરૂષ હોય તો તેની પાસે વૈશ્વદેવ કરાવવો, અને જો પુરૂષ વર્ગમાં કોઇ વૈશ્વદેવ કરનાર નાં હોય તો નીચે બતાવેલી રીતે પોતે વૈશ્વદેવ કરવો. જે અગ્નિથી રસોઇ કરી હોય તે સળગતી અગ્નિને કુંડમાં અને બીજા તાંબાના પાત્રમાં લઇ તેમાં નિચેના પાંચ મંત્રો ભણી ઘીવાળા ભાતથી કે એકલા ઘીની પાંચવાર આહુતી આપવી.

અગ્નયેનમઃ વાયવેનમઃ સૂર્યાયનમઃ પ્રજાપતિયેનમઃ અગ્નયે સ્વિષ્ટકૃતેનમઃ

એ પ્રમાણે અગ્નિમાં હોમ કરી પોતાના ઘરમાં જે દેવોનું સ્થાન હોય તેમને નૈવેદ્ય ધરાવવું અને તે પછી તે રંધાયલા અન્નમાંથી ગૌગ્રાસ (ગાયનો ભાગ), શ્વાંનગ્રાસ (કુતરાનો ભાગ) તે પ્રમાણે કાઢી તે સમયે જો કોઇ બારણે અભ્યાગત આવેલો દ્રષ્ટીએ પડે તો તેને બોલાવીને પ્રેમથી જમાડવું.

આવનાર અભ્યાગતને જો રાંધેલું અન્ન ન ખપતું હોય તો તેને કાચું અન્ન આપી પ્રસન્ન કરવો!

અતિથી ઉપર કેવો ભાવ રાખવો તે વિષે શ્રી બૃહત્પારાશર સંહિતામાં કહ્યું છે કે,

> गृहिणो वैश्व देवान्ते, गृहद्वारा मुपागत ।
> विश्णुं रुपोऽतिथी, सोऽये मत्तारार्थमिहागत ॥

ગૃહસ્થોએ વૈશ્વદેવની અંતે પોતાના ઘરને બારણે આવી ચઢેલા અતિથીને આ વિષ્ણુંરૂપ અતિથી મારા ઉદ્ધાર માટેજ આવેલા છે એમ જાણી તેને આદર પૂર્વક સત્કાર કરીને જમાડવો.

ભોજન સમયે આવેલા અતિથિના સત્કારનું ફલ તથા તેની આશાભંગ કરવાથી ી હાની વિષે શ્રી વિષ્ણું સ્તુતિમાં કહ્યું છે કે,

स्वाद्यायेनाग्नि होत्रेण, यज्ञेन तपसा तथा ।
न चा प्नोति गृही लोकान, यथात्यतिथि पूजनात् ॥
अतिथि र्यस्य भग्नाशों, गृहात्प्रतिनिवर्तते ।
तस्मात सुकृतमादाय, दुष्कृतं तुं प्रयच्यति ॥

ગૃહસ્થાશ્રમીને જેવો અતિથિનો સત્કાર કરવાથી સ્વર્ગાદીલોકોની પ્રાપ્તિ થાય છે. તેવા વેદાભ્યાસ કરવાથી, અગ્નિહોત્ર રાખવાથી, યજ્ઞ કરવાથી અને તપ કરવાથી પણ થતી નથી. જેને ઘેરથી આવેલા અતિથિ આશા ભંગ થઇને પાછો જાય છે. શ્રદ્ધા પૂર્વક અતિથિને આપવામાં આવતું જળ સાગર સમાન અને મેરૂ તુલ્ય થાય છે. માટે સુજ્ઞ સ્ત્રીઓએ તે સમયે આવી મળેલા અતિથિનું સન્માન કરી, યથાશક્તિ રાંધેલું અથવા કોરૂં અન્ન આપી પ્રસન્ન કરવો.

અતિથિને ભોજન કરવામાં કાંઈ કરણસર મોડું થાય તેમ હોય તો બાલક, વૃદ્ધ, રોગી અને ગર્ભણી સ્ત્રીઓ આદિ ને અતિથિના પહેલાં જુદુ અન્ન કાઢી આપીને સ્પર્શા સ્પર્શ ન થાય એમ જમાડવાં.

તે પછી પોતાના પૂજ્ય કુટુંબીઓને બાળકોને તેમજ વૃદ્ધ સર્વેને જમાડીને પોતે જમવા બેસવું એજ વિવેકી સ્ત્રીઓનું ખરૂં કર્તવ્ય છે.

પતિવૃતા સ્ત્રીઓએ તો ગમે તેવું વિઘ્ન આવે પણ પતિને જમાડ્યા બાદ પછી જમવું, એ સ્ત્રીઓનો ખરો ધર્મ છે.

---

## ઘર ઉપયોગી પદાર્થની પરિક્ષા.

ગૃહ વ્યવહારમાં ઘણી વસ્તુઓનો ખપ પડે છે તેમાં પણ કેટલીક વસ્તુઓ વેચનારાઓ પોતાને વધારે નફો મેળવવા માટે તેમાં ભેળસેળ કરે છે. એવી ભેળસેળવાળી વસ્તુઓ જેવી કે દુધ, ઘી, તેલ, મધ, વિગેરે ખાવાથી શરીરને નુકશાન કરે છે, માટે તેવા પદાર્થોની પરીક્ષા કરતાં સ્ત્રીઓએ અવશ્ય શિખવુંજ જોઇએ. તેથી થોડા પદાર્થોની પરિક્ષા કરવાની રીત આમાં બતલાવી છે.

**દુધની પરીક્ષા**—દુધમાં નાઈટ્રીક એસીડનાં એક બે ટીપાં નાંખતાજ જો પાણીનો ભેગ હશે તો દુધ ને પાણી છુટાં પડી જશે.

**બીજી રીત**—દુધમાં આંગળી બોળી એક ટીપું જમિન ઉપર કે અંગુઠાના નખ ઉપર મુકવાથી જો દુધ ચોખ્ખું હશે તો દુધનું ટીપું ગોળાકાર રહેશે, અને જો પાણીનો ભેગ હશે તો ટીપું પસરી જશે.

**ખાંડની પરીક્ષા**—રાતી ખાંડમાં રેતી ભેળવેલી આવે છે અને ધોળી ખાંડમાં હાડકાંની ભુકી ભેળવેલી આવે છે માટે એક કાચનાં ગ્લાસમાં પાણી ભરી તેમાં થોડી ખાંડ નાંખીને ચમચાથી હલાવીને ઓગાળવી પછી તે ગ્લાસને થોડીવાર મૂકી રાખવી જો ખાંડમાં રેતી કે હાડકાંનો ભૂકો અગર બીજી જાતની મેળવણી હશે તો ગ્લાસમાં તળે ઠરી જશે.

**માખણની પરીક્ષા**—કેટલીક વખતે સસ્તા માખણમાં ઘણી અનેક જાતની વસ્તુ ભેળસેળ થાય છે. માટે થોડા માખણને કાચની શીશીમાં તાવીને તપાસવાથી ભેળવેલી ચીજ છૂટી પડશે, અને ઠંડુ થયાં પછી તેમાં ભેળવેલી ચીજ માલુમ પડશે.

**મધની પરીક્ષા**—મધમાં ખાંડ અથવા સાકરની ચાસણી ભેળવી વેચે છે માટે ૨૦ ટીપાં મધનાં ને ૬૦ ટીપાં પાણીનાં લઇને ચમચા વતી હલાવી નાખવું, જો તે મધ ચોખું હશે તો આ રીતથી તે દુધ જેવું સફેદ થશે, જો તેમાં ચાશણીનો ભેગ હશે તો તેમાંથી કાંજી જેવો ભાગ છૂટો પડી નીચે ઠરી જશે.

**હીંગની પરીક્ષા**—હીંગના ગાંગડાને દિવાસળી વતી સળગાવવો જો તે કપૂરની પેઠે એકદમ સળગી ઉઠે તો જાણવું કે સારી છે ને જો ન સળગે તો ભેગ સમજવો!

**આટાની (લોટની)**—આટો સારો છે કે નહી તેમાં બીજી વસ્તુનો ભેગ છે કે નહી તે જાણવા સારૂં થોડો આટો હાથમાં લઈ અડધી મીનીટ સુધી મસળીને ગોળ વાળવી. તેથી તે સારો હશે તો છૂટો પડશે નહી, જો તેમાં કાંઈ ભેગ હશે તો હાથમાંથી છૂટાં પડતાં વેળાઈ જશે.

**ટરપીટન તેલની પરીક્ષા**—જો ટરપીટન તેલમાં બીજું હલકી જાતનું તેલ ભેળવેલું હોય તો તેને સોધવા એ તેલને સફેદ કાગળ ઉપર અગર કપડાં ઉપર નાંખી તેને દેવતા અગર ગરમીમાં પાસે જરા રાખી જોવું. જો તે ઉડી જાય તો ચોખું છે ને ડાઘો રહે તો તેમાં બીજા તેલનો ભેગ છે તેમ સમજવું.

---

## થોડી ખોરાકની સુચના.

શરીરની રચના અસ્થિ માંસ, મજ્જા અને ચરબીથી થએલી છે. એ સર્વે ખોરાકના રૂપાંતરથી થાય છે. જે ખોરાક ખાઇએ તે લોહી અને મજ્જા ઉત્પન્ન થઈ અસ્થિ પછી મજબૂત થાય એવા પ્રકારનો ખોરાક ખાવો જોઇએ.

(૧) શરીરની વૃદ્ધિ થવાને જે સાધન જોઇએ તેનો ઉમેરો કરવો જોઇએ.

(૨) શરીરમાંથી દરરોજ ક્ષય થાય છે. તો તેનો ઉમેરો કરવો.

(૩) શરીરમાં ગરમી રહી સ્નાયુની શક્તિ વધીને જ્ઞાનતંતુ મજબુત રહેવાને જે કંઈ જોઇએ તે પુર્ત્તતા કરવી.

## કયા કયા પદાર્થો કયા કયા વર્ગને ઉપયોગી છે તેની વિગતઃ—

**શરીરને પોષણ આપી માંસની વૃદ્ધિ કરનાર પદાર્થ**:-ઘઉં, બાજરી, જુવાર, મકાઈ વિગેરે અનાજ અને દહી, છાશ, વગેરે આ વર્ગમાં આવે છે.

**શરીરની ઉષ્ણતા ગરમી આપનાર પદાર્થ**:-મનુષ્યના શરીરમાં ચરબીનો ભાગ હોવાથી તેમાં ઉષ્ણતા રહે છે. જે પદાર્થમાં ચરબી વધે છે, એ પદાર્થમાં ઘી, દુધ, માખણ, તેલ, સાકર, ખાંડ, ગોળ, કોપરૂં, બટાટા, રતાળું, વિગેરે છે. એવે પદાર્થ જે લોકો વધારે ખાય છે તે દેખાવમાં ઘણાજ મજબુત હોય છે. બાળક જો ગળ્યે પદાર્થ ખાય તો તેને નડે છે અને દાંત બગડે છે, એમ કહે છે, પણ તે ભૂલ છે. જેમ પ્રકૃતીને માફક આવે છે તેને બહુ ફાયદા કરતા છે. બાળકને ગળ્યા પદાર્થ બહુ ભાવે છે, તેથી શરીર પણ બેવડ થાય છે અને તે વયમાં તેવા પદાર્થપર પ્રિતિ હોય છે માટે છોકરાંને ગળ્યા પદાર્થ આપવા નહી. મોટા માણસને ગળપણ ઉપર પ્રિતિ વધા હોતી નથી પણ તેમને તેલ કે ઘીમાં તળેલી ફરસી વસ્તુ વધારે ભાવે છે. પણ આ પદાર્થ વધારે ખાવાથી શરીરને નુકશાનકારક નીવડે છે, પણ બળ વધતું નથી. ઘઉ બાજરી, જુવાર વગેરે ખાનારાઓ મહેનત મજુરી કરી શકે છે પણ ચરબીવાળા વધા પદાર્થ ખાનાર મહેનત મજુરી કરી શકતા નથી. તેમજ નાની ઉમરમાં વાળ સફેદ થા જાય છે અને તેમાં ભેદ વધવાથી કેટલાક રોગ પણ થાય છે. ઠંડા દેશમાં વધારે ગરમ ઉત્પન્ન કરનારા પદાર્થોમાં ચરબીની પણ જરૂર છે. પણ હદ ઉપરાંત વધારે શરીરમાં ચરબ હોય તો નુકશાન કરનાર છે. આ પદાર્થ હાડકાં, માંસને મજબૂત કરનાર અને રક્ત શુદ્ધિ કરવાને ઉપયોગમાં આવે છે. મીઠું, મસાલા, શાકભાજી વિગેરે આવે છે અ પદાર્થથી લોહી સારૂં થાય છે. આપણા લોકોએ ગોરસ ભોજનને ઉત્તમ માનેલું છે, તે કારણ આપણું અન્ન વનસ્પતિથી ઉત્પન્ન થયેલું છે, તેમાં દુધ, ઘી, દહીં, માખણ એ પદાર્થ વિશેષ કરીને આવે છે. ઘઉં, બાજરી, ચોખા વિગેરે અનાજ ખોરાક નથી પણ તેમાં ચરબી વધારવાનો એક ગુણ છે. તુવેરની દાળમાં ઘી મેળવી ખાવાથી પોષક ગુણ વધે છે. શાકમાં સીંગો પણ ઉત્તમ છે. મશાલા પણ માફક સર ખાવા! વધારે ખાવાથ નુકસાન કરતા છે. સ્વચ્છ ખોરાક શુદ્ધ સારો પ્રકૃતિને અનુકૂળ અને બરાબર રાંધીને ખાધેલો ખોરાક પોષણ કરે છે. પણ અશુદ્ધ, સડેલો, વાસી કે બગડેલો, કાચો, લુખો, અતિ ઠંડો, અતિ ગરમ, ભારે અતિ, વધારે અતિ, થોડો આ સર્વે રોગને ઉત્પન્ન કરે છે.

**ખાવું શી રીતે**—જે ખોરાક ખાવો તે બરોબર ચાવીને ખાવો. નિમેલે વખતેજ ખાવો. બીજી વખત ખાવા બેસીએ ત્યારે ખાધેલું બરાબર પચી ગયેલું હોવું જોઇએ. કામ કરતાં પહેલાં થોડું ખાવાથી શરીરમાં બળ આવે છે અને નિરોગી રહે છે. રાતમાં મોડું જમવું નહી. ખાધા પછી થોડો આરામ લેવો. જમતાં જમતાં ઘણું પાણી પીવું નહી પણ જરૂર પડે તો અડધું જમ્યા પછી વચમાં થોડું પાણી પીવું: તેમજ ખોરાક ખાઇ રહ્યા પછી પણ ઘણું પાણી પીવું નહી. ખોરાક ખાતાં હોઇએ તેટલોજ અને પ્રકૃતિને માફકસર ખાવું ઈત્યાદી ધ્યાનમાં રાખીને ખાવું.

---

Printed by N. Cursetjee at the Union Press, Dhobi Talao—BOMBAY.

# નિભાવ ફંડ

## સ્વાભાર સ્વીકાર.

The Law of Values
Cosmic Symbolism
Numbers Their Occult Power and Mystic Virtues
Practical Astrology
A Manual of Matriculation Astrology
The Key of your Star Courses and Success
Mathematical Sables
Practical Palmistry
Science of Life
Your luck's in your hand
Palmistry
Palmistry for all
The Book of Life
The Hidden Mysteries of Numbers

| | |
|---|---|
| Everybody's Astrology Alan Leo's Astrological | Manuals No 1 |
| The Reason why in Astrology | do No 6 |
| What do we mean by Astrology | do No 10 |
| 1001 Notable Nativities | do No 11 |
| Weather Predicting | No 14 |
| Symbolism and Astrology | do No 1 |
| Directions and directing | do No 5 |
| The Horoscope in Detail | do No 4 |
| The Degrees of the Zodiac Symbolised | do No [illegible] |
| Horary Astrology | do No 7 |
| Mundane or National Astrology | do No 13 |
| Planetary Influences | do No [illegible] |
| Medical Astrology | do No 9 |

The Key to your own Nativity
The Progressed Horoscope
Astrology for all

Chairo's Language of the Hand.
100 Years' Indian Calendar from 1845 to 1941 A. D,
Raphaels' Horary Astrology
Raphaels' Guide to Astrology.
The New Manual of Astrology.

## સંસ્કૃત તથા ગુજરાતી પુસ્તકો.

માનવ શાસ્ત્ર.
જાતકાલંકાર
તાજકસાર સંગ્રહ
મુહૂર્ત માર્તંડ
જ્યોતિષ કલ્પતરૂ ભાગ ૧--૨.
જાતક જ્યોતિષ ફલ દર્પણ.
જાતક ચંદ્રિકા.
જ્યોતિષ રહસ્ય
જાતક પારિજાતક.
જાતક જ્યોતિષ ફળ દર્પણ
તાજક જ્યોતિષ ફળ દર્પણ.
મુખ લક્ષણ શાસ્ત્ર.
બાલબોધ જ્યોતિષ સાર સંગ્રહ.

મુંબઈમાં માનવંતા, માંડવી વિભાગના અગ્રેસર, મહાત્મા ગાંધીજીના મુખ્ય શિષ્ય, ધાર્મિક સ્વરાજ્ય-સ્વદેશ પત્રના તંત્રીજી બી. એન. મહીશેરી તરફથી આ માસીકની સંસ્થાને ઉપર દર્શાવેલાં તમામ પુસ્તકો ભેટ તરીકે અર્પણ કરેલાં છે તે માટે ઉપકાર સાથે આભાર માનવામાં આવે છે. પરમાત્મા આવા વિદ્યા વિનોદી બંધુના હૃદયને વધુ ઉત્તેજીત કરો, તેઓશ્રીએ આ માસિકની પોતાનાથી બની શકે તેટલી સેવા કરવા કબુલેલું છે.

આશા છે કે આવી રીતે અન્ય ઉદાર ગૃહસ્થો પુસ્તકો, યંત્રો અને પોતાની શક્તિ પ્રમાણે નાણાંની મદદ નિભાવ ફંડ માટે કરતા રહેશે. ઇતિ શિવમ્








ભારતીય

# જ્યોતિષ-ચંદ્રોદય

BHARATIYA JYOTISH CHANDRODAYA.

ग्रहैस्तु व्यापितं सर्वं त्रैलोक्यं सचराचरम्

પુસ્તક ૨ જું. અધિક જ્યેષ્ટ-દ્વિ૰ જ્યેષ્ટ માસ ૧૯૭૯ અંક ૩ જો.

VOL. II. MAY—JUNE 1923. NO. 3.



## મી૰ માનેકજી પટેલ અને પારસી થીઓસોફીસ્ટો અને જોશીઓ.

## MR. MANEKJI PATEL AND THE PARSEE THEOSOPHISTS AND ASTROLOGERS.



મી૰ માણેકજી કાવસજી પટેલે તા૰ ૨૧ મી જાનેવારી ૧૯૨૨ ને દીને મુંબઈમાં "માઝદયસ્ની મંડળ" સર કાવસજી જેહાંગીર હોલમાં દસ્તુર દીનશાહજી જીવનજી ગરડાનાં પ્રમુખપણાં હેઠળ "પારસી કોમમાં પેવસ્ત થએલા વહેમો અને બુલંદ માઝદયસ્ની ધર્મ" ઉપર એક ભાષણ આપ્યું હતું. ભાષણ માટેની અગાઉથી પ્રગટ થએલી ખબરો મુજબ તેમાં "ધુણવાનાં ધતીંગ"નો વિષય સમાએલો હતો, બીલીમોરામાં ચાલતી આ ગતી સામે પેપરોમાં વારંવાર ટીકા થાય છે, અમે એવી વકી રાખતાં હતા કે અરધી સદી થયાં પારસી સુધારકો ચોક્કસ રીતીઓને માત્ર "વહેમ"નો છાપ મારી તે દૂર કરવાં માટેના પોકારો કરતા રહ્યા છે, તેવી કોઈ વ્યર્થ કોશેશને બદલે હાલના વધતાં જતાં જ્ઞાનને આધારે આ "વહેમો"ની કાંઈ સંગીન સમજ આપી તેથી થતા ગેરફાયદા દર્શાવવામાં આવશે.

તે માટે ધર્મ પુસ્તકો, સાયન્સ અને થીઓસોફીની જોઈતી દલીલો અને ખુલાસા માટેની નોંધો અમારી પાસે તઇયાર છે. દરમ્યાન, મી૰ પટેલના ભાષણથી અમારી મહેનતનો બચાવ થશે, એવા વિચારથી, અને તેમાંથી કાંઈ સંગીન અને ઉપયોગી દલીલો મળશે એમ ધારી તે પ્રગટ કરવાની અમે ઉમેદ રાખી. પણ અમારી અજાયબી વચે આ ભાષણમાં "વહેમો"ની જે ટીપ આપી છે, તે "વહેમો" માટે કશી સમજ કે તે ઉપર અમલ કરવાથી માણસનાં તન, મન અને ધ્યાનને થતાં ગંભીર નુકશાનનો કશો ખ્યાલ આપવાને બદલે, માત્ર આજ

સુધી પારસી લેખકો તરફથી થતું આવ્યું છે તેમ, "વહેમ" ના નામનો પોકાર કરી, છેવટે આ સઘળા "વહેમો" નાં કારણ તરીકે "જોશીઓને" "પારસી થીઓસોફીસ્ટો" અને "ઈલ્મેખ્નુમ" મંડળને બદનામ કરવામાં આવ્યાં છે. "જામે જમશેદ" ના નાં૦ ૨૩-૨૪-૨૬ અને ૨૭ મી ૧૯૨૩ના જાનેવારીના અંકો ધ્યાનથી વાંચનાં કોઇપણ વાંચનાર જોઇ શકશે કે તેમાંનો લગભગ અરધો ભાગ "પારસી થીઓસોફીસ્ટો" સામે બખાળા કાઢવામાં રોકાયા છે. આ ભાષણમાં આવેલી કેટલીક સચ્ચાઈથી વેગળી બાબતો છે. તેમનાં લખાણમાંની ચોક્સ નોંધોનો ઉપયોગ કરી આ વિષયની તપાસ હાથ ધરવાનું વ્યાજબી ધારીએ છીએ.

અમે મી૦ પટેલને સૌથી પહેલો અને અગત્યનો સવાલ એ પુછીશું કે, હિંદુસ્તાનમાં થીઓસોફીકલ સોસાયટીનો પાયો ૧૮૭૯ માં નંખાયો, તે અગાઉ હિંદુસ્તાનમાં, અને ખાસ કરી પારસી કોમમાં કશા વહેમો હતા નહીં, એમ તેઓ દલીલોથી સાબેત કરી શકશે? જો મી૦ પટેલ આપેલી ટીપ મુજબના "વહેમો" પારસીઓમાં ને અગાઉ હસ્તી ધરાવતા હોય,—અને તે નહીં હતા એમ મી૦ પટેલ સાબેત કરી શકશે નહીં,—તો આ "વહેમો" માટે થીઓસોફીકલ સોસાયટીને યા પારસી થીઓસોફીસ્ટોને બદનામ કરવું એ સરાસર દ્વેષભરી, ગેરઇનસાફી ભર્યું નહીં ગણાય? એક ભાષણ કર્તા અને લેખક—ખાસ કરી વિવાદ લગતા વિષય ઉપર—પોતે શું બોલવા યા લખવા ચાહે છે, તે માટે અગાઉથી શાંત રીતે વિચાર કરી પોતાના વિષયમાં કાંઈ પરસ્પર વિરોધતા દેખાડનારી ( inconsistent ) કે સચ્ચાઈથી વેગળી દલીલો નહીં આવવા પામે, તેની બહુ સંભાળ રાખવી જોઇએ. આવા એક અગત્યના વિષય ઉપર સંગીન દલીલો અને પુરાવાઓ વગર માત્ર પોતાની કંઇ માની લીધેલી તાણુંઓ ( prejudices ) ને રસ્તો આપવા અગાઉ મી૦ પટેલે પોતાની જવાબદારીનો કાંઇ ખ્યાલ કીધો હતો? થીઓસોફીકલ સોસાયટીની સ્થાપના અગાઉ પારસી સુધારકો આ "વહેમો"ની સામે લડત ચલાવતા હતા, ત્યારે "પારસી થીઓસોફીસ્ટો" ને આ વહેમોનાં મૂળ કારણ તરીકે બદનામ કરતાં મી૦ પટેલ પોતે એક સરાસર ગલત વાત જાહેર કરતા હતા, એમ શું તેઓ સમજી શક્યા નહીં?

"ઈલ્મેખ્નુમ" મંડળની હસ્તી તો બહુ થોડાં વર્ષોની છે. આ મંડળ સાથે કે તેના અંદરની લાગતા વળગતાઓ સાથે થીઓસોફીને કશો સબંધ નથી અને અમે તેને માન એટલું સમજીએ છીએ કે તેના સ્થાપક મી૦ બેહરામશાહ શરાફ માટે ગમે તે બોલાતું હોય-તેઓ એક દુન્યાદારીમાં લીન થએલા ઇનસાન હોય કે એક ફરેસ્તાઈ પુરૂષ હોય, તે સાથે આપણને કશી નિસબત નથી; એ મંડળનાં સાહિત્યમાંથી જો કાંઇપણ નવું જાણવાનું અને શીખવાનું મળતું હોય તો જ્ઞાનનો તલસગાર કોઇપણ માણસ તે ખુલ્લાં દીલે ગ્રહણ કરવાને આંચકો ખાય નહીં. પણ આ મંડળને માથે મુકવામાં આવેલાં આળનો બચાવ કરવાને તેના લાગતાવળગતાઓ પુરતા સામર્થવાન છે, અને તેથી એ મંડળનો બચાવ કરવાનું અમારૂં કામ નથી.

મી૦ પટેલ જાણતા હોવા જોઈએ કે આ "ઓરંગા મારવાનો" જમાનો નથી. એક જાહેર સવાલ ઉપર કાંઈ પણ બોલવા કે લખવા અગાઉ તે સવાલનો સંપુર્ણ રીતે અભ્યાસ કરવાની જરૂર છે. તેવો અભ્યાસ આ બાબદ ઉપર ભાષણ આપવા અગાઉ તેઓએ કીધો હતો ? પારસી થીઓસોફીસ્ટોને "વહેમો" માટે બદનામ કરવા અગાઉ થીઓસોફીકલ સાહિત્ય પર કાંઈ ઉડતી નજર વકીક તરફે નાખી હતી ? "સ્પીરીચુઆલીઝમ," ભુતાનું સતીંગ, વગેરે બાબદો પર થીઓસોફીકલ સાહિત્યમાં કેવા વિચારો દર્શાવ્યા છે, તે જોવા જાણવાની કશી દરકાર તેવણે કીધી હતી ? આ બાબદ ઉપર થીઓસોફીકલ સાહિત્યમાંથી મી૦ પટેલને ઘણું જાણવાનું મળે, અને પોતાનાં સાંભળનારાઓને કાંઈ સંગીન જ્ઞાન આપવાનું બને તેમ હતું, પણ થીઓસોફી સામેની તેમની નારાજીને લીધે આ બહોળું સાહિત્ય તેઓ જોઈ શક્યા નહીં, અને પરિણામમાં આ "વહેમો"ના સંબંધમાં તેવણે જાહેરમાં "નવું જ્ઞાન" શું રજુ કીધું છે ? જે "વહેમોની ટીપ તેવણે આપી છે. તે "વહેમો" ના ભીતરમાં સમાયલી "સચાઈ" તપાસી, તે "વહેમો" થી માણસનાં તન, મન, અને રવાનને થતાં ગંભીર નુકસાનો કશાની ખ્યાલ તેઓ આપી શક્યા છે ? બીજાં સંખ્યાબંધ પુસ્તકો બાજુએ રાખી અમે મી૦ પટેલને માત્ર મેડમ બ્લાવાટસ્કીનું " એ મોડર્ન પેનેરીયન" (A Modern Panarion) અને મી૦ લીડ બેટરનાં "ધી ઇનર લાઇફ" ( The Inner Life ) નામનાં બે પુસ્તકો વાંચવાની ભલામણ કરીશું, અને જો મી૦ પટેલ ખરેખરી ઉદાર મનશક્તિના ધરનારા હશે, જો "સચાઇ' જાણવાને તેઓ ઉમેદવાર હશે, તો આ પુસ્તકો વાંચ્યા પછી તેઓ પોતાની ભુલ જોઈ શકશે.

અમે ઉપર "વહેમોના ભીતરમાં સમાયલી સચાઈ" શબ્દો વાપર્યા છે, તે કદાચ મી૦ પટેલને નવાઈ જેવા લાગશે, તેના સંબંધમાં અમે મી૦ પટેલને અને તેમના જેવીજ વલણ ધરાવનારાઓને પુછીશું કે વર્ષો થયાં આવા "વહેમો"ની સામે ચાલુ લડત છતાં તે નાબુદ થતી નથી, અને ઘણીબવાર અસલી વિચારનાં ધર્મી ગણાતાં માણસો વકીક આવા "વહેમો" ને વશ હોય છે, અને તેથી થતા ફાયદા" ઉપર મજબુત એકીન ધરાવે છે, તેનો કાંઈ ખુલાસો તેઓ આપી શકશે? ખરો રસ્તો તો એ હતો કે આ " વહેમો " નાં ભીતરમાં ખરેખર શું છે, તેના કહેવાતા "ફાયદા" શાથી થવા પામે છે. તેમાં ખરેખર નુકસાન ક્યાં સમાએલું છે, તેનો પાકો અભ્યાસ કરી પછીજ પરિણામ જાહેર આલમ આગળ રજુ કરવું. તેવા અભ્યાસ માટે એક સત્યશોધક જ્યાંથી સચાઈ મળે ત્યાંથી તે લેવાને ચુકતો નથી. મી૦ પટેલને અમે ડો૦ જીવનજી જ. મોદીનો તા૦ ૩ જી જાનેવારીના " જામે જમશેદ "માં આવેલો "નવસારીનાં કટાલવા ગામ ખાતે આવેલી માતા" ને લગતો વિષય વાંચવાની અને પોતાના ભાષણ સાથે આ વિષયની સરખામણી કરવાની ભલામણ કરીશું. મજકુર વિષયમાંના કેટલાક વાક્યો અર્થસૂચક છે, અને ખરેખરી જરૂર તો આવા બનાવોથી થતાં નુકસાનની સમજ આપવાની છે.

મી૦ પટેલ પોતાના ભાષણની શરૂઆતમાં મીર નામના "સાઇકીસ્ટ" "આયહિી," ફકીરો, ગોસાઇઓ, વગેરેના દાવા માટે વિવેચન કરતાં જણાવે છે કે—

"કેટલાક ઉતાવળીઆ માણસો એ બાબતોનો કાંઈ પણ અભ્યાસ કર્યા વગર ઘણાજ હઠીલાઈથી [dogmatically] કહે કે એ દાવાઓ સરીયામ ઢોંગ છે. આમ બોલનારાઓને ખબર નથી કે એ ઢોંગ નથી પણ ઈલમ [scince] નાં તકરારી સવાલો છે કે જેનું સુધરેલી દુન્યાએ પણ હજી સુધી નીરાકરણ કીધું નથી. ઈંગ્રેજીમાં બોલીયે તો મજકુર દવાઓ unsolved scientific problems [વિદ્યાને લગતા નિરાકરણ થયા વગરના સવાલો] છે. પણ સેંકડો માણસો જેઓને "સાયન્સ"ની બારાખડીની ખબર નથી તેઓ અનેક વેળા ઢોંગી ધુતારાપણાથી લોકોને લુટે છે. વાસ્તે આપણે કાંઈપણ મત ઉચરીએ તે અગાઉ ખરો ઈલમ ધરાવનારા અને ધુતારાઓ વચ્ચેનો ફરક સમજવા જોઈએ."

આપણા કેટલાક પારસી લેખકો અને ભાષણકર્તાઓની એક ખામી એ છે કે જે વિષય ઉપર તેઓ લખવા કે બોલવા ચાહે છે, તે વિષયનો સંગીન અને સંપુર્ણ અભ્યાસ કર્યા વગર તે વિષે મત આપવાની તેઓ ઉતાવળ કરે છે, અને તેથી ઘણીવાર તે ખરોબર સમજી નહી શકવાથી તેઓ પોતે ગુંચવાડામા પડે છે, અને એકકથી ઉલટા inconsistent વિચારો બહાર પાડી પોતાનાં વાંચનારાઓને ગુંચવાડામાં નાંખે છે. જો તેઓમાં સારાં ભાગ્યે લખાણની ઝમક અને બોલવાની છટા હોય છે, તો તેઓ સાધારણ માણસોનાં મન ઉપર થોડો વખત અસર કરી શકે છે; પણ વિચારવંત માણસો તેવાં લખાણો કે ભાષણોમાંથી જાઝો ખોરાક મેળવી શકતાં નથી.

મી. પટેલ "ખરો ઈલમ ધરાવનારા અને ધુતારાઓ વચેનો ફરક સમજવા"ની ભલામણ કરે છે, તે વાજબી છે. પણ તે ફરક કેવી રીતે સમજવો, તે તેઓ જણાવી શકતા નથી, અને આ મુળ અગત્યના સવાલ ઉપર પોતાના સાંભળનારાઓને અંધારામાંજ રાખે છે. જો ખરો ઈલમ ધરાવનારા' કોઈ હોય છે, મી. પટેલ માનતા હોય, તો પછી તે ઈલમ unsolved scientific problem [યાને નિરાકરણ થયા વગરનો વિદ્યાને લગતો સવાલ] કેમ ગણાય? ઈલમ [યાને scince] નો અવલોકન અને જો ખરા ઈલમ જેવી કોઈ ચીજ મી૦ પટેલને મીર, બાબાં, એસ્ટ્રો અને ફકીરોના લવામાં જણાતી હોય તો તે માટે ઘટતી સમજ આપી ખરાં ખોટાંનો ફરક કેમ સમજવો, તે દર્શાવવાની શું જરૂર ન હતી? ખરો માર્ગ તો મીસ્ની ફર્તાની શક્તિ (Physmin), બાબાં હેવીનું માણસોના દીલમાં આવવું (Possession), બાબાઓ ફકીરો વગેરેની સાધના [Necromancy] સિદ્ધિ [Supernatural powers], વગેરેની સમજ આપી, તેમાંના નુકસાનકારક તત્વનો ખોલાસો કરી ખરૂં ખોટું પારખવાનો માર્ગ દેખાડવાનો હતો. મી૦ પટેલનાં ભાષણ ઉપરથી જણાય છે કે તેઓએ મેસમેરીઝમ, હિપ્નોટીઝમ, સ્પીરીચુએલીઝમ વગેરે વિષયો માટે કાંઈક સાહિત્ય વાંચેલું છે, પણ તેઓ પોતે કશા નક્કી અનુમાન ઉપર આવી શક્યા નથી. વળી સ્પીરીચુએલીઝમનો કંઈક અંગત અનુભવ લેવા જતાં પોતે ફસાયા છે,—અને જો તેઓએ થીઓ-

સોફીનો પુરતો અભ્યાસ કીધો હતે, તો આ અનુભવ લેવા તેઓ જતેજ નહી, કારણ થીઓસોફી "સ્પીરીચુએલીઝમ" જેવી વિદ્યાને ખરી માનવા છતાં તેને લગતા અખ્તરાઓ હૈયાત તેમજ ગુજર પામેલાં માણસોને નુકશાનકારક છે, એમ જણાવી તેવા "અનુભવ"થી દુર રહેવાની સખ્ત તાકીદ કરે છે. આ માટે થીઓસોફીકલ સાહિત્ય એટલું બહોળું છે કે તે બધાંના હવાલા અત્રે આપી શકાય તેમ નથી. પણ અમે આગળ જણાવી ગયા તેમ, મી૦ પરેલ જો મેડમ બ્લાવાટસ્કીનું "એ મોડર્ન પેનેરીયન" ( A Modern Panari0u ) નામનું એકજ પુસ્તક વાંચવાની તસ્દી લેય, તો આ આખો વિષય ઘણી સારી રીતે તેઓ સમજી શકે છે.

આગળ ચાલતાં મી૦ પરેલનાં મોંમાંથી જે કેટલાક કીંમતી વાક્યો બહાર પડે છે, તે થીઓસોફી સામેના તેમના હુમલાને જમીન દોસ્ત કરે છે. તેઓ વાજબી રીતે જણાવે છે કે—

"એક માણસે કાંઈ ઘણાજ સાધારણ પ્રયોગો કીધા એટલે તેને એકદમ ધુતારો ઠેરવી બેસાડવો જોઇએ નહી. આપણે વીસમી સદીમાં છીએ તેથી એમ ન ધારવું કે માણસાઇ ભેજું જે કાંઇ કરી શકે તેની વધતામાં વધતી હદે આપણે પહોંચ્યા છીએ. એમ આપણે ન સમજવું કે જે કાંઇ જાણી શકાય [The kn0wable] અને ન જાણી શકાય [The (Unkn0wable) તેની સીમા વચ્ચે આપણે ઉભા છીએ. માણસાઈ ભેજું એક અજાયબ ચીજ છે, સાધારણ રીતે આપણી આંખ, કાન, અને બીજી ત્રણ ઇંદ્રીઓની મદદ વગર પણ ભેજા ઉપર અસર થઇ શકે છે. દાખલા તરીકે ઉંઘમાં ચાલનારો માણસ (s0muambulist) આંખે પાટો બાંધે તોપણ બધે ફરી શકે છે."

મી૦ પરેલના પોતાના કહેવા મુજબ જ્યારે જ્ઞાનની વધતામાં વધતી હદે આપણે પહોંચ્યા નથી, અને આપણે જોઇએ છીએ કે દુન્યામાં આપણા કરતાં જ્ઞાનમાં અતી ઘણી હદ સુધી આગળ વધેલા પુરૂષો છે, કે જેઓ આપણા કરતાં કાંઇક વધુ જાણે છે, કાંઇક વધુ શક્તિ ધરાવે છે, ત્યારે થીઓસોફીકલ સોસાયટીમાં મી૦ પરેલના કરતાં કાંઇક વધુ શ્રમ લઈ અભ્યાસ કરનારા કોઇક આગેવાન નરો તેમના કરતાં કાંઇક વધુ શક્તિ ધરાવતા હોવા જોઇએ, એટલું તો મી૦ પરેલને કબુલ કરવું પડશે. અને જ્યારે ઉંઘમાં ચાલવાની ટેવ (S0mnambulism) જે એક પ્રકારનો રોગ હોવા છતાં તે માણસની એક અજબ જેવી હાકત કે શક્તિનો ખ્યાલ આપે છે, તે જ્યારે બંધ આંખો છતાં માણસને તે સ્પષ્ટ રીતે જોતો હોય એવી સ્થિતિમાં મુકે છે, ત્યારે સઘળા ધર્મોમાં જણાવેલી પેલી "બાતેન નજર" (Clairvoyance) ની શક્તિ સામે મી૦ પરેલથી સવાલ ઉઠાવી શકાશે નહી. આ શક્તિ કેટલાંક માણસોમાં કુદરતી રીતે બચપણથી ખીલેલી હોય છે, જેના મોજુદ દાખલા મુંબઈના નાટક તખ્તા ઉપર રજુ થયલા મી૦ પરેલે અનેકવાર જોયા હોય, યા તેને લગતી હકીકત સાંભળી હોય, એ બનવા જોગ છે. કેટલાકો પવિત્ર જીંદગીથી લાયક ઉસ્તાદોના હાથ હેઠળ તાલીમ લઈ આ

શક્તિ ખીલવી શકે છે. કોઇપણ રીતે મી૦ પટેલના પોતાનાજ શબ્દોમાં "એક માણસે કાંઇ ઘણાજ અસાધારણ પ્રયોગો કીધા એટલે તેને એકદમ ધુતારો ઠોકી બેસાડવો જોઇએ નહી" ત્યારે જો થીઓસોફીકલ સોસાયટીમાં કોઇક પુરૂષો "આંતર નજર" ખીલવવા પામ્યા હોય, તેમની તે શક્તિ માટે યુરોપ, અમેરીકા, ઓસ્ટ્રેલીઆ અને હિંદમાં જગેજગ ખાત્રી થઇ ચુકી હોય, અને તેવા પુરૂષો પોતાની આ શક્તિથી, જે કાંઈ મી૦ પટેલ નહિ જોઇ શકે. તે જોઇને જીજ્ઞાસુઓને માટે જાહેર કરે, તો તેમના સખુન સામે શક ઉઠાવવાનો મી૦ પટેલનો શો હક છે ? જે જ્ઞાન જે શક્તિ, પોતામાં નથી તે જ્ઞાન કે શક્તિ બીજામાં પણ ન હોય, એમ માનવું, એ ગોકળગાયના કોટલાંમાં વસીને તેનેજ દુન્યા માનવા બરોબર છે.

મેસ્મેરીઝમ, હિપ્નોટીઝમ, પારકાંના વિચાર વાંચવાની શક્તિ (Thought-reading) વગેરે ખરાં તરીકે મી૦ પટેલ માને છે; તેઓ જણાવે છે કે "આમાં નવાઇ જેવું કાંઇ નથી." અમે કહીશું કે, "આંતર નજર" ખીલવવામાં નવાઇ જેવું કાંઈ નથી. અને મી૦ પટેલનાજ શબ્દો તેમને પાછા અર્પણ કરીશું કે—

"એ બાબદ ઉપર સંખ્યાબંધ ચોપડીઓ લખાય છે જેનો અભ્યાસ કરો અને તે સાથે પ્રેક્ટીસ કરો તો તમો પણ એ શક્તિ (power) મેળવી શકો. એમાં અકુદરતી અથવા અદ્ભુત (supernatural) કાંઇ નથી. એ માત્ર ઈલમ એટલે 'સાયન્સ'ના પ્રયોગો છે. એ ઇલમ ઘણો બીકટ છે, એથી એનો અભ્યાસ ઘણા થોડા માણસો કરે છે."

મી૦ પટેલ આટલું તો સમજતા હોવા જોઇએ કે આવી સઘળી કુદરતી શક્તિઓ ખીલવવાનું કામ જોખમ વગરનું નથી. અને તેનો મૂળ કાનુન સૌથી પહેલાં 'સ્વાર્થી' રહિત" થવાનો, અને બીનસ્વાર્થે એ શક્તિઓનો ઉપયોગ કરવાનો છે.

અહીં "આંતર નજર"નો ઇશારો વચમાં લાવવાની મૂળ મતલબ મી૦ પટેલની કેટલીક ટીકાઓનો જવાબ આપવાની છે, કે જે ટીકા બીન વાકેફીને લીધે, ગેરઇન્સાફથી કરવામાં આવી છે. મી૦ પટેલ પોતે કબુલ કરે છે કે "આપણું અજ્ઞાનપણું એ કાંઇ પુરાવો નથી." ત્યારે થીઓસોફીકલ સોસાયટીનાં સાહિત્યમાં બહાર પડેલી કેટલીક હકીકતો અહીં તહીંથી લઈ, તેને મરડી મચરડીને, તે માટે વગર તાસુબીએ કશી તેહકીક કીધા વગર, તે માટે કશું જ્ઞાન મેળવ્યા વગર, ટીકા કરતી વખતે મી૦ પટેલને ઉપલુ વાક્ય યાદ નહી આવ્યું ? મી૦ પટેલની "આંતર નજર" ખીલેલી નથી, મી. લીડબીટરમાં તે શક્તિ ખરેખર ખીલેલી છે કે નહી તે માટે તેઓએ જાતે કશી તપાસ કે તેહકીક કરી ખાત્રી કીધી નથી, ત્યારે જે હકીકતથી પોતે અજાન, તેહકીક માનવી કે નહી. માનવી એ મી. પટેલની પ્રકૃતિ (temperament) ઉપર આધાર રાખે છે, તે નહીં માનવાનો તેમને હક છે,—પણ પોતાનાં અજ્ઞાનપણામાં તે સામે ટીકા કરવાનો તેમને હક છે, એવું તેમનું ઉપર ટાંકેલું વાક્ય શીખવે છે ?

ઉપર ટાંકેલા વાક્યના જોડેજોડ મી. પટેલ જણાવે છે કે—

"બીજા હાથ ઉપર કેટલાએક ભોળા ( credulous ) જરથોસ્તીઓ, ખાસ કરીને થીઓસોફીસ્ટો, મન અને આત્માને લગતા પ્રયોગો પુરવાર થયેલા જોવાને હંમેશાં ઘણા ખાહેશમંદ હોય છે તેઓએ યાદ રાખવું જોઇએ કે તેઓની ઇચ્છા તે કાંઇ પુરાવો નથી.

બેશક નહીજ. અમે પુછીશું કે કયો થીઓસોફીસ્ટ તેમ કહે છે? પણ ઇચ્છા વગર કોઈ કામ બનતું નથી; અને તેટલા માટે કોઈ આતુર અભ્યાસીઓ કોઇ બાબદના પુરાવાઓ મેળવવાની કે તે રજુ કરવાની ખાહેશ ધરાવે, તો તેમાં ગુનેહ શો છે? તેવા આતુર અભ્યાસીઓ તરફથી પોતે રજુ થતાં "પુરાવા" જો ખોટા હોય તો તે વિદ્યાની મદદથી, વાજબી દલીલથી તોડવાની જરૂર છે.

મી૦ પટેલનું ભાષાણ સાંભળનારાઓ કદાચ તેમની છટાથી દોરવાઈ જાય, પણ તે પ્રગટ થયા પછી ધીરજથી વાંચીને તેની તપાસ કરતાં તેમાં સંગીન દલીલોની અફસોસકારક ખુટ જણાઈ આવે છે. મી૦ પટેલ પોતાના અભ્યાસથી પોતે ચોકસ અનુમાનોપર આવી શકયા નથી પોતે ઘણીક બાબદોપર અચોકસ છે, છે, અને તેટલા માટે પોતાનાં સાંભળનારાઓને એક કે બીજે માર્ગે દોરવવાને બદલે પોતાના જેવીજ અચોકસ સ્થિતિમાં તેઓ છોડે છે. તેમના નીચલા વિચારો તેમની વર્ષોની એક શિક્ષક તરીકેની કારકીર્દી અને એક ધર્મ સંબંધી વકતા તરીકેની ફરજની વિરૂધ જાય છે.

"યુરોપમાં પણ આગળ માણસોના બે વિભાગ હતા, જેઓ આત્મિક બળની વાતો માનતા હતા તેઓ [Believers] અને નહીં માનનારાઓ, [sceptics], પણ હવે એક ત્રીજો વર્ગ ઉભો થયો છે, જેઓ એક અથવા બીજી બાજુએ ઢળતા નથી. પારસી કોમના સઘળા આનુઓ અને ગ્રહસ્થોની એવીજ વલણ હોવી જોઇએ. કેખાત્રી ભરેલા પુરાવા મળે તોજ એક ચીજ માનવી, નહી તો નહી. વગર પુરાવાએ માનવું તે જેટલું ખોટું છે, તેટલુંજ આપણા અજ્ઞાનપણાને લીધે નહીં માનવું તે પણ ખોટું છે."

મી૦ પટેલ એક શિક્ષક તરીકે આટલું તો સમજતા હોવા જોઇએ કે આત્મિક બાબદોને બાજુએ રાખતાં, બાકી વિદ્યાઓમાં એવાં ઘણાં સિદ્ધાંતો છે કે જે વગર પુરાવાએ પહેલાં ખરાં તરીકે માનીને પછી તેનો પુરાવો શોધવો પડે છે. એક ધર્મ સંબંધી વકતા તરીકે તેવણ આ સવાલનો ખોલાસો કરશે કે સઘળા ધર્મોમાં જણાવેલી ઇઝદો વગેરે મીનોઈ શક્તિઓની હસ્તી, બહેસ્ત અને દોઝખ જેવી હાલતો વગેરેના પ્રગટ (tangible) પુરાવાઓ વગર ધર્મનાં ફરમાનો અને સિધ્ધાંતો માની શકાય કે? ધર્મમાં પહેલાં એકીન, પછી અનુભવ અને તે અનુભવ મેળવવા માટે ઘણા સખ્ત કાયદાઓ પ્રમાણે જીંદગી ગુજારવાની હોય છે. તેજ પ્રમાણે બાકી સાયન્સનાં ઘણાંક સિદ્ધાંતો પહેલાં અનુમાન [ theory ] તરીકે માનીને પછી અવલોકન કે અનુભવથી તેની સાબેતી [proofs] મેળવવી પડે છે. આવી બાબતોમાં

આપણા કરતાં જેઓ જ્ઞાનમાં આગળ વધેલા હોય, તેમનાં શિક્ષણો માનીને આપણને અનુભવ મેળવવાની કોશેશ કરવી પડે છે. અલબત અમે એમ નથી કહેવા માંગતા કે આ સઘળું વિચાર શક્તિના ઉપયોગ વગર કરવું. પણ મી૦ પટેલે જાણવું જોઇએ કે "જેઓ એક યા બીજી બાજુએ ટળતા નથી." તેઓ સ્થિર રહે છે; તેઓ જ્ઞાન મેળવી શકતા નથી. જ્ઞાનનો માર્ગ બહુ બીકટ છે, તેમાં ઠોકરો ખાવી પડે છે, ભુલો થાય છે, કડવો અનુભવ મળે છે, અનેક ઉલટા સુલટી ફેરફારોમાંથી પસાર થવું પડે છે: પણ જે છેવટ સુધી આતુર ખાહેશથી, શુદ્ધ બુદ્ધિથી આગળ વધે છે, તેને કુદરત નિષ્ફળ કરતી નથી. જો જીંદગી શુદ્ધ હોય, અને જ્ઞાન માટેની ખાહેશ બળવાન હોય, તો અતર જ્ઞાન યાને બશારત (intuition) ના રૂપમાં બીકટ સવાલોનો ફડચો કુદરત પોતે કરી આપે છે. "આપણા અજ્ઞાનપણાને લીધે નહી માનવું" એ જો "ખોટું" હોય, તો જે બાબદના પ્રગટ પુરાવાઓ (tangible proofs) નહી મળે, તે બાબદો અનુમાન તરીકે ખરી માની, વગર તાસુબીએ તેનો અભ્યાસ કરવામાં નુકસાન શું છે? ને જ્ઞાનનો ખરો માર્ગ છે,-તેથી ઉલટું *"જેઓ એક અથવા બીજી બાજુએ ટળતા નથી,"* તેઓ જ્ઞાન માટેની ખાહેશની કોતાહી બતાવે છે.

મી૦ પટેલ આગળ ચાલતાં જણાવે છે કે–

"તારનાં દોરડાં વગર સદેશા મોકલવા (*wireless telegraphy*) એ શું કમાઈ છે આજે જે આપણને અજાયબ જેવું લાગે છે તે પાંચ પચીસ વરસ પછી કદાચ ખરૂં પડે તારનાં દોરડાં વગરના સંદેશાઓની કાની આપણા ગુજરેલાઓના આત્મા આપણી ઉપર સંદેશા મોકલે. વાસ્તે વાજબી માર્ગ એ છે કે અસાધારણ પ્રયોગોને હંમેશાં ઘણીજ સખત કસોટી (tests) માંથી પસાર કરવા સર ફ્રેડરીક માયરસ, મી૦ પોડમોર, સર આલીવર લોજ, પ્રોફેસર બેરેટ, સર વિલીયમ ક્રુકસ, અને એવા બીજા મહાન સાયન્ટીસ્ટો માને છે કે ગુજરેલાઓના આત્મા જીવતાં સાથ સદેશા ચલાવી શકે છે. જો કે તે કેમ થાય છે તે તેઓ કહી શકતા નથી. તેજ વેળા આપણે યાદ રાખવું જોઇએ કે વિદ્વાન સાયન્ટીસ્ટોની બહુમતીએ માન્યતાની સખત વિરૂદ્ધ છે. જ્યારે મહાન વિદ્વાન સાયન્ટીસ્ટોમાં આવી મતફેર થાય ત્યારે આપણે હઠીલાઇ મત આપવાવાળા કોણ."

આટલા માટે આપણે હાથ જોડીને બેસી રહેવું જોઇએ. આપણી વિચાર શક્તિનો ઉપયોગ કરવો ન જોઇએ; હાલના વિદ્વાનો કરતાં સર્વ રીતે ચઢયાતા, સંપુર્ણતાએ પુગેલા પીર પેગંબરોના શિક્ષણો પણ બાજુએ રહેવાં દેવાં જોઇએ. અહીં ખુલ્લું જણાય છે કે મી૦ પટેલે આ વિષયનો અભ્યાસ કર્યો નથી: આ બાબદ માનવી કે નહીં માનવી તે માટે તેઓ હજી ચોકસ નથી. ત્યારે જાહેર વકતા તરીકે તેઓ પોતાનાં સાંભળનારાઓને આ વિષય ઉપર જ્ઞાન કેમ આપી શકે? એક શકમંદ શિક્ષક જે પોતે એક બીના સમજતો ન હોય, તે પોતાના ચેલાઓને તે બાબત વિષે સમજ કેમ આપી શકે? તેવી સ્થિતિ મી૦ પટેલની છે.

[ અપુર્ણ ]

# Geomancy.

## શ્રી રમલ શાસ્ત્ર.

લેખક—પુરૂષોત્તમરાય ખુશાલરાય જંબુસરિયા.
એંડરોડ, ચાંપાનેર ગેટ, વડોદરા.

( પ્રથમ વર્ષના અંક ૮–૯ ના પૃષ્ઠ ૨૪૦ ના અનુસંધાનથી )


### —જાયચો યાને પ્રસ્તાર અથવા કુંડળી બનાવવાની રીત—

પછી ફરીથી પાસાની ચાર શકલોમાંથી વાયુ તત્વની ( Airy ) રેખા અથવા બિંદુ લઈને અનુક્રમે છઠ્ઠા ઘરમાં મુકવા એટલે તે છઠ્ઠા ઘરની શકલ થશે. પછી પાસાની ચાર શકલોમાંથી જળતત્વની ( Watery ) રેખા અથવા બિંદુ લઈને અનુક્રમે સાતમા ઘરમાં મુકવા એટલે તે સાતમા ઘરની શકલ થશે. છેવટે પાસાની ચાર શકલોમાંથી પૃથ્વિ તત્વની ( Earthy ) રેખા અથવા બિંદુ લઈને અનુક્રમે આઠમા ઘરમાં મુકવા જેથી તે આઠમા ઘરની શકલ થશે. આ પ્રમાણે પાસાની ચાર શકલો તથા તેમાંથી બીજી ઉત્પન્ન કરેલી ચાર શકલો એટલે આઠ શકલો લખ્યા પછી તે આઠ શકલોમાંથી બીજી ચાર શકલો ઉત્પન્ન કરવી તે એવી રીતે કે પહેલી અને બીજી શકલને જરબ ( યોગ ) કરવો એટલે નવમા ઘરની શકલ ઉત્પન્ન થશે. તેવીજ રીતે ત્રીજા અને ચોથા ઘરની શકલને જરબ કરવાથી દશમા ઘરની શકલ ઉત્પન્ન થશે. પાંચમાને છઠ્ઠા ઘરની શકલને જરબ કરવાથી અગીઆરમા ઘરની શકલ ઉત્પન્ન થશે. પછી સાતમા ને આઠમા ઘરની શકલને જરબ કરવાથી બારમા ઘરની શકલ ઉત્પન્ન થશે

જરબ એટલે શું ! જરબ એટલે યોગ અને તેનો કાયદો ( LAW ) એવો છે કે બે રેખા ( —×—=• ) ના યોગથી રેખા ( •— ) ઉત્પન્ન થશે; અને બે શૂન્ય ( ०×०=— ) ના યોગથી રેખા ( — ) ઉત્પન્ન થશે. શૂન્ય તથા રેખા ( ० ×— = ० ) ના યોગથી શૂન્ય ( ० ) પેદા થશે; અથવા રેખા અને શૂન્ય (—×०=० ના યોગથી પણ શૂન્ય ઉત્પન્ન થશે આ જરબનો કાયદો છે અને તેને યાદ રાખવો.

પછી નવમા ઘરની અને દશમા ઘરની શકલને જરબ કરવાથી તેરમા ઘરની શકલ ઉત્પન્ન થશે. અગીઆરમા ને બારમા ઘરની શકલને જરબ કરવાથી ચૌદમા ઘરની શકલ ઉત્પન્ન થશે. તેર અને ચૌદમા ઘરની શકલને જરબ કરવાથી પંદરમા ઘરની શકલ ઉત્પન્ન થશે. છેવટે પંદરમા અને પહેલા ઘરની શકલને જરબ કરવાથી સોળમા ઘરની શકલ ઉત્પન્ન થશે. ઉપરની દરેક હકીકત દાખલો ( Practical Example ) આપીને સમજાવીએ છીએ જેથી કરીને તે જલદીથી ધ્યાનમાં આવશે અને સુગમ લાગશે.

**જાયચો અથવા પ્રસ્તારનું ઉદાહરણ—**

કેવળ ઇશ્વર પરાયણરહીને વિધિસર પાસા નાંખ્યા જેથી તે નીચે મુજબ આવ્યા અને તેની ઉપરથી નીચેની ચાર શકલો ઉત્પન્ન થઈ છે—

# પાસા નાંખ્યા.

**પાસા ઉપરથી ચાર શકલો—**

ચોથું ઘર ત્રીજુ ઘર બીજુ ઘર પ્રથમ ઘર

ઉપરની ચાર શકલો ઉપરથી બીજી ચાર શકલો નીચે મુજબ ઉત્પન્ન થઈ—

આઠમું ઘર સાતમુ ઘર છઠું ઘર પાંચમું ઘર

ઉપરની આઠ શકલો ઉપરથી બે બે શકલોના યોગવડે નીચેની ચાર શકલો ઉત્પન્ન થઈ—

બારમું ઘર અગિઆરમું ઘર દશમું ઘર નવમું ઘર

ઉપરની ચાર શકલોના યોગથી નીચેની બે શકલો ઉત્પન્ન થઇ—

ચદમું ઘર તેરમું ઘર

પછી તેરમા અને ચૌદમા ઘરની શકલોના યોગની { × = } પંદરમા ઘરની

શકલ $\frac{\ddot{\circ}}{—}$ પેદા થઇ: પછી પંદરમાને પ્રથમ ઘરની શકલના ગોગથી { ... × ... = ... }

સોળમા ઘરની શકલ ... પેદા થઈ.

ઉપરની શકલોને પ્રસ્તારમાં ગોઠવી, રીતસર લખીએ તો નીચે મુજબ લખાશે--



નીંદ્રા માટે પ્રો. જેમ્સની વીજળીક શક્તીની ગોળીઓ અકસીર છે.

પ્રસ્તારના મધ્ય ભાગમાં શ્રી લખીને અમોએ લીટી દોરી છે. જુઓ પ્રસ્તારમાં કેટલાક આંચાર્યો શ્રીને બદલે એ૩મ એવું ઉર્દુમાં લખે છે. જુઓ માર્જીનમાં કેટલાક પંડિતો અલેફ, વાવ ને



મીમ એવું લખે છે અને તેનો અર્થ ૐ એવો થાય છે. માટે આપણે લખવું હોય તો માર્જીનમાં બતાવ્યા મુજબ લખવું. છેવટે સોળમું ઘર લખ્યું છે ત્યારે ઘણા રમલ પંડિતો પંદરમું ને સોળમું ઘર સાથે સાથે લખે છે જુઓ માર્જીનમાં જેને જેમ ફાવે તેમ લખે પણ મૂળ અર્થમાં ફેરફાર થતો નથી માટે ગમે તે રીત (Stylo) થી લખે તો તે ચાલશે. કેટલાક રમલ પંડિતો ડાબી બાજુથી પ્રસ્તાર માંડીને જમણી બાજુ તરફ લઈ જાય છે પણ તેમાં તો ઘણીજ મોટી ભુલ થાય છે અને તેથી રમલ ખોટું પડવાનો સંભવ ઘણોજ રહે છે; માટે આ બાબતમાં બિલકુલ સુધારો કરવો નહિ. ઇસ્લામી સ્ટાઈલ મુજબ જમણી બાજુથી લખતાં ડાબી બાજુ તરફ જવું અને તેથી રમલ ખરું મંડાશે; માટે રમલ લખવાની યવન રીત ખરી છે, અને તે ખાસ ધ્યાનમાં રાખવી.

## સોળ શકલોના સ્વરૂપ અને લક્ષણો-

૧ અગ્નિ તત્વમાં બિંદુ (૦), વાયુ તત્વમાં રેખા (–), જળ તત્વમાં રેખા (–) ને પૃથ્વિ તત્વમાં રેખા (–) જો અનુક્રમે લખવામાં આવે તો તે શકલને ☰ લહ્યાન કહેવામાં આવે છે.

૨ અગ્નિ તત્વમાં રેખા (–), વાયુ તત્વમાં બિંદુ (૦), જળ તત્વમાં રેખા (–) અને પૃથ્વિ તત્વમાં બિંદુ (૦) જો અનુક્રમે લખવામાં આવે તો તે શકલને કબ્જુલદાખિલ કહેવામાં આવે છે.

૩ અગ્નિ તત્વમાં બિંદુ (૦), વાયુ તત્વમાં રેખા (–), જળ તત્વમાં બિંદુ (૦) અને પૃથ્વિ તત્વમાં રેખા (–) જો અનુક્રમે લખવામાં આવે તો તે શકલને કબ્જુલ-ખારીજ કહેવામાં આવે છે.

૪ અગ્નિ તત્વમાં રેખા (—), વાયુ તત્વમાં રેખા (—), જળ તત્વમાં રેખા (—) અને પૃથ્વી તત્વમાં રેખા (—) જો અનુક્રમે લખવામાં આવે તો તે શકલને ☰ જમાત કહેવામાં આવે છે.

૫ અગ્નિ તત્વમાં બિંદુ ( ૦ ), વાયુ તત્વમાં બિંદુ [ ૦ ] જળ તત્વમાં રેખા [ — ] અને પૃથ્વિ તત્વમાં બિંદુ જો અનુક્રમે લખવામાં આવે તો તે શકલને ફરહા કહેવામાં આવે છે.

૬ અગ્નિ તત્વમાં બિંદુ (૦) વાયુ તત્વમાં રેખા (—) જળ તત્વમાં રેખા (—) અને પૃથ્વિ તત્વમાં બિંદુ (૦) જો અનુક્રમે લખવામાં આવે તો તે શકલને ઉકલા કહેવામાં આવે છે.

૭ અગ્નિ તત્વમાં રેખા (—) વાયુ તત્વમાં રેખા (—) જળ તત્વમાં રેખા (—) અને પૃથ્વિ તત્વમાં બિંદુ (૦) જો અનુક્રમે લખવામાં આવે તો તે શકલને કન્કિશ કહેવામાં આવે છે.

૮ અગ્નિ તત્વમાં રેખા (—) વાયુ તત્વમાં બિંદુ (૦) જળ તત્વમાં રેખા (—) અને પૃથ્વિ તત્વમાં રેખા (—) જો અનુક્રમે લખવામાં આવે તો તે શકલને હુમરા કહેવામાં આવે છે.

૯ અગ્નિ તત્વમાં રેખા (—) વાયુ તત્વમાં રેખા (—) જળ તત્વમાં બિંદુ (૦) અને પૃથ્વિ તત્વમાં રેખા (—) જો અનુક્રમે લખવામાં આવે તો તે શકલને બયાજ કહેવામાં આવે છે.

૧૦ અગ્નિ તત્વમાં બિંદુ (૦) વાયુ તત્વમાં બિંદુ (૦) જળ તત્વમાંમાં રેખા (—) અને પૃથ્વિ તત્વમાં રેખા (—) જો અનુક્રમે લખવામાં આવે તો તે શકલને નુસ્રત ખારીજ કહેવામાં આવે છે.

૧૧ અગ્નિ તત્વમાં રેખા ( — ) વાયુ તત્વમાં રેખા ( — ) જળ તત્વમાં બિંદુ (૦) અને પૃથ્વિ તત્વમાં બિંદુ (૦) જો અનુક્રમે લખવામાં આવે તો તે શકલને નુસ્રદાખિ કહેવામાં આવે છે.

૧૨ અગ્નિ તત્વમાં બિંદુ (૦) વાયુ તત્વમાં બિંદુ (૦) જળ તત્વમાં બિંદુ (૦) અને પૃથ્વિ તત્વમાં રેખા ( — ) જો અનુક્રમે લખવામાં આવે તો તે શકલને આતખે **ખારીજ** કહેવામાં આવે છે. ખારીજને ખારજ પણ કહે છે.

૧૩ અગ્નિ તત્વમાં બિંદુ (૦) વાયુ તત્વમાં રેખા ( — ) જળ તત્વમાં બિંદુ (૦) અને પૃથ્વિ તત્વમાં બિંદુ (૦) જો અનુક્રમે લખવામાં આવે તો તે શકલ નકી કહેવામાં આવે છે.

૧૪ અગ્નિ તત્વમાં રેખા ( — ) વાયુ તત્વમાં બિંદુ (૦) જળ તત્વમાં બિંદુ (૦) અને પૃથ્વિ તત્વમાં બિંદુ (૦) જો અનુક્રમે લખવામાં આવે તોતે શકલને અતખે દાખિલ કહેવામાં આવે છે.

૧૫ અગ્નિ તત્વમાં રેખા (—) વાયુ તત્વમાં બિંદુ (०) જળ તત્વમાં બિંદુ (०) અને પૃથ્વિ તત્વમાં રેખા [—] અનુક્રમે લખવામાં આવે તો તે શકલને ઇજ્જતમા કહેવામાં આવે છે.

૧૬ અગ્નિ તત્વમાં બિંદુ [०] વાયુ તત્વમાં બિંદુ [०] જળ તત્વમાં બિંદુ [०] અને પૃથ્વિ તત્વમાં બિંદુ (०) જો અનુક્રમે લખવામાં આવે તો તે શકલને ⁘ તરીખા કહેવામાં આવે છે.

## ખારીજાદિ તથા બલિષ્ટ તત્વાદિ વિચાર—

સોળ શકલોના મુખ્ય ચાર ભાગ (Divisions) પાડવામાં આવ્યા છે, દરેક ભાગના ગુણ ધર્મ જૂદા જૂદા છે. તે ચાર ભાગના નામ – ખારીજ, દાખિલ, સાબિત અને મુન્કિયલીબ છે.

**ખારીજ**

જે શકલોના ઉપરના ભાગમાં શુન્ય અને નિચેના ભાગમાં રેખા હોય તે શકલોને ખારિજ શકલો કહે છે. લહાન, કબજુત ખારીજ, નુસ્રતખારીજ અને આતબેખારીજ એ ખારીજ શકલો છે. તે દિવસે બળવાન છે અને પુરૂષ સંજ્ઞક છે. ઉપરની ચાર શકલોમાંથી લહાન અને નુસ્રત ખારીજ શુભ છે અને કબજુત ખારીજ અને આતબેખારીજ અશુભ શકલો છે.

**દાખિલ**

જે શકલોના ઉપરના ભાગમાં રેખા અને નિચેના ભાગમાં શુન્ય હોય તે શકલોને દાખિલ શકલો કહે છે. કબજુદાખિલ, ઇન્કિશ, નુસ્રતદાખિલ, અને આતબેદાખિલ એ દાખિલ, શકલો છે. આ શકલો સ્ત્રી સંજ્ઞક છે અને રાત્રે બલવાન હોય છે. તેમાં ઇન્કિશશકલ અશુભ છે અને બાકીની ત્રણ શુભ છે.

જે શકલોના ઉપરના ભાગમાં રેખા અને નિચેના ભાગમાં પણ રેખા હોય તે શકલોને

**સાબીત**

સાબિત શકલો કહે છે.

જમાત, હુમરા, બયાજ અને ઇજ્જતમા એ સાબિત શકલો છે. તેમાં જમાત અને

ઇજ્જતમા મધ્યમ છે એટલે નહિ શુભ કે નહિ અશુભ (Moderate) છે અને તે નપુંશક શકલો છે હુમરા અશુભ છે પણ પુરૂષ સંજ્ઞક છે. બયાજ સ્ત્રી સંજ્ઞક છે અને શુભ શકલ છે. પણ હુમરા અને બયાજ અલ્પ પરાક્રમી છે.

**મુન્કિલબ** જે શકલોના ઉપરના ભાગમાં શુન્ય અને નિચેના ભાગમાં શુન્ય હોય તે શકલોને મુન્કિલબ શકલો કહે છે. ફરહા, ઉકલા, નકી અને તરીખા એ મુન્કિલબ શકલો છે. આ શકલો સંધ્યા સમયે બળવાન હોય છે એટલે પ્રાતઃકાળે દિવસ ઉગતા પહેલાં અને સંધ્યાકાળે દિવસ આથમ્યા પછી અને રાત્રીની શરૂઆતમાં બળવાન હોય છે. ફરહા અને તરીખા શુભ (anspicious) છે અને ઉકલા અને નકી અશુભ છે. ફરહા પુરૂષ (mule) સંજ્ઞક છે. અને અલ્પ પરાક્રમી છે. બાકીની ત્રણ નપુંસક (Neuter) સંજ્ઞક છે. અને સ્ત્રી સ્વભાવની છે.

**તત્વ** લહ્યાન, કબ્જુલ ખારીજ, નુસ્રત્ખારીજ અને આતબેખારીજ શકલો અગ્નિ (Fiery) તત્વની છે. રંગ પીળો છે અને તે પૂર્વ દિશામાં બળવાન છે. અને દેવતા ઇન્દ્ર દેવછે.

ફરહા, હુમરા, અતબેદાખિલ અને ઇજ્જતમા વાયુ (Airy) તત્વની શકલો છે અને લાલ રંગની છે. પશ્ચિમ દિશામાં બળવાન છે. દેવતા વરૂણ દેવ છે.

બયાજ, નુસ્રદાખિલ, નકી અને તરીખા જળતત્વની શકલો છે. રંગ સફેદ છે ઉત્તર દિશામાં બળવાન છે. દેવતા કુબેર દેવ છે.

કબજુદાખિલ, જમાત, ઉકલા અને ઇન્કિશ શકલો પૃથ્વિ તત્વની છે. શ્યામ રંગની છે. દક્ષિણ દિશામાં બળવાન છે. ધર્મ રાજા દેવતા છે.

**રાશિ** લહ્યાન, નુસ્રદાખિલ એ અનુક્રમે ધન (Sagitarins) અને મીન (Pisces) રાશિની છે અને અને તે બેઉ બૃહસ્પતિની (Jupiter) શકલો છે. તેવીજ રીતે નુસ્રત્ ખારીજ અને કબજુદ્દાખિલ શકલો સિંહ (Leo) રાશિની અને સુર્ય ( Sun ) ની શકલો છે.

[ ચાલુ ].

श्री

# ॥ काल प्रकाशिका ग्रंथः ॥

## ॥ प्रथमोऽध्यायः ॥

शुक्लांबरधरं विष्णुं शशिवर्णं चतुर्भुजम् ॥

प्रसन्नवदनं ध्यायेत्सर्वविघ्नोपशांतये ॥

शुध्धस्फटिकसंकाशं रत्नसिंहासने स्थितम् ॥ पद्मया सहितं नित्यं नरसिंह महं भजे ॥ १ ॥ गरुडध्वजसेनान्यं कलयेचक्रधारिणम् ॥ यद् ध्यानमात्रात्संत्रस्ताः प्रत्यूहा यान्ति दूरतः ॥२ ॥ वाधूलवरदाचार्य पादपंकजमाश्रये ॥ यत्पादपंकज-ध्यानात्प्रत्यूहा यान्तिदूरतः ॥३॥ यदाश्रितानां मुक्तिश्च मुक्तिश्च सुलभा भवेत् वन्दामहे नृसिंहार्यं वाधूलान्वयनायकम् ॥ ४ ॥ कान्तोपयन्तृयोगीन्द्रकरुणापात्रतां गतम् ॥ पदवाक्यप्रमाणज्ञं वन्दे समरपुंगवम् ॥ ५

પરિ પૂર્ણ ચંદ્રના સમાન સ્વચ્છ કાંતિવાળા, અને સફેદવસ્ત્રને ધારણ કરનાર તેમજ પ્રસન્ન મુખવાળા એવા ચતુર્ભુજ શ્રી વિષ્ણુનું સર્વવિઘ્નોની શાંતિ વાસ્તે ધ્યાન ધરૂંછું.

સ્વચ્છ સ્ફટિકમણિ સમાન સુંદર કાંતિવાળા અને રત્નજડિત દેદીપ્યમાન સિંહાસન ઉપર બિરાજી રહેલા એવા લક્ષ્મીજી સહિત શ્રી નરસિંહ ભગવાનને હું નિરંતર ભજું છું ગરૂડજી જેની ધ્વજાનું ચિન્હ છે, એવા જે અર્જુનના સારથિ શ્રી ચક્રધારિ કૃષ્ણ ભગવાન તેને નમું છું. કે જેના ધ્યાનથીજ બધાં વિઘ્નો તુરતજ નાશ પામે છે ૨. વળી, વાધુલવંશોત્પન્ન શ્રીવરદાચાર્યનાં ચરણ કમળનો હું આશ્રયકરૂં છું. કે જેમનું ધ્યાન પણ તત્કાળ બધાં વિઘ્નોને દૂર નસાડે છે. ૩ તેમજ. જેમના આશ્રિતજનોને માત્ર વૈભવો અને ઐહિક કષ્ટોની નિવૃત્તિ સુલભ છે, એવા શ્રી વાધૂલ. વંશના નાયક નૃસિંહાચાર્યને હું વન્દન કરૂં છું: વળી ઐહિક ઇષ્ટ પદાર્થોથી જેમનો પૂર્ણ મનોનિગ્રહ છે, એવા જે શ્રી ભગવાન્ યોગીન્દ્ર તેમની પૂર્ણ કૃપાનુ પાત્ર અને પદવાક્ય પ્રમાંણના જ્ઞાતા. જે માનનીય સમરપુંગવજી તેને પણ હું નમું છું ॥ ૫॥

कृतार्थाः प्राणिनः सर्वे यस्यावतरणाद्भुवि ॥ पोळिपाक इति रुयाते मौढराय पुरे वसन् ॥ ६ ॥ आभिजात्येनवृत्तेन विद्यया चातिशायिनः ॥ पुत्रोऽहं वरदार्यस्य भारद्वाजकुलोद्भवः ॥ ७ ॥ नृसिंह इति विख्यातो ज्योतिःशास्त्राब्धिपारगः ॥ प्राचीनानि विधानानि सम्यग्वीक्ष्य समन्ततः ॥ ८ ॥ संक्षिप्य तेषु सारांशं वक्ष्ये कालप्रकाशिकाम् ॥ अथापि विद्यमानेषु पद्धत्यादिषु भूरिषु ॥ ९ ॥ ग्रन्थेष्ववतरन्त्यस्मिनत्वत्प्रणीते कथंजनाः ॥ उच्यते प्राक्तनान्ग्रन्थान्गूढार्थान्विस्तृतांस्तथा ॥ १० ॥ क्वचित्क्वचिच्च सारांशांस्तेषु नावतरन्ति ते ॥ अस्मदुक्तिविधानं तु ग्रन्थलाघवसंयुतम् ॥ ११ ॥ स्फुटार्थं सर्वतस्सारमाकृष्य परिकल्पितम् ॥ तस्मादत्र प्रवर्तन्ते जनाः सर्वे विमुच्य तान् ॥ १२ ॥ तत्संग्रहाय लोकानां वक्ष्ये "कालप्रकाशिकाम्" ॥

પૃથ્વીમાં જેમના જન્મને લીધે બધાં પ્રાણીઓ કૃતાર્થ ગણાય છે એવા અને સુપ્રસિદ્ધ પોળિપાક એ નામના પ્રૌંઢરાયપુરમાં વસતા વળી જે ઉત્તમ વિદ્યા અને પરમ સૌજન્ય વિગેરે મુખ્ય ગુણોએ કરી પ્રસિદ્ધ એવા જે વરદાચાર્ય તેમના ભારદ્વાજગોત્રમાં જન્મનાર અને જ્યોતિઃશાસ્ત્રરૂપ મહાસાગરના પારને પહોંચેલો હું આ નૃસિંહ નામનો પુત્ર પ્રાચીન ગ્રંથકારોનાં ભિન્ન ભિન્ન ગ્રંથ વિધાનોને બારીકીથી તપાસીને અને તેમનો સાર સંક્ષેપે વર્ણવીને આ "કાલપ્રકાશિકા" નામના ગ્રંથને કહીશ ॥ ૧૨ ॥

तिथिवारर्क्षयोगांश्च करणं यो दिने दिने ॥ १३ ॥ जानाति काले पंचांगं तस्य पापं न विद्यते ॥ तिथेस्तु श्रियमाप्नोति वारादायुष्यवर्धनम् ॥ १४ ॥ नक्षत्राद्धरते पापं योगाद्रोगनिवारणम् ॥ करणात्कार्यसिद्धिः स्यात्पंचांगफलमुच्यते ॥ १५ ॥ अध्येतव्यं प्रयत्नेन ज्योतिःशास्त्रं द्विजोत्तमैः ॥ यज्ज्ञानाद्धर्ममर्थं च काममोक्षौ रामाप्नुयात् ॥ १६ ॥

જે પુરૂષ યથા શાસ્ત્ર તિથિ વાર નક્ષત્ર યોગ અને કરણ આ પાંચ પંચાંગનાં અંગોને બરોબર યથા કાલ જાણે છે. તેને કોઇપણ જાતનો કંઇ પ્રત્યવાય નડતો નથી. કારણ કે તિથિના જ્ઞાનથી તે મનુષ્ય લક્ષ્મીને મેળવે છે. અને વારજ્ઞાનથી આયુષ્યવૃદ્ધિ પામે છે. નક્ષત્રજ્ઞાનથી પાપમુક્ત થાય છે ને યોગજ્ઞાનથી રોગની શાંતિ થાય છે. વળી કરણજ્ઞાનથી સ્વકાર્ય સિદ્ધિ મળે છે આ પ્રમાણે પંચાંગ ફળ છે ॥ ૧૫ ॥ ઉત્તમ એવા વિદ્વાન્ બ્રાહ્મણોએ આ જ્યોતિઃ શાસ્ત્રનો પ્રયત્ન પૂર્વક અભ્યાસ કરવો કારણ કે જે શાસ્ત્રનાં જ્ઞાનને લઇને મનુષ્ય ધર્મ અર્થ કામ અને મોક્ષ એ પુરૂષાર્થચતુષ્ટયને ક્રમે કરી મેળવે છે ॥ ૧૬ ॥

ज्योतिषं व्यवहारञ्च प्रायश्चित्तं चिकित्सितम् ॥ विना शास्त्रेण यो ब्रूयात्तमाहुर्ब्रह्मघातकम् ॥ १७ ॥ चित्रकृत्काण्डकृच्चैव वैद्यो नक्षत्रपाठकः ॥ चत्वारो नरकं यान्ति नूनमाचन्द्रतारकम् ॥ १८ ॥

જે પુરૂષ જ્યોતિઃશાસ્ત્ર, પ્રાયશ્ચિત્ત અને વૈદ્યવિદ્યા તથા રીતિરિવાજને વિનાશાસ્ત્રે સમજણ શિવાય બતાવેછે. તે બ્રહ્મહા (બ્રહ્મઘાતી-કહેવાય છે ॥ ૧૭ ॥ અજ્ઞાની ચિત્રકાર, અસંસ્કારી કવિ, લેભાગુ વૈદ્ય અને નક્ષત્રપાઠક (જોશી) એ ચારે ચંદ્રતારા જ્યાંસુધી રહે ત્યાંસુધી અધોગતિને મેળવે છે. ॥ ૧૮ ॥

ज्योतिषं व्यवहारञ्च शास्त्रमालोच्य यो वदेत् ॥ अश्वमेधाधिकं पुण्यं प्राहुस्तस्य मनीषिणः ॥ १९ ॥ सम्यग्गुणागुणौ ज्ञात्वा यो मुहूर्तं विधास्यति ॥ अनन्तं पुण्यमाप्नोति त्रिषु लोकेषु पूज्यते ॥ २० ॥ इत्याद्यैः शास्त्रमार्गेण विधानेषु महत्फलम् ॥ तल्लंघने महान्दोषः सर्वत्रैतत्समं भवेत् ॥ २१ ॥ दैवज्ञं दैववत्पश्येन्नावमन्येत कर्हिचित् ॥ हन्ति श्रेयांसि सर्वाणि दैवज्ञस्यावमानतः ॥ २२ ॥ यथा प्रकाशयेद्दीपः समीपस्थं घटादिकम् ॥ तथा प्रकाशयेत्कालमियंकालप्रकाशिका ॥ २३ ॥

જ્યોતિઃશાસ્ત્રને અને વ્યવહારિકનીતિશાસ્ત્રને જે પુરૂષ શાસ્ત્ર પૂર્વક બતાવે છે. તેનું વિદ્વાનો ખરેખર અશ્વમેધ યજ્ઞથી પણ અધિક ફળ દર્શાવે છે ॥ ૧૯ ॥ શુભાશુભ સારીરીતે વિચારી જે પુરૂષ આ જ્યોતિઃ શાસ્ત્રને કહે છે. તે અનંત પુણ્યને મેળવે છે. અને ત્રિલોકમાં સર્વ ઠેકાણે પુજાયછે ॥૨૦॥ આ રીતે દરેક વ્યવહારો શાસ્ત્ર માર્ગની મર્યાદા મુજબ વિધિસર થાય, તો મહાન્ ફળરૂપ છે. અને તેનું ઉલ્લંઘન કરવું એ મહાન્દોષ છે. ॥ ૨૧ ॥ વિદ્વાન એવા જ્યોતિઃ શાસ્ત્રવેત્તાને દેવની માફક માન આપવું. પરંતુ કોઇપણ વખતે કોઇપણ રીતે તેમનું અપમાન કરવું નહિ. કારણ તેમ કરવાથી અકલ્યાણની પ્રાપ્તિ થાય છે. ॥ ૨૨ ॥ જેમ દીપક સમીપમાં રહેલા માત્ર ઘટાદિ પદાર્થોને પ્રકાશમાં મુકી સ્પષ્ટ બતાવે છે. તેમજ આ "કાલપ્રકાશિકા" પણ યથાર્થ કાલને જણાવે છે. ॥૨૩॥

आपातरमणीयानि विधानानि बहून्यपि ॥ गुणग्रहणशीलानां स्यादिदं हृदयंगमम् ॥ २४ ॥ दिवसो गुणदोषाभ्यां मिश्रितः स्यात्परस्परम् ॥ केवलं गुणसंयुक्तो देवानामपि दुर्लभः ॥ २५ ॥ असंख्याताः स्मृता दोषास्तारकाः सप्तविंशतिः ॥ दोषैस्तु विततं सर्वं दुर्लभं दोषवर्जितम् ॥ २६ ॥

લોકે ઉપર ઉપરથી આનંદ આપે એવા શાસ્ત્રીય વિધાનો અનેક છે પરંતુ ગુણગ્રાહિ પુરૂષોને આ કાલપ્રકાશિકા અવશ્ય ચિત્તને પ્રસન્ન કરે તેવો ગ્રંથછે. ૨૪ દરેક દિવસ, ગુણ અને દોષથી મિશ્ર છે. કેવળ ગુણયુક્ત દિવસ તો દેવતાઓને પણ દુર્લભજ છે. ૨૫ દોષો સંખ્યા વગરના અગણિત છે. અને નક્ષત્રો તો ફક્ત ૨૭ છે. તેથીજ આ બધું અનેક દોષોથી જગત્વ્યાપ્ત છે. જગતમાં નિર્દોષ વસ્તુ દુર્લભ છે. ॥૨૬॥

મહિના સુધી દેવળોમાં પુરાણો વાંચવામાં આવ્યાં પણ ચાતુર્માસ સમારંભ (ટિલક પંચાંગાનુસાર) શરૂ થઈ ગયાને એક મહિનાઉપર થઇ ગયું. તો પણ ચાતુર્માસ નિમિત્ત પુરાણ-કથા પુણામાં ક્યાંય પણ શરૂ થઇ હોય તેમ જણાયું નહિ.

આમ અત્યારે પંચાંગો શુદ્ધ તે ક્યાં તેમાં મોટા મોટા જ્યોતિર્વિદો પણ ગુંચવાઈ જાય છે. ને દરેક પોતાનો મત સાચો છે એમ કહેછે. આ થઇ નિરયન મતવાદીઓની વાત આમપણ ચર્ચા ચાલેલી છે તેનું રૂડું પરિણામ પણ આવશે. હવે પ્રખ્યાત સાયનવાદી જ્યોતિષી પં. વિષ્ણુ ગોપાલ નવાથે નો શો મત છે. તે આપણે જોઇએ.

અધિકમાસ સંબંધી મુંબઇમાં આ વર્ષમાં જે ત્રણ સભાઓ ભરાઇ તેમાં તેમણે દરેક વખતે લેખો લખી ભાષણો કરી **"गणितशुद्ध अमून शास्त्र शुद्ध पंचांग पाहिजे असेल तर ते मात्र एकच होईल व ते सायन होईल. हेंच खरें खरें शुद्ध पंचांग आहे."** પોતાનો મત જોર પૂર્વક બતાવ્યોછે. છેવટ છેવટમા તેમણે નાશિકમાં વસંત વ્યાખ્યાન માળામાં વાંચેલા નિબંધમાં પણ આજ મત છેવટે દર્શિત કર્યો છે. આ નિબન્ધ ઘણો જાણવા યોગ્ય હોઈ તેનું અક્ષરશઃ ભાષાન્તર આપવાનો મેં પ્રયાસ કર્યો છે.

**वेदा हि यज्ञार्थमभिप्रवृत्ता:**
**कालानुपूर्वा विहिताश्च यज्ञा: ।**
**तस्मादिदं कालविधानशास्त्रं**
**यो ज्योतिषं वेद स वेद यज्ञान् ॥**

'પંચાંગ' શબ્દ કોઇને માહિત ન હોય અથવા કોઇએ પંચાંગ જોયું ન હોય એવી વ્યક્તિ હિન્દુસમાજમાં મળવી મુશ્કેલ,- શક્યજ નથી હિંદુસ્થાનના દક્ષિણ છેડાથી તે ઉત્તરે હિમાલયપર્યંત, પશ્ચિમે આરબી સમુદ્રથી તે પૂર્વમાં બ્રહ્મદેશ સુધી ઉચ્ચ વર્ણના પ્રત્યેક કુટુંબમાં પંચાંગ ન હોય એવું પણ મળી આવવું સહસા મુશ્કેલજ; તથાપિ તે શું છે. અને તે કેવી રીતે જોવું તેનું જ્ઞાન ઘણા થોડાનેજ હોય છે અને તે કરતાં પણ તેની ઉપપત્તિ જાણનાર તો ક્વચિતજ મળે છે. પંચાંગ તૈયાર કરનાર અને તે ઉપરથી ફલ જોનાર જ્યોતિષી સુદ્ધાં પંચાંગનું વાસ્તવિક સ્વરૂપ શું છે તે બરાબર જાણતા નથી. એકાદ ગ્રંથ ઉપરથી ને ઠરાવેલી રીતિપ્રમાણે પંચાંગ બનાવી શકે છે. પણ તે રીતિ કેવીરીતે ઉત્પન્ન થઈ વિગેરે માહિતી તેમને ન હોવાને લીધે પંચાંગ સુધારણાના કામમાં તેઓ મુખ્ય ભાગ લઇ શકતા નથી આથી જે બે ચાર વ્યક્તિ જાણનાર હોય તે જે કંઇ કહે તે સાંભળવા સિવાયનું બીજું કંઇ પણ સામર્થ્ય હોતું નથી, આવી સ્થીતિ છે, ત્યાં સુધી કોણ સાચું ને કોણ ખોટું આનો નિર્ણય થવો બહુ કઠણ છે આને સારૂં મારા મત પ્રમાણે સમાજમાં ડહાપણ હોવું જોઇએ તેને ખરા ખોટાનો નિશ્ચય કરતાં ન આવડે ત્યાં સુધી ખરી ખરી પંચાંગ સુધારણા થાય નહિ. આને વાસ્તે **"जितके आपणास ठावें। तितके हळू हळू शिकवावें॥ शहाणे करून सोडावें। सकळ जनां॥"** આ શ્રી ગુરૂ સમર્થ રામદાસના કહેવા પ્રમાણે હું જેટલું અને જેવું સમજ્યો છું તેટલું અને તેવું સમાજ આગળ મુકવાને માટે આ અલ્પ પ્રયાસ છે.

---

"જ્યોર્જ દીલબહાર" નો ખુશબો દુનામાં બ્હેક બ્હેક થઇ રહે છે.

પંચાંગ સુધારણાનો આરંભ મહારાષ્ટ્રમાંજ થયો હોવાને લીધે આપણુ સર્વેને તેનું અભિમાન હોવું સ્વાભાવિક છે. આ કામમાં પ્રસિદ્ધ જ્યોતિર્ગણિતવેત્તા કૈ. વા. રાવબહાદુર કેરૂ નાના છત્રેનેજ આપણે આદ્યત્વનું માન દેવું જોઇએ. તેમણે જે મત પ્રસ્થાપિત કર્યો છે તેજ પુના-કમિટીએ ઉંચકી લીધો છે. એટલે કે તેમણે પોતાના 'ગ્રહસાધન' નામના પુસ્તકને જે પ્રસ્તાવના જોડી છે. તેમાંથી કંઈક મહત્વના ઉતારા આગળ આપવામાં આવનાર વિવેચનની સોઇ સારૂ અહીં પ્રથમથીજ દાખલ કરવા મને યોગ્ય લાગે છે.

"આ અમારા હતભાગ્ય દેશમાં હમણા હમણાંમાં કોઈ વિદ્યાનો ઉત્કર્ષ કરનારા કિંવા આ સૃષ્ટીમાં જે જે ચમત્કાર દૃષ્ટિગોચર થાય છે, તેમનો હોંસથી વિચાર કરનારા પ્રાયઃ રહ્યા હોય તેમ જણાતું નથી. સૂર્યસિદ્ધાન્ત થઇ ગયાને કેટલાંય વર્ષ થઇ ગયાં એજ પ્રથમ તો કોઇને સમજાતું નથી. પરંતુ સિદ્ધાન્ત શિરોમણિને થઈ ગયાને આજ ૬૦૦ વર્ષ અને ગ્રહ લાઘવને ૩૦૦ વર્ષ થઇ ગયાં છતાં પણ ત્યાર પછીના સમયમાં કોઇએ પણ પ્રત્યક્ષ વેધ લઇ તે ગ્રંથ બરોબર છે કે કેમ તેની શોધ કરી નથી. જ્યોતિષ વિદ્યા બરોબર સમજવાને ગ્રહોનો વેધ વારંવાર કરવો જોઇએ અને તે વેધ કરવાને મોઘાંમૂલાં સૂક્ષ્મ યંત્રો જોઇએ. વેધ લેનાર મોટો બુદ્ધિમાન અને સારો ગણિતી હોવો જોઇએ. આવા સાહિત્ય શિવાય તે વિદ્યા આગળ વધે નહિ.

જ્યોતિષ વિદ્યાનું અમારા લોકોને સાંપ્રતમાં જે જ્ઞાન છે તે પાંચસો-સાતસો વર્ષનું જુનું છે, આમ કહેવામાં કંઈ હરકતજ નથી. આ વિદ્યામાં હાલમાં જે નવીન નવીન શોધ થઈ છે અને ફેરફાર થયા છે તેમની પણ જાણ તેમને અત્યારે તો નથી.

ભાસ્કરાચાર્યે પૌરાણિક મત અને જૈન મતનું ખંડન કર્યું અને પૃથ્વી ગોળાકાર, નિરાકાર, અને પાંચ હજાર યોજનના ઘેરાવાની છે, ચન્દ્ર ગ્રહણનું કારણ પૃથ્વીની છાયા છે, પૃથ્વી સૂર્ય કરતાં ચન્દ્રની પાસે છે ઇત્યાદિ વાતો કેટલીક નવીન યુક્તિથી સિદ્ધ કરી સ્થાપી પરંતુ ભાસ્કરાચાર્ય પછી આ દેશમાં આજ બીજો કોઈપણ શોધક જ્યોતિષી થયો નથી. ઉલટું આ વિદ્યાનો માત્ર હ્રાસ (ક્ષય) થતો ચાલ્યો.

આગળ ગણેશ દૈવજ્ઞ કરીને એક સારા ગણીતી થયા. તેમણે સ્હેલી યુક્તિઓ બેસાડી ગ્રહોનું ગણિત સુલભ કર્યું. પરંતુ આને લીધે બે ખરાબ પરિણામ થયાં. એક આ જે માનથી ગણિત સુલભ થયું તે માનને લીધે તે ગણિત સ્થૂલ થયું ને તેમાંની સૂક્ષ્મતા કમી થવાને લીધે આગળ ભૂલના પાયા પડ્યા બીજું પરિણામ તે થયું કે, ગણિત સ્હેલું થયું હોવાને લીધે સિધ્ધાંત જ્યોતિષ શીખવાનો ને વેધ લેવાનો પ્રચાર નહિ જેવો થઈ ગયો ને તેને લીધે શાસ્ત્રના મૂલભૂત સિધ્ધાંતોનું જ્ઞાન જ્યોતિષીઓને નહિ જેવું થઈ રહ્યું. આ પરિણામ પહેલાં કરતાં પણ વધારે ખરાબ થયું છે.

આ વિદ્યામાં જે વિશેષ અડચણ છે તે પુરેપુરી જ્યોતિષ વિદ્યા જાણનારા જ્યોતિષીઓજ માત્ર સમજે છે. બીજાને તેમાં ગમ પડતી નથી. ગ્રહગતિ જો કરવા માંડીએ તો તે પણ કેવળ

અનિયમિત દેખાય છે. દિવસનું માન જોતાં આજનું તે કાલ હોતું નથી. ગ્રહ વળી અમર્યાદ દૂર દેખાય છે. એટલે કે તેમની વાસ્તવિક અન્તર ગતિ સ્થિતિ ઈત્યાદિની બરોબર માહિતી થવાને પુષ્કળ દિવસો સુધી વેધ લઈ તૈયાર થઈ જવું જોઇએ, આ ઉપરથી ઉપલી વાતનો એક બે દિવસમાં કિંવા પાંચ દશ વર્ષમાં નિશ્ચય થઇ શકેજ નહિ એ સહજ સમજાય તેમ છે.

હમણાં આપણા દેશમાં જ્યોતિષી નામથી પ્રસિદ્ધ એવા ઘણાને સરવાળા, બાદબાકી, ગુણાકાર, ભાગાકાર સિવાય બીજું કંઈ માહિત હશે નહિ. બીજ ગણિત, ભૂમિતી, શંકુછિન્ન, શિલ્પશાસ્ત્ર, શન્યલબ્ધિ ગણિત વિગેરે વિષયોમાંથી કેટલાકના નામ તે સ્વપ્નામાં પણ સાંભળ્યા હશે નહિ. ગણિત કરતાં ક્રાન્તિવૃત્ત કક્ષા, વિક્ષેપવૃત્ત, દૃક કર્મ દૃત્તગ્રહ, શીઘ્રનીચોચ્ચવૃત્ત, શીઘ્રફલ મન્દફલ વિગેરે જે શબ્દ આવે છે તેમનો અર્થ શું થાય છે. તે પણ થોડાકનેજ માહીત હશે. ત્યારે આવા જ્યોતિષીઓ તરફથી આ વિદ્યાનો ઉત્કર્ષ ક્યાંથી થાય?

પહેલાં સર્વેને વર્ષનું વાસ્તવિક માન કેટલું છે તેની શોધ કરવી પડે છે હમણા જે સૂક્ષ્મ વેધ કરવામાં આવ્યો છે. તે ઉપરથી વર્ષનું માન ૩૬૫ દિવસ ૧૫ ઘડી ૨૩ પલનું છે એમ સમજાયું છે. એક નક્ષત્ર છોડીને ફરીને તેજ નક્ષત્રમાં આવતાં સૂર્યને જે સમય લાગે છે તેને વર્ષમાન કહેવામાં આવે છે. પરંતુ સૂર્ય દેખાતો હોય તે વખતે નક્ષત્રો દેખાતાં નથી, એટલે કે વર્ષનું માન વેધથી કાઢી શકાતું નથી. પ્રત્યક્ષ વેધથી સાયન સૂર્યનું માન કાઢી શકાય છે. સૂર્ય સંપાત બિન્દુ ઉપર આવ્યા પછી ફરી પાછો તેજ સંપાત બિન્દુ ઉપર આવે ત્યાં સુધીમાં જે કાળ જાય તેને સાયન વર્ષ કહેવામાં આવે છે. પરંતુ સંપાતને ગતિ છે. તે દર વર્ષે પાછળ કેટલો જાય છે તે સમજવું જોઇએ. એ સમજવામાં આવતાં સાયન વર્ષ થકી નિરયન વર્ષનું માન કાઢતાં આવડે છે. હમણાંના સૂક્ષ્મ વેધ ઉપરથી સંપાત દર વર્ષે ૫૦ વિકલા પાછળ હઠે છે આમ પ્રતીત થયું છે. ભાસ્કરાચાર્ય વિગેરે પ્રાચીન જ્યોતિષીઓ તે વખતનાં સ્થૂલ યંત્રોદ્વારા બહુજ શુદ્ધ રીતે આ વાત નક્કી કરી હતી એટલે કે તે વિલક્ષણ બુદ્ધિમાન હતા એમ કહેવું જોઇએ.

સંપાતના આ પાછળ જવાને અયનગતિ કહે છે. આ ભાસ્કરાચાર્યના મત પ્રમાણે ૫૪ વિકલા છે, આર્યસિદ્ધાન્ત પ્રમાણે ૪૬ વિકલા, બ્રહ્મસિદ્ધાન્ત પ્રમાણે ૫૭ વિકલા, પારાશર સિદ્ધાન્ત પ્રમાણે ૪૬ વિ. અને ગ્રહલાઘવકારના મત પ્રમાણે ૬૦ વિ, છે.

તેજ પ્રમાણે વર્ષનું માન પણ જુદા જુદા ગ્રંથકારોએ જુદું જુદું લખ્યું છે. તે નીચે પ્રમાણેઃ—

| | |
|---|---|
| સિદ્ધાન્ત શિરોમણિ | ૩૬૫-૧૫-૩૦-૨૨ |
| સૂર્ય સિદ્ધાન્ત | ૩૬૫-૧૫-૩૧-૩૧ |
| આર્ય સિદ્ધાન્ત | ૩૬૫-૧૫-૩૧-૧૫ |

હરેક જ્યોતિષવેત્તાને ગ્રહાદિકની ગતિ માપવાને આરંભસ્થાન જોઇએ. તે આરંભસ્થાન રેવતી નક્ષત્રના યોગતારા પાસેથીજ અમારા સર્વ હિન્દુ જ્યોતિષીઓએ ધર્યું છે. આ આરંભસ્થાન શકે ૪૯૬ માં સંપાત બિન્દુ ઉપર હતું. અમારા પ્રાચીન જ્યોતિષીઓ પાસ યન્ત્ર સામગ્રી સારી ન હોવાને લીધે તેમના મત પ્રમાણે શકે ૪૪૪ માં સંપાત બિન્દુ ઉપર આરંભસ્થાન હતું. રેવતીનો યોગતારોજ આરંભસ્થાન છે તેને ઘણાંક પ્રમાણો છે:

સિદ્ધાન્ત શિરોમણિ સ્પષ્ટાધિકાર મરીચી આ સર્વના સિદ્ધાન્તમાંના રેવતીના યોગતારાનો ભોગ અને શર જુઓ,

સૂર્ય જ્યારે દેખાય છે. ત્યારે નક્ષત્રો દેખાતા ન હોવાને લીધે સૂર્યની નિરયન સ્થિતિનો ગણિત અમારા પ્રાચીન જ્યોતિષીઓને કરતાં આવડયું નહિ.

ગણેશ દૈવજ્ઞ વિગેરેએ તો ગણિત સહેલું બનાવવા તરફજ લક્ષ દીધું અને અધિક સૂક્ષ્મ વેધ કરી જ્યોતિઃ શાસ્ત્ર અધિક સારૂં બનાવવાને બદલે કસર રહે તેની હરકત નહિ, **"कामा पुरता राम झाली"** એટલે થયું આ દિશાએ તેનો ઘાણ કાઢયો. હમણાં આ શાસ્ત્રની એવી અવસ્થા થઇ છે-કે જોશીઓ પૈકી ઘણાઓને માત્ર ગણિત કરતા આવડે છે. સૂક્ષ્મ વેધ કરવો, આપણું ગણિત બરોબર છે કિંવા નહિ તે જોવું, એકાદ ગ્રહની ગતિ સંબંધમાં અધિક શોધ કરવી ઇત્યાદિ વાત તો એક બાજુએજ રહી જાય છે.

કેરૂ નાના છત્રેનાં પંચાગો શકે ૧૭૮૭થી છાપવામાં આવે છે. આ પંચાગો નોટિકલ અલ્મોનાક ઉપરથી તૈયાર કરવામાં આવે છે. આમાં રેવતીયોગ તારો (ઝીટાપિશિયમ) શકે ૪૯૬ માં સંપાત બિન્દુ ઉપર હતો એટલે કે તે વર્ષ અયનાંશ શુન્ય માની અયનગતિ ખરી એટલે કે સુમારે ૫૦.૨ વિકલા માની છે. અને વર્ષમાન વાસ્તવિક નાક્ષત્રસૌર એટલે કે ૩૬૫ દિ. ૧૫ ઘ. ૨૨ પ. ૫૩ વિ. માન્યું છે. અને તે પ્રમાણે કોઇપણ વર્ષમાં રેવતી તારાનુ (ઝીટાપીશીયમનું) સંપાત બિન્દુ પાસેથી જે અન્તરે તેટલા અયનાંશ માન્યા છે. ગ્રહગતિ-સ્થિતિ નોટીકલ પ્રમાણે હોવાને લીધે આ પંચાંગ પ્રમાણે ગ્રહણ, ગ્રહયુતિ વિગેરે બાબતો બરાબર દૃક્પ્રત્યય થાય છે.

પરંતુ ઉપલી સ્વીકૃત વાત પ્રાચીન પરંપરાને અનુસરીને ન હોવાને લીધે આજ પર્યન્ત સમાજમાં તેને માન્યતા મલી નહિ, અને આગળ ઉપર મળવી શકય નથી. અમારા જ્યોતિ-ર્ગણિતનું આરંભસ્થાન રેવતીયોગતારા (ઝીટાપીશીયમ) કિંવા કોઇપણ બીજા તારા નથી. અગાઉ વર્ષ નાક્ષત્રસૌર પણ નથી અને રેવતીયોગ તારો જે ઝીટાપીશીયમ તેનું અગર બીજા કોઇ પણ તારાના સંપાત પાસેથી જે અન્તર તે અયનાંશ આમ અયનાંશનું લક્ષણ પણ નથી એમ આગળ ઉપરનાં વિવેચથી જણાઈ આવશે.

પ્રથમતઃ—કૈ. વા. શંકર બાળકૃષ્ણ દીક્ષીત પોતાના **भारतीय ज्योतिःशास्त्राच्या इतिहास** નામના પુસ્તકમાં આ સંબંધમાં શું લખે છે તે જોઇએ (પૃ. ૩૩૮ ઉપરથી)

આ વિદ્યા નશીબ ઉપર હાથ રાખીને બેસવાનું કહેતી નથી, કારણ કે પુરૂષ પ્રયત્નને તે પ્રધાન માને છે. જે મનોવૃત્તિઓ વધારે પ્રબળ હોય તેને **નિયમિત કરવાની** અને જે તદ્દન ખીલેલી ન હોય તેને **ખીલવવાની** તે ભલામણ કરે છે. જેમ કોઇ ઘોડો બહુ તોફાન કરતો હોય તેને આપણે ખેંચી રાખીએ છીએ અને જે ન ચાલતો હોય તેને મારીને ચલાવીએ છીએ તેજ પ્રમાણે મનોવૃત્તિઓનું પણ સમજવું.

હવે કોઈ પણ માણસનું ચારિત્ર્ય, (Character.) મસ્તક વિદ્યાને આધારે કહેવું હોય તો આ તમામ મનોવૃત્તિઓ ધ્યાનમાં લઈ તે ઉપરથી એકંદર તત્વ ખેંચી કાઢવું જોઇએ. આપણામાં કહેવત છે કે "સુંઠને ગાંગડે ગાંધી કહેવાય નહિં;" તેજ પ્રમાણે એક મનોવૃત્તિ ગમે તેટલી સારી હોય તે ઉપરથી તે માણસનું ચારિત્ર્ય બંધાતું નથી. દાખલા તરીકે, એક માણસની અંદર **माया** શક્તિ ઘણી સારી હોય, પણ **सावधपणुं** બહુ વધારે પ્રમાણમાં હોય અને **अहंमान** બહુ ઓછા પ્રમાણમાં હોય તો તેનાથી આપણે ધારીએ તેવી ઝડપથી ભાષણ થઈ શકશે નહિ, કારણ કે જેમ એક માણસ દોડતો હોય તેને બીજા બે માણસો પકડી રાખે તો તેનાથી દોડી શકાય નહિં, તેજ પ્રમાણે એક પ્રબળ મનોવૃત્તિના વેગને બીજી મનોવૃત્તિઓ ખાળે છે. તેવીજ રીતે જો એક માણસમાં **धनलोभ** વિશેષ હોય, તો પણ જો **न्यायनिष्ठता, कारणत्व, सावधपणुं** અને **कीर्तिलोभ** વિગેરે વિશેષ પ્રમાણમાં હોય તો તે માણસ અધર્મથી પૈસા મેળવશે નહિં. આજ પ્રમાણે જુદી જુદી મનોવૃત્તિઓ એક બીજા ઉપર જે જે અસર કરે છે તે ધ્યાનમાં લઈ માણસનું એકંદર ચારિત્ર્ય (Character), બહુજ વિચાર કરીને કહેવાનું છે. જેમ જેમ અનુભવ વધે છે તેમ તેમ આ કામ સહેલું થતું જાય છે, તથાપિ ફ્રેનોલોજીસ્ટની હોંશિયારી મનોવૃત્તિઓનાં મિશ્રણમાંથી તત્વ ખેંચી કાઢવામાં જેટલી જરૂરની છે તેટલી બીજા કશામાં નથી. સારા નરસા ફ્રેનોલોજીસ્ટની એ કસોટી છે.

જેમ માણસોની અંદર જે પ્રબળ હોય તે રાજા થઈ સર્વના ઉપર અમલ ચલાવે છે. બીજો વજીર થાય છે, ત્રીજો સેક્રેટરી થાય છે, અને બીજા વળી તેમના હુકમ માથે ચડાવે છે, તેમ પ્રથમ તો આપણે એજ શોધી કાઢવું કે ત્રણ જાતની પ્રકૃતિ (Temperaments) કહી છે તેમાંથી સૌથી પ્રબળ કઇ છે? જો **जीवन प्रकृति** (Vital Temperament) પ્રધાન હોય તો માણસ સાધારણ રીતે જેને અંગ્રેજીમાં 'easy going' કહે છે તેવો સરળ પ્રકૃતિનો માલમ પડશે, અને બહુ મહેનતનું કામ અથવા જેમાં અંગબળનો વિશેષ ખપ પડે તેવાં કામથી કંટાળશે અને એશઆરામ વધારે પસંદ કરશે. જો **प्रवर्तक प्रकृति** (Motive Tempermnet) પ્રધાન હશે તો સોલ્જર, એન્જીનીયર વિગેરેનું કામ કરી શકશે. હાથ મહેનતનાં કામમાં તેને મજા પડશે. જો **मानस प्रकृति** (Mental Temperament) પ્રધાન હશે તો જે ધંધામાં વિચાર શક્તિનો વિશેષ ખપ પડે તેવાં કામને માટે લાયક થશે. કોઇ વાર એવા માણસ મળી આવે છે. કે જેમની અંદર આ ત્રણે પ્રકૃતિઓ સારી રીતે ખીલેલી હોય છે અને બરોબર પ્રમાણમાં હોય છે. એવા માણસો બુદ્ધિનું તથા અંગ બળનું કામ સારી રીતે કરી શકે છે. પણ આવા માણસો ઘણા થોડા હોય છે.

આટલું નક્કી કર્યા પછી માથાનું કદ (Size of Brain) કેટલું છે તેનો નિશ્ચય કરવો. મિ૦ ગ્લેડસ્ટનના તથા નેપોલ્યનના માથાનો ઘેરાવ લગભગ ચોવીશ ઇંચનો હતો જો કોઈ જાતના મગજના વિકારને લીધે મગજ ફુલી ગયું ન હોય તો જેમ માથું મોટું તેમ વધારે સારૂં સમજવું. ત્યાર પછી **મગજની કુમાસ** (Organic Quality of the Brain) તપાસવી. પછી **તન્દુરસ્તી** (Health), **શ્વસનશક્તિ** (Breathing Power), **રૂધિરા ભિસરણ** (Circulatory Power), **પાચન શક્તિ** (Digestive Power), **ચપળતા** (Activity), અને **ઉશ્કેરાટ** (Excitability) વિગેરે કેટલા કેટલા પ્રમાણમાં છે તેનો નિશ્ચય કરવો.

આ પ્રમાણે અમુક માણસની **શારીરિક સ્થિતિ** (Physiology) બરોબર ધ્યાનમાં લીધા પછી તેની **માનસિક સ્થિતિનો** વિચાર કરવો ઉપર બતાવેલા આઠ મનોવૃત્તિના સમુદાય (Groups of Nacwties) માંથી કયો સર્વથી વધારે પ્રબળ છે તેનો પ્રથમ નિર્ણય કરવો. તે મનોવૃત્તિઓનો સમુદાય તે માણસની તમામ મનોવૃત્તિઓ ઉપર રાજા તરીકે હુકમ ચલાવશે. જો નીતિનો સમુદાય સર્વથી પ્રબળ હશે તો તે માણસ નીતિને માટે વખણાશે; જો બુદ્ધિ શક્તિનો સમૂહ શ્રેષ્ઠ હશે તો બુદ્ધિ માટે જો સ્વાર્થવૃત્તિઓ (Selfish Propensilies) પ્રબળ હશે તો તે માણસ સ્વાર્થી ગણાશે, અને જો ગૃહસંસારિક વૃત્તિઓ (Domestie Propensities) સર્વથી પ્રબળ હશે તો તે માણસ કુટુંબ કબીલા તથા મિત્ર ઉપર સ્નેહ ભાવ રાખનાર તરીકે ઓળખાશે.

હવે સૌથી પ્રબળ મનોવૃત્તિઓનો સમુદાય શોધી કાઢી તેમાંથી સૌથી પ્રબળ મનોવૃત્તિ કઈ છે તે શોધી કાઢવું: કારણ કે તે રાજાધિરાજ તરીકે તેનાં દરેક કૃત્યની અંદર સ્પષ્ટ માલમ પડશે; પરંતુ બીજી મનોવૃત્તિઓ નકામી છે એમ સમજવું નહિં, કારણ કે કોઈ પ્રધાન તરીકે તો કોઈ સેક્રેટરી તરીકે, તથા કોઈ સિપાઇ તરીકે પણ પોત પોતાની શક્તિના પ્રમાણમાં એક એક બીજા ઉપર પોતાનો અમલ ચલાવશે. દરેક મનોવૃત્તિ એક બીજાની સાથે સરખાવતાં (relatively) કેટલી પ્રબળ છે તે શોધી કાઢવું, અને એ પ્રમાણે **પૃથક્કરણ** (Analytis) કર્યા પછી બહુજ ખબરદારીથી **એકીકરણ** (Synthesis) કરીને તે માણસનું **ચારિત્ર્ય** (Character) કહી આપવું એ આ વિદ્યાનો મુખ્ય ઉદ્દેશ છે.

હવે આ વિદ્યાથી અસંખ્ય ફાયદા થાય છે. પ્રથમ નાના છોકરાઓના સંબંધમાં જોઇએ તેમના ગુણ દોષ ખબર પડે તેથી તેમનું કુદરતી વલણ કઈ બાબત તરફ છે તે માલમ પડે છે; તેથી તેમાં સુધારો વધારો કરી શકાય છે. કુમળું વૃક્ષ જેમ વાળીએ તેમ વળે છે પણ જ્યારે તે મોટું થઇ જાય છે ત્યારે તે રીઢું થાય છે ને વળતું નથી; તેમ જ્યાં સુધી કોઈ પણ મનોવૃત્તિ કુમાર્ગની તરફ માત્ર વળેલી હોય ત્યાં સુધી તેની ગતિ સહેલાઇથી ફેરવી શકાય છે, પણ જ્યારે તે ઘણાં વર્ષના અભ્યાસથી બહુજ પ્રબળ થઇ જાય છે ત્યારે પછી કોઇનો ઇલાજ ચાલતો નથી, ચોરી, વ્યભિચારી, અસત્ય વિગેરે તરફ કોઈ બાળકનું વલણ મોટપણે થશે એવું

માલુમ પડતાં જો બચપણથીજ તેનામાં નીતિનાં અંકુર રોપી પ્રબળ કરવામાં આવે તો મોટપણે તેમાં ઘણો ફેર માલુમ પડશે અને અનીતિને માર્ગે જતાં અટકશે. વળી દરેક છોકરો ઇતિહાસ, ભૂગોળ, ગણિત વિગેરે તમામ વિષયોમાં કુદરતી રીતે હોશીઆર હોતો નથી, અને ઘણી વખત એમ બને છે કે અજ્ઞાનતાને લીધે સારા છોકરાઓને મૂર્ખ શિક્ષકો માર મારે છે અને મૂઢ (Dunce) ગણી કાઢે છે. તેનાં પરિણામ ત્રાસદાયક આવે છે. એક છોકરો ભાષાનું જ્ઞાન ઉત્તમ પ્રકારનુ ધરાવતો હોય અને જો તેને કેળવ્યો હોય તો બર્કના જેવો છટાદાર વકતા થાય, પણ તેજ માણસ ગણિતમાં બીચારો કાંઈ પણ કરી શકે નહિં બીજો છોકરો મોટા કવિ થાય એવો હોય અને ત્રીજો છોકરો તત્ત્વવેત્તા થાય એવો હોય, કોઇ ગાયન શકિત ઉચા પ્રકારની ધરાવતો હોય તો કોઈ ચિત્રકાર તરીકે પ્રસિદ્ધમાં આવે એવો હોય. વળી કોઇ એડીસનના જેવો સાયન્સમાં નવી શોધ કરે એવો હોય. આ બધાને એક અસ્ત્રે મુંડવા અને તેમને કોઇ બીજા વિષયમાં બરાબર ન આવડે તો તેમને મારવા અને તેમને જે કામને માટે કુદરતી બક્ષિસ છે તે કામમાં પ્રવૃત્ત થવા ન દેવા એ શિક્ષકની તેમજ મા બાપની મોટી ભૂલ નથી? અલબત્ત હરકોઈ વિષયની કેળવણી આપવાથી અમુક દરજ્જે તેમાં સારો ફેરફાર થાય છે પણ દરેક બાબતની હદ હોય છે. આપણામાં કહેવત છે કે "ઉંદર વકરે તો ઘુસ થાય પણ વાઘ થાય નહિં." જે માબાપો મિથ્યા દુરાગ્રહ કરી પોતાના છોકરા જે ધંધાને માટે કુદરતી રીતે નાલાયક હોય તે ધંધો ઉત્તમ રીતે શીખવવાને ઉદ્યમ કરે છે તેમનો શ્રમ તથા પૈસો બરબાદ જાય છે. ક્ષય રોગથી પીડાતો કોઇ દમવાળો સુકલકડી માણસ હોય તે સારા તબીબની દવાથી તથા સારી માવજતથી વખતે મરણમાંથી બચે છે અને સાધારણ તનદુરસ્તી ભોગવે, પણ મોટા મોટા મલ્લોની સાથે કુસ્તી કરી જીત મેળવે એવી આશા રાખવી વ્યર્થ છે, તેમજ જે માણસમાં, દાખલા તરીકે ગણિત શકિત તદ્દન નાબુદ જેવી હોય તે માણસ પ્રયાસથી મોટો ગણિત શાસ્ત્રી (Mathematician) થાય એવી આશા રાખવી ફોકટ છે. આ પ્રમાણે બીજી માનસિક શકિતઓનું પણ સમજવું. કોઇમાં થોડા વખતમાં ઘણો ફેરફાર થાય એવું હોય છે તો કોઇમાં તો "જે દાળા દળ્યા તે દળ્યા" અને 'પ્રાણને પ્રકૃતિ જોડે જાય" એ કહેવતો અક્ષરે અક્ષર ખરી પડે છે. આટલા માટે કોઇ હોશિઆર ફ્રેનોલોજીસ્ટની સલાહ પ્રમાણે ચાલવાથી ઘણો ફાયદો થાય છે. "ફત્તેહમંદ કેવી રીતે થવું." એ નામના પુસ્તકમાંની એક વાત આના સંબંધમાં ધ્યાન આપવા જેવી છે. તેના કર્તા પ્રોફેસર ઉવેલ્સ લખે છે કે—'એક બાઇ તેના છોકરાને લઇને મારી પાસે તે છોકરો કયા ધંધાને માટે લાયક છે. તે સંબંધી સલાહ પૂછવા આવી. મે કહ્યું કે તે છોકરો એન્જીનીઅરના ધંધાને માટે લાયક છે તે બાઇને એવી હોંસ હતી કે પોતાનો છોકરો સોલીસીટર થાય તેથી મારી સલાહ નહિ માનતાં ખૂબ પૈસા આપવાનાં કરીને તેને એક સોલીસીટરને ત્યાં મૂકયો. તેનું પરિણામ એ આવ્યું કે ઘણાં વર્ષ સુધી તે બાઇના આગ્રહને લીધે રાખીને સોલીસીટરે કંટાળી જઇને આખરે તે છોકરાને પાછો લઇ જવાને બાઇને લખ્યું. તે બાઇએ તેને સોલીસીટર બનાવવા ઘણા ફાંફાં કર્યા પણ સોલીસીટરે કહ્યું કે તે છોકરો કાયદામાં કાંઈ કરી શકે તેમ નથી. વળી વિશેષમાં તેણે સલાહ આપી કે કોઈ ફ્રેનોલોજીના પ્રોફેસર પાસે તેનું માથું તપાસાવો. તે ઉપરથી તે બાઇએ

કહ્યું કે ફ્રેનોલોજીસ્ટે તો કહ્યું હતું કે તે એન્જીનીઅરનું કામ શીખી શકે તેમ છે. ત્યારે સોલીસીટરે જવાબ આપ્યો કે તેમાં કાંઈ ખોટું નથી, કારણ કે હું તેને કાંઈ કાયદા સબંધી કામ સોંપીને જાઉં છું ત્યારે તે કામ કરવાને બદલે એ તો એન્જીન કાઢતો હોય છે. તે બાઈ ફરીને મારી પાસે આવી અને તેનું માથું તપાસી ધંધા સંબંધી સલાહ આપવા અરજ કરી તે ઉપરથી મેં ફરીને કહ્યું કે તે એન્જીનીઅરના ધંધા માટે લાયક છે. ત્યાર પછી તે બાઈએ પોતાના છોકરાને એન્જીનીઅરનું કામ શીખવા મુક્યો તેમાં એને એટલી બધી રમુજ પડી કે હાલ તે ઈંગ્લાંડમાં એક ફર્સ્ટ ક્લાસ એન્જીનીઅર કહેવાય છે."

આ પ્રમાણે જો દરેક કેસમાં કરવામા આવે તો કેટલા બધા લોકો સુખી થાય! અમેરિકાના નામાંકિત પ્રોફેસર ફાઉલર ધંધાની પસંદગી બાબતમાં કહે છે કે—

"Let parents but apply the principle of phrenology to the choice of occupation adapted to their Children let the agri-culturist be located on his farm, the mechanic in his work shop, the artist in his studio, the merchants behind his Counter, the statesman in the hall of legistation, the teachers of morals and of letters in their respective places; let the orator mount the rostrum; the judge between man and man ascens the bench, the naturalist be placed in the open fields of ature; let every Member of Society be placed in circum stances the most favour ble for calling into full and delightful exercise all talents and mental energies, nd this divinely Contrined machine of human society, with lucry wheel, energing to its proper places would work out an incalculable amount of happiness mankind in general and to individuals in particular; those whose ambition is ow mortified, because out of their proper element, would then be deligth fully ratified, a vast amount of habit in all the depart ments of life, which now lies uried for want of action and object, would be brought forth and a host of Washing ons and Fanktins, of Jeffr sons and Adamsis, of Clays and websters, of Lees and lenrgs, of Fultons and whitney of Rushes and Blackstones, of Audutions nd Davys, of Sillimans and Hitchcocks, of Wests and Rubens, of Nvings and Percevals, who ore now unnoticed and unknown, Would be hanted up, and their alents brougot to bear upon the general welfare of mankind."

આ સિવાય બીજી ઘણી બાબતોની અંદર ફ્રેનોલોજી ખપમાં આવે છે. આપણે નોકર ચાકર રાખવા હોય તો તે પ્રમાણિક છે કે નહિ તથા પોતાના કામને માટે લાયક છે કે નહિ તે સ્પષ્ટ માલમ પડે છે. વેપારની અંદર ભાગીઓ રાખવા હોય અગર કોઇની સાથે ધીરધાર કરવી હોય તો તે વિશ્વાસને પાત્ર છે કે નહિ તે ખબર પડવાથી પાછળથી ઘણી જાતનાં દુઃખ થતાં અટકે છે. સ્ત્રી પુરૂષોનાં લગ્ન ઘણી વખત એવાં થાય છે કે તેમનો એક દિવસ પણ સુખચેનમાં જાય નહિં જો ફ્રેનોલોજીસ્ટનો અભિપ્રાય અગાઉથી પુછે તો મગજના સ્વભાવના

એક બીજાને લાયક, વરકન્યા પરણે તેથી તેમના દિવસ ઘણા આનંદમાં જાય. આ સિવાય ગાંડા માણસોને સુધારવામાં આ વિદ્યા દાક્તરોને ઘણી ઉપયોગી થઈ પડે તેમ છે. અમેરિકાના પ્રખ્યાત પ્રોફેસર નેલ્સન સાઇઝર **'હેડઝ એંડ ફેસીઝઃ હાઉ ટુ સ્ટડી ધેમ,'** એ નામનાં તેમના પુસ્તકમાં લખે છે કે—'એક વખતે એક જુવાનને મારામારીમાં કપાળમાં વાગવાથી એવું થયું કે તે ટ્રેનની અંદર કારણ વગર હસ હસ કરવા લાગ્યો તેથી તેને ગાંડાની હોસ્પીટલમાં રાખ્યો પણ કાંઈ ફેર માલમ પડ્યો નહિં. તે જુવાનનો બાપ મારો મિત્ર હોવાથી મારી સલાહ લેવા માટે આવ્યો અને તમામ હકીકત નિવેદન કરી. મેં વિચાર કર્યો કે તેની **હાસ્યવૃત્તિ** (Mirth fulness) બગડેલી હોવી જોઇએ. તેથી દાક્તર ઉપર ચીઠ્ઠી લખી આપી કે યોગ્ય લાગે તો કપાળમાં **હાસ્યવૃત્તિ**ની જગ્યાએ જળો મૂકવી અને બરફ રાખવો. તેમ કરવાથી તરત આરામ થઈ ગયો અને સારી નિદ્રા લઈ બીજે દિવસે સવારે તે જુવાન ડાહ્યો થઇને તેના બાપની સાથે પોતાના ગામ ગયો. આ પ્રમાણે જે જે મનોવૃત્તિ બગડી ગઈ હોય તેનો યોગ્ય ઉપાય કરી સુધારવામાં આવે તો ઘણા ગાંડા માણસો સુધરે. આ સિવાયના દુનિઆના દરેક કામમાં હાલતાં ચાલતાં ફ્રેનોલોજી ખપમાં આવે છે. જે જે માણસો સાથે આપણે સંબંધમાં આવીએ તે તે માણસોની ખાસીઅનો આપણને કેટલા પ્રસ્તાવા ઓછા કરવા પડે અને કેટલા બધા માણસો સુધરે તેનો ખ્યાલ પણ થઈ શકે તેમ નથી.

આવા અસંખ્ય ફાયદા આપનારી વિદ્યા સુભાગ્યે યુરોપ, અમેરિકા વિગેરે સુધરેલા દેશોમાં ફેલાવો પામી હાલ હિંદુસ્તાનમાં આવેલી છે તો તેનો લાભ લેવો એ દરેક સુજ્ઞ મનુષ્યનુ કર્તવ્ય છે. ડોકટર ગોલ, સ્પર્ઝીઅમ, કોમ્બ, મેકેન્ઝી, ઓ. એસ. અને એલ. એન. ફાઉલર સાઇઝર, ઓહેલ વિગેરે અનેક સુપ્રસિદ્ધ વિદ્વાનોના ઉદ્યોગથી આ વિદ્યા ઉપર ગયા સો વર્ષની અંદર અસંખ્ય પુસ્તકો લખાયાં છે. ધી બ્રીટીશ ફ્રેનોલોજીકલ એસોશીએશન, ધી ફાઉલર ઇન્સ્ટીટ્યુટ, ધી અમેરિકન ઇન્સ્ટીટ્યુટ ઓફ ફ્રેનોલોજી વિગેરે સ્થળે સારા પ્રોફેસરો આ વિદ્યાની તાલીમ આપવા માટે રાખ્યા છે અને તેઓ પરીક્ષા લઇ ડીપ્લોમા તથા સર્ટીફીકેટો આપે છે ધી અમેરિકન ફ્રેનોલોજીકલ જર્નલ, ધ પોપ્યુલર ફ્રેનોલોજીસ્ટ, ધ બ્રીટીશ ફ્રેનોલોજીકલ યીયર બુક, ધ ફ્રેનોજીકલ મેગેઝીન વિગેરે માસિક તથા વાર્ષિક જર્નલો તથા પુસ્તકો સંખ્યાબંધ બહાર પડે છે. આવી રીતે આ વિદ્યા દિન પ્રતિદિન વૃદ્ધિ પામતી જાય છે અને આ દેશમાં પણ કેટલાક ફ્રેનોલોજીસ્ટ તરીકે બહાર પડ્યા છે તે તો આપણે ફક્ત એટલુંજ ઇચ્છીશુ કે આપણા લોકો આ વિદ્યાનો છૂટથી લાભ લે તો તેથી દેશને ઘણો ફાયદો છે. મુંબઇના મિ૦ ગિરધરલાલ જી. મહેતા એ ગુજરાતીમાં સચિત્ર "માનવ શાસ્ત્ર તથા નાંદોદના મિ૦ નર્મદાશંકર બાલાશંકર પંડ્યાએ ગુજરાતીમાં સચિત્ર મુખ લક્ષણ શાસ્ત્ર વિગેરે પુસ્તકો બહાર પાડી ગુજરાતી આલમને આભારી કરી છે. વળી વિશેષમાં કિષ્કિંધાના ફ્રેનોલોજીસ્ટ મિ૦ મીનાખા વ્યંકાપા એવું કહે છે કે આ વિદ્યા કોઇ મહાત્મા પાસેથી મુખદ્વારા શીખ્યા છે અને તે પોતે તથા તેમના ગુરૂ અંગ્રેજી જાણતા નથી. તે પુરાતન કાળના કેટલાક સંસ્કૃત પુસ્તકો માંહેના કેટલાક શ્લોકો બોલી બતાવે છે અને કહે છે કે આ વિદ્યા અસલ આપણા દેશમાં હતી પરંતુ કાળે કરીને નષ્ટ,

થઈ ગઇ છે. આ બાબત ધ્યાન આપવા જેવી છે. આપણો આર્ય દેશ આગળ વિદ્યામાં ઘણો વધી ગયો હતો તેથી આ વાત ખરી હોય તો પણ 'હીસ્ટરી રીપીટ્સ ઇટ સેલ્ફ' એ અંગ્રેજી કહેવતને અનુસરીને એમ માનીએ કે એજ પુરાતન વિદ્યા આપણા વડવાઓની પેઠે યુરોપીઅન લોકોએ પોતાના બુદ્ધિબળ અને પ્રયાસથી પાછી નવેસર, શોધી કાઢી તો તેમાં કંઇ આશ્ચર્ય જેવું નથી આ વિદ્યા પ્રથમ આપણા દેશમાં હતી તે પ્રતિપાદન કરી આપવાને મિ૦ મીનાપ્પા પ્રાચીન સંસ્કૃત પુસ્તકો આપણે હાથ લાગે નહિં ત્યાં સુધી તો જે હિન્દીવાસીઓને આ વિદ્યા યથાસ્થિત જાણવાની ઇચ્છા હોય તેમણે નીચે લખેલાં અંગ્રેજી પુસ્તકો જોવાં.

Books for Physiological Reference are:—Darwin's 'Expression of the Emostions,' Ferrier's 'The Functions of the Brain,' Alen Ecker's 'Convolutions of the Human Brain,' Herbert Spencer's 'Psychology,' Galton's 'Inquiry into Human Faculties,' and 'Hereditary Genius,' Alex Bain's 'Mental and Moral Scieni,' and 'The Study of Character,' Quain's 'Anatony,' Bastian'-'Brain as the Organ of the mind,' &c.

Books for reference on Phrenology are:—Gall's 'Theories,' Combe's 'Constitution of Mah,' Spurzenm's 'Lectures on Phrenology,' O. S. and L. N. Fower's 'Phrenology Proved,' L. N. Fowler's 'Lectures on Man,' Jacque's Temperamen's,' Dragton's 'Brain and Mind,' and O. S. Fowler's "Human Science."

**N. B. For books on Phrenology and Kindred subjects, write to Messrs L. N. Fowler & Co., 7 Imperial Arcade, Sudgate Circus, London, E. C.**

# પારસમણિ.

"પારસમણિ" નામનું લગભગ અઢીસો પાનાનું પુસ્તક, તેના કર્તા શ્રીયુત ઘડીઆળી તરફથી અમને અવલોકન અર્થે મળ્યું છે. એ પુસ્તક તેના નામ પ્રમાણે ખરેખર "પારસમણિ" જ છે, અને જે કોઇ તેનો લાભ લેશે તેને લોખંડને સૂવર્ણ બનાવનાર "પારસમણિ" જેટલો લાભ થાય વગર નહિ રહે. એ પુસ્તકને "હૃદય તેજ" નામનું બીજું નામ આપવામાં આવ્યું છે. અને સાદી ભાષામાં, મન, હૃદય અને આત્માની અગાધ શક્તિઓ કેમ ખીલવવી તે દેખાડવામાં આવ્યું છે. "વિચાર મોજા" "હું" "મનુષ્યનો મોટો શત્રુ," "ઇચ્છા-સિદ્ધ કરવાનાં માર્ગો" વિગેરે પ્રકરણો એક એકથી સરસ છે. જેઓ તે વાંચી મનન કરી તેને વર્તવા નિશ્ચય કરી તેને અમલમાં મૂકશે. તેઓને અગાધ શક્તિ, બળ, પ્રાક્રમ, અને સુખ પ્રાપ્ત થશે એ ચોક્કસ છે. પુસ્તકની કિંમત રૂપિયા બે છે.

આજના અંકનો વધારો! આજના અંકનો વધારો!

તૈયાર છે! તૈયાર છે!

દરેક કુટુંબમાં રાખવા લાયક—નાની બાળાઓએ
અભ્યાસ કરવા લાયક.




લેખક તથા પ્રસિદ્ધ કર્તા

ગં. સ્વ. લલિતાગૌરી સામરાવ, તથા
ગં. સ્વ. વિમલાગૌરી મગનલાલ.

કિમ્મત રૂ. ૩–૦–૦.

## ઘર ઉપયોગી રસોઈ કળા.

પ્રભુએ મુખ્ય વિષય શું કર્યો? તો કે ખોરાક, તેથી શરીરનું પોષણ થાય છે. પ્રાણી માત્રનું જીવન ટકાવી રાખનાર છે. એટલે તે વિષય ઘણોજ અગત્યનો છે. ખાવા પીવામાં હમેશાં નિયમિત રહેવું જોઇએ. દેશ કાળ ને રૂતુના પ્રમાણમાં ખોરાક લેવો જોઇએ. ખોરાક ખાવા પીવાથી વાત, પીત ને કફ એ ત્રણે દોષો ઉત્પન્ન થાય છે. જો એ ત્રણે દોષો સમાન રહે તો શરીર આરોગ્ય રહે છે. અને વધારે ઓછું રહે છે, તો અનેક પ્રકારના રોગો પેદા થઇ શરીર બગાડે છે. વધારે ઓછો રૂતુના ફેરફાર ને ખાવાપીવાની વ્યવસ્થા ઉપર રહેલો છે. રૂતુના ફેરફારથી પ્રકૃત્તીમાં પણ ફેરફાર થાય છે. અને જુદી જુદી પ્રકારે બનાવેલો ખોરાક ખાવાની સ્વભાવિક ઇચ્છા થાય છે. નિત્ય એકજ જાતનો ખોરાક ખાવામાં આવે તો અરૂચી થાય છે, માટે જુદી જુદી જાતના બનાવેલા પદાર્થોનો ખાવામાં ઉપયોગ લેવો જોઇએ.

ખોરાકના પદાર્થમાં કુદરતી રીતેજ અનેક તરેહના સ્વાદ ભરેલા રસો રહેલાં છે પરંતુ તેમને સારી રીતથી જો પાકશાસ્ત્ર જાણતા હોય છે, તો ઘણુંજ સ્વાદિષ્ટ બનાવી શકે છે.

# પારસમણિ.

"પારસમણિ" નામનું લગભગ અઢીસો પાનાનું પુસ્તક, તેના કર્ત્તા શ્રીયુત ઘડીઆળી તરફથી અમને અવલોકન અર્થે મળ્યું છે. એ પુસ્તક તેના નામ પ્રમાણે ખરેખર "પારસમણિ" જ છે. અને જે કોઇ તેનો લાભ લેશે તેને લોખંડને સુવર્ણ બનાવનાર "પારસમણિ" જેટલો લાભ થાય વગર નહિ રહે. એ પુસ્તકને "હૃદય તેજ" નામનું બીજું નામ આપવામાં આવ્યું છે. અને સાદી ભાષામાં, મન, હૃદય અને આત્માની અગાધ શક્તિઓ કેમ ખીલવવી તે દેખાડવામાં આવ્યું છે. "વિચાર મોજા", "હું" "મનુષ્યનો મોટો શત્રુ," "ઇચ્છા સિદ્ધ કરવાના માર્ગો" વિગેરે પ્રકરણો એક એકથી સરસ છે. જેઓ તે વાંચી મનન કરી તેને વર્તવા નિશ્ચય કરી તેને અમલમાં મુકશે. તેઓને અગાધ શક્તિ, બળ, પ્રાક્રમ, અને સુખ પ્રાપ્ત થશે એ ચોક્કસ છે. પુસ્તકની કિંમત રુપિયા બે છે.

# વિજય કળા.

આ પુસ્તકમાં વિજય–જય–ફતેહ મેળવવાની કળા, એવી ઉત્તમ રીતે બતાવવામાં આવી છે એ કળાનો ઉપયોગ કરે, તેઓના જીવનને ઘણા ઉચ્ચતર શુદ્ધ અને સરળ બનાવવામાં ફતેહજ કરે. પુસ્તકની શરૂઆત "વિજય એટલે શું" એ નામના પ્રકરણથી થાય છે અને તે બાદ જીવનનો ઉદ્દેશ શું છે, ને પાર પાડવા માટે શું શું કરવાની જરૂર છે. તે સરળ અને સાદી ભાષામાં એવી તો સરળ રીતે બતાવવામાં આવ્યું છે. "કળા" ના વિષયને આવી રીતે ઉતારવો મુશ્કેલ છે અને તે પણ બહુ થોડાજ કરી શકે. શ્રીયુત ઘડીયાળીને ધન્યવાદ છે. એમ કહેવામાં જરાપણ વાંધો નથી સ્વરાજ્ય મેળવવા પૈસાદાર થવા દરેક કામમાં વિજય મેળવવા દીર્ઘાયુ થવા ટુંકામાં કોઇ પણ કામમાં જય મેળવવા માટે કયા ગુણો આવશ્યક છે. તે શ્રીયુત ઘડીયાળી બહુ ઉત્તમ રીતે ચર્ચ્યું છે અને પુસ્તકનું એક પણ રૂપ એવું નથી કે જે ઉત્તમ સલાહ આપતાં ન હોય, આવાજ પુસ્તકો પ્રજા માટે જરૂરના છે. મનુષ્ય પરિક્ષાનું પ્રકરણ, ખાસ ધ્યાન ખેંચે છે. એ પ્રકરણમાં મનુષ્યના વાળ, મોં, નાક, આંખ, દાંત, કાન, હાથ, ખોપરી વિગેરે અવયવો ઉપરથી મનુષ્યની પરિક્ષા કેવી રીતે થઇ શકે તે વિષય ચર્ચવામાં આવ્યો છે, અને તે ઘણો સમજવા જેવો છે. પુસ્તકમાં થોડાં પુંઠાના આવા ઉત્તમ લગભગ અઢીસો પાનાના આ પુસ્તકની કિંમત માત્ર રૂપીયા બે છે, જે કોઇ પણ રીતે વધુ નથી. ઉપરના બન્ને પુસ્તક તેના કર્ત્તા શ્રી માકચંદ માણેકચંદ ઘડીયાળી પાસેથી પારસી ગલી, મીરઝા સ્ટ્રીટ, દીપચંદ જવેરીનો માળો. ત્રીજે માળે–મુંબઇ ૩, એ શીરનામે લખવાથી મળી શકશે.

---

આજના અંકનો વધારો!　　　　　આજના અંકનો વધારો!

તૈયાર છે!　　　　　તૈયાર છે!!

દરેક કુટુંબમાં રાખવા લાયક—નાની બાળાઓએ
અભ્યાસ કરવા લાયક.




લેખક તથા પ્રસિદ્ધ કર્તા

ગં. સ્વ. લલિતાગૌરી સામ્બરાવ, તથા
ગં. સ્વ. વિમલાગૌરી મગનલાલ.

કિમ્મત રૂ. ૩–૦–૦.

## ઘર ઉપયોગી રસોઈ કળા.

પ્રભુએ મુખ્ય વિષય શું કર્યો? તો કે ખોરાક, તેથી શરીરનું પોષણ થાય છે. પ્રાણી માત્રનું જીવન ટકાવી રાખનાર છે. એટલે તે વિષય ઘણોજ અગત્યનો છે. ખાવા પીવામાં હમેશાં નિયમિત રહેવું જોઇએ. દેશ કાળ ને રૂતુના પ્રમાણમાં ખોરાક લેવો જોઇએ. ખોરાક ખાવા પીવાથી વાત, પીત ને કફ એ ત્રણે દોષો ઉત્પન્ન થાય છે. જો એ ત્રણે દોષો સમાન રહે તો શરીર આરોગ્ય રહે છે. અને વધારે ઓછું રહે છે, તો અનેક પ્રકારના રોગો પેદા થઇ શરીર બગાડે છે. વધારે ઓછો રૂતુના ફેરફાર ને ખાવાપીવાની વ્યવસ્થા ઉપર રહેલો છે. રૂતુના ફેરફારથી પ્રકૃતીમાં પણ ફેરફાર થાય છે. અને જુદી જુદી પ્રકારે બનાવેલો ખોરાક ખાવાની સ્વભાવિક ઇચ્છા થાય છે. નિત્ય એકજ જાતનો ખોરાક ખાવામાં આવે તો અરૂચી થાય છે, માટે જુદી જુદી જાતના બનાવેલા પદાર્થોનો ખાવામાં ઉપયોગ લેવો જોઇએ.

ખોરાકના પદાર્થમાં કુદરતી રીતેજ અનેક તરેહના સ્વાદ ભરેલા રસો રહેલા છે પરંતુ તેમને સારી રીતથી જો પાકશાસ્ત્ર જાણતા હોય છે, તો ઘણુંજ સ્વાદિષ્ટ બનાવી શકે છે.

પ્રાચીન કાળમાં નળરાજા, ભીમસેન, રેણુકા, અરૂંધતિ, વિગેરે સ્ત્રી, પુરૂષો સ્વાદિષ્ટ રસોઇકળા ઉત્તમ પ્રકારે જાણતા હતા. પરંતુ હાલમાં આ શિક્ષણની બહુ ખામી જોવામાં આવે છે. ઘરનાં માણસોની ખાવાપીવાની વ્યવસ્થા કરવાનો મુખ્ય આધાર સ્ત્રીઓ ઉપર રહેલો છે.

જેમ પુરૂષોને વિદ્યા આવડવી આવશ્યક છે તેમ સ્ત્રીઓને સારી રસોઇ કરતાં આવડવી જરૂરની છે. જેમ પુષ્કળ વિદ્યાવાળા પુરૂષને માન પ્રતિષ્ઠા મળે છે, અને તે તેનું ભૂષણ છે, તેમ સ્ત્રીઓને સારી રસોઇ કરતાં આવડે છે, તો તેની પ્રતિષ્ઠા વધે છે. પુરૂષોએ ઘરમાં આણેલા પદાર્થો સારી રીતે તૈયાર કરી જમાડવા એ સ્ત્રીઓનું કર્ત્તવ્ય છે. સારો ને સ્વચ્છ ખોરાક ખાવાને આવવાથી પ્રકૃતિ નિરોગી રહે છે અને મન સંતુષ્ટ થાય છે. સારી રસોઇ કરનાર સ્ત્રી કુટુંબમાં સર્વને વ્હાલી થઇ પડે છે. માટે હમેશાં પોતાની પુત્રીઓને રસોઇ કરતાં શીખવાડવી, તે ઘણીજ જરૂરની છે અને દરરોજના અભ્યાસથી તેને કંટાળો તેમજ મુઝવણ રહેતી નથી. માટે રસોઇનું કામ તો લક્ષ અને કાળજીથી કરવાથી ઘણીજ સ્વાદીષ્ટ બનશે. રસોઇ સ્વાદીષ્ટ કરવા પહેલાં સ્વચ્છતાની પહેલી જરૂર છે. કયા કયા પદાર્થોમાં શું શું ને કેટલું કેટલું નાંખવું, તે લક્ષમાં રાખવું. રસોઇમાં વખતો વખત આળસ કરવું તે બિલકુલ કામનું નથી. સારૂં ચઢેલું અન્ન ખાવાથી પાચન ક્રિયા સારી થાય છે. તેમજ વાસી ટાઢું અન્ન ખાવાથી શરીરમાં અનેક જાતના રોગ પેદા થાય છે. તે માટે સ્ત્રીઓએ ખાસ સંભારી ઘણીજ સુઘડતા રાખી જે રૂચીકર હોય તે પદાર્થ કરવા. રાંધેલ અન્નમાં મીઠાશ આવવીજ જોઇએ. એટલુંજ નહીં પણ દેખાવમાં પણ ખરાબ ન જોઇએ. આપણામાં કહેવત છે કે આંખને ગમે તે મોંને ભાવે! જે અન્ન જોતાંજ સારૂં ન દેખાય તે ખાવાને મન પણ ન થાય. રસોઇ સારી દેખાવા સ્વચ્છ રાખવી જોઇએ. તેમાં કચરો પડી ખરાબ ન થાય, તેના તરફ લક્ષ રાખવું જોઇએ. રસોઇના પદાર્થો શી રીતે કરવા તે ટુંકમાં બધી વિગત આ ચોપડીમાં કરવામાં આવી છે. તો કોઇની શીખવાડવાની કે મદદની જરૂર રહેતી નથી.

**રસોઇની વ્યવસ્થા:**—રસોઇના વાસણ સારી રીતે માંજી લૂછી સાફ કરીને કટેવાળો કરી તૈયાર રાખવાં અને તેને વખતો વખત કલાઇ કરેલી હોવી જોઇએ. ચઢેલા પદાર્થોમાં મેલી કડછી ઘાલવી નહીં. વેલણ, આડણી, તવઇ, થાળી, વાડકી, કઢાઇ, તપેલા તથા ઝારા, ઝારીઓ વગેરે સ્વચ્છ હોવાં જોઇએ. ચોખા, દાળ, લોટ વીગેરે ચિજો સારી રિતે વીણી તેમજ ધોઇ, સ્વચ્છ કરી પછી તેને રસોઇના ઉપયોગમાં લેવું. શાક, ભાજી, પણ વીણી સમારી ધોઇને સ્વચ્છ કરી પછીથી કરવું. મેલા હાથ કશામાં અડકાડવા નહી, રસોઇનાં જોઇતા પદાર્થો કશા ઉગાડા મુકવા નહી. દહિં, દૂધ, ઘી અને તેલ વગેરે પદાર્થો ઘણાજ સાચવવા, પદાર્થ ચઢતી વખતે તાપ તરફ ઘણુંજ લક્ષ કરી ધ્યાન રાખવું જોઇએ નહીં તો કાચું, અગર દુણાઇ જાય, તો સ્વાદ બગડશે. ચઢતી વખતે ઉતાવળ કે બહુ ધિમાશ રાખવી નહી. ચઢેલો પદાર્થ જમનારને પિરસતા સુધી ઉનો રહેવો જોઇએ, તેમાં કચરો કે રાખ ન પડે તેમજ ધુમાડી ન જાય, તેમ ઢાંકી મુકવું જોઇએ.

રસોઇ તૈયાર થયા પછી પાક સંસ્કાર કરવો જોઇએ.

## પાક સંસ્કાર.

નિત્ય રસોઇ થયા પછી, ગૃહસ્થને ઘેર વૈશ્વદેવ થવોજ જોઇએ, કારણ કે પ્રત્યેક ગૃહસ્થના ઘરમાં પાંચ અહીંનસાના સ્થાન રહેલા છે.

ખાંણીઓ, ઘંટી અને નીશા, ચુલો અને સઘડી, પાણી ભરી રાખવાથી, પૂંજો, વાસીદું, લીપવાનાં અથવા પ્રતિદીન અજાણતાં નાના જીવોની અહિંસા થવાનો સંભવ છે. માટે તેના નિવારણને માટે ગૃહસ્થોને ઘેર અવસ્ય વૈશ્વદેવ પંચ મહા યજ્ઞ થવાં જોઇએ, ધર્મ શાસ્ત્રમાં વૈશ્વદેવ કર્યા વીના જમવાથી નિચે પ્રમાણે દોષ બતલાવ્યા છેઃ દ્વિજો વૈશ્વદેવ કર્યા વિના ભોજન કરે છે, તે સર્વ નિષ્ફળ જાણવા અને તેવો અપવિત્ર નરકો વિષે પડે છે, માણસ માત્ર પોતાને માટે રાંધીને જમે છે, તે કેવળ પાપનું ભોજન કરે છે, માટે વૈશ્વદેવનો હોમ કરતાં અવશેષ રહેવું. અન્ન શ્રી યજ્ઞનારાયણની પ્રસાદી રૂપ હોવાથી સત્પુરૂષોને જમવાને માટે વિશેષ યોગ્ય ગણેલું છે. માટે રસોઇ કરી રહ્યા પછી સધવાએ કે વિધવા સ્ત્રીઓએ પોતાના ઘરમાં વૈશ્વદેવ કરનાર કોઇ પુરૂષ હોય તો તેની પાસે વૈશ્વદેવ કરાવવો, અને જો પુરૂષ વર્ગમાં કોઇ વૈશ્વદેવ કરનાર નાં હોય તો નીચે બતાવેલી રીતે પોતે વૈશ્વદેવ કરવો. જે અગ્નિથી રસોઇ કરી હોય તે સળગતી અગ્નિને કુંડમાં અને બીજા તાંબાના પાત્રમાં લઇ તેમાં નિચેના પાંચ મંત્રો ભણી ઘીવાલા ભાતથી કે એકલા ઘીની પાંચવાર આહુતી આપવી.

અગ્નયેનમઃ વાયવેનમઃ સૂર્યાયનમઃ પ્રજાપતિયેનમઃ અગ્નયે સ્વિષ્ટકૃતેનમઃ

એ પ્રમાણે અગ્નિમાં હોમ કરી પોતાના ઘરમાં જે દેવોનું સ્થાન હોય તેમને નૈવેદ્ય ધરાવવું અને તે પછી તે રંધાયલા અન્નમાંથી ગૌગ્રાસ (ગાયનો ભાગ), શ્વાનગ્રાસ (કૂતરાનો ભાગ) તે પ્રમાણે કાઢી તે સમયે જો કોઇ બારણે અભ્યાગત આવેલો દ્રષ્ટીએ પડે તો તેને બોલાવીને પ્રેમથી જમાડવું.

આવનાર અભ્યાગતને જો રાંધેલું અન્ન ન ખપતું હોય તો તેને કાચું અન્ન આપી પ્રસન્ન કરવો!

અતિથી ઉપર કેવો ભાવ રાખવો તે વિષે શ્રી બૃહત્પારાશર સંહિતામાં કહ્યું છે કે,

> गृहिणो वैश्व देवान्ते, गृहद्वारा मुपागत ।
> विष्णुं रुपोऽतिथी, सोऽयं मत्तारार्थमिहागत ॥

ગૃહસ્થોએ વૈશ્વદેવની અંતે પોતાના ઘરને બારણે આવી ચઢેલા અતિથીને આ વિષ્ણુંરૂપ અતિથી મારા ઉદ્ધાર માટેજ આવેલા છે એમ જાણી તેને આદર પૂર્વક સત્કાર કરીને જમાડવો.

ભોજન સમયે આવેલા અતિથિના સત્કારનું ફલ તથા તેની આશાભંગ કરવાથી થતી હાની વિષે શ્રી વિષ્ણું સ્તુતિમાં કહ્યું છે કે,

स्वाध्यायेनाग्नि होत्रेण, यज्ञेन तपसा तथा ।
न चा प्नोति गृही लोकान, यथात्वतिथि पूजनात् ॥
अतिथि यस्य भग्नाशों, गृहात्प्रतिनिवर्तते ।
तस्मात सुकृतमादाय, दुष्कृतं तुं प्रयच्छति ॥

ગૃહસ્થાશ્રમીને જેવો અતિથિનો સત્કાર કરવાથી સ્વર્ગાદીલોકોની પ્રાપ્તિ થાય છે. તેવા વેદાભ્યાસ કરવાથી, અગ્નિહોત્ર રાખવાથી, યજ્ઞ કરવાથી અને તપ કરવાથી પણ થતી નથી. જેને ઘેરથી આવેલા અતિથિ આશા ભંગ થઇને પાછો જાય છે. શ્રદ્ધા પૂર્વક અતિથિને આપવામાં આવતું જળ સાગર સમાન અને મેરૂ તુલ્ય થાય છે. માટે સુજ્ઞ સ્ત્રીઓએ તે સમયે આવી મળેલા અતિથિનું સન્માન કરી, યથાશક્તિ રાધેલું અથવા કોઇ અન્ન આપી પ્રસન્ન કરવો.

અતિથિને ભોજન કરવામાં કાંઈ કરણસર માંડુ થાય તેમ હોય તો બાલક, વૃદ્ધ, રોગી અને ગર્ભણી સ્ત્રીઓ આદિ ને અતિથિના પહેલાં જુદુ અન્ન કાઢી આપીને સ્પર્શાં સ્પર્શ ન થાય એમ જમાડવાં.

તે પછી પોતાના પૂજ્ય કુટુંબીઓને બાળકોને તેમજ વૃદ્ધ સર્વેને જમાડીને પોતે જમવા બેસવું એજ વિવેકી સ્ત્રીઓનું ખરૂં કર્તવ્ય છે.

પતિવૃતા સ્ત્રીઓએ તો ગમે તેવું વિઘ્ન આવે પણ પતિને જમાડ્યા બાદ પછી જમવું, એ સ્ત્રીઓનો ખરો ધર્મ છે.

---

## ઘર ઉપયોગી પદાર્થની પરિક્ષા.

ગૃહ વ્યવહારમાં ઘણી વસ્તુઓનો ખપ પડે છે તેમાં પણ કેટલીક વસ્તુઓ વેચનારાઓ પોતાને વધારે નફો મેળવવા માટે તેમાં ભેળસેળ કરે છે. એવી ભેળસેળવાળી વસ્તુઓ જેવી કે દુધ, ઘી, તેલ, મધ, વિગેરે ખાવાથી શરીરને નુકશાન કરે છે, માટે તેવા પદાર્થોની પરીક્ષા કરતાં સ્ત્રીઓએ અવશ્ય શિખવુંજ જોઇએ. તેથી થોડા પદાર્થોની પરિક્ષા કરવાની રીત આમાં બતલાવી છે.

**દુધની પરીક્ષા**—દુધમાં નાઈટ્રીક એસીડનાં એક બે ટીપાં નાંખતાજ જો પાણીનો ભેગ હશે તો દુધ ને પાણી છુટાં પડી જશે.

**બીજી રીત**—દુધમાં આંગળી બોળી એક ટીપું જમિન ઉપર કે અંગુઠાના નળ ઉપર મુકવાથી જો દુધ ચોખ્ખું હશે તો દુધનું ટીપું ગોળાકાર રહેશે, અને જો પાણીનો ભેગ હશે તો ટીપું પસરી જશે.

**ખાંડની પરીક્ષા**—રાતી ખાંડમાં રેતી ભેળવેલી આવે છે અને ધોળી ખાંડમાં હાડકાંની ભુકી ભેળવેલી આવે છે માટે એક કાચનાં ગ્લાસમાં પાણી ભરી તેમાં થોડી ખાંડ નાંખીને ચમચાથી હલાવીને ઓગાળવી પછી તે ગ્લાસને થોડીવાર મૂકી રાખવી, જો ખાંડમાં રેતી કે હાડકાંનો ભૂકો અગર બીજી જાતની મેળવણી હશે તો ગ્લાસમાં તળે ઠરી જશે.

**માખણની પરીક્ષા**—કેટલીક વખતે સસ્તા માખણમાં ઘણી અનેક જાતની વસ્તુ ભેળસેળ થાય છે. માટે થોડા માખણને કાચની શીશીમાં તાવીને તપાસવાથી ભેળવેલી ચીજ છૂટી પડશે, અને ઠંડુ થયા પછી તેમાં ભેળવેલી ચીજ માલુમ પડશે.

**મધની પરીક્ષા**—મધમાં ખાંડ અથવા સાકરની ચાસણી ભેળવી વેચે છે, માટે ૨૦ ટીપાં મધનાં ને ૬૦ ટીપાં પાણીનાં લઇને ચમચા વતી હલાવી નાખવું, જો તે મધ ચોખું હશે તો આ રીતથી તે દુધ જેવું સફેદ થશે, જો તેમાં ચાશણીનો ભેગ હશે તો તેમાંથી કાંજી જેવો ભાગ છૂટો પડી નીચે ઠરી જશે.

**હીંગની પરીક્ષા**—હીંગના ગાંગડાને દિવાસળી વતી સળગાવવો જો તે કપૂરની પેઠે એકદમ સળગી ઉઠે તો જાણવું કે સારી છે ને જો ન સળગે તો ભેગ સમજવો!

**આટાની (લોટની)**—આટો સારો છે કે નહી તેમાં બીજી વસ્તુનો ભેગ છે કે નહી તે જાણવા સારૂં થોડો આટો હાથમાં લઈ અડધી મીનીટ સુધી મસળીને ગોળી વાળવી. તેથી તે સારો હશે તો છૂટો પડશે નહી, જો તેમાં કાંઈ ભેગ હશે તો હાથમાંથી છૂટાં પડતાં વેળાઈ જશે.

**ટરપીટન તેલની પરીક્ષા**—જો ટરપીટન તેલમાં બીજું હલકી જાતનું તેલ ભેળવેલું હોય તો તેને સોધવા એ તેલને સફેદ કાગળ ઉપર અગર કપડાં ઉપર નાંખી તેને દેવતા અગર ગરમીમાં પાસે જરા રાખી જોવું. જો તે ઉડી જાય તો ચોખું છે ને ડાઘો રહે તો તેમાં બીજા તેલનો ભેગ છે તેમ સમજવું.

---

## થોડી ખોરાકની સુચના.

શરીરની રચના અસ્થિ માંસ, મજ્જા અને ચરબીથી થયેલી છે. એ સર્વે ખોરાકના રૂપાંતરથી થાય છે. જે ખોરાક ખાઇએ તે લોહી અને મજ્જા ઉત્પન્ન થઈ અસ્થિ પછી મજબૂત થાય એવા પ્રકારનો ખોરાક ખાવો જોઇએ.

(૧) શરીરની વૃદ્ધિ થવાને જે સાધન જોઇએ તેનો ઉમેરો કરવો જોઇએ.

(૨) શરીરમાંથી દરરોજ ક્ષય થાય છે. તો તેનો ઉમેરો કરવો.

૩) શરીરમાં ગરમી રહી સ્નાયુની શક્તિ વધીને જ્ઞાનતંતુ મજબુત રહેવાને જે કંઈ જોઇએ તે પુર્તતા કરવી.

## કયા કયા પદાર્થો કયા કયા વર્ગને ઉપયોગી છે તેની વિગતઃ—

**શરીરને પોષણ આપી માંસની વૃદ્ધિ કરનાર પદાર્થ**:—ઘઉં, બાજરી, જુવાર, મકાઈ વિગેરે અનાજ અને દહીં, છાશ, વગેરે આ વર્ગમાં આવે છે.

**શરીરની ઉષણતા ગરમી આપનાર પદાર્થ**:—મનુષ્યના શરીરમાં ચરબીનો ભાગ હોવાથી તેમાં ઉષ્ણતા રહે છે. જે પદાર્થમાં ચરબી વધે છે, એ પદાર્થમાં ઘી, દુધ, માખણ, તેલ, સાકર, ખાંડ, ગોળ, કોપરૂં, બટાટા, રતાળું, વિગેરે છે. એવો પદાર્થ જે લોકો વધારે ખાય છે તે દેખાવમાં ઘણાજ મજબુત હોય છે. બાળક જો ગળ્યો પદાર્થ ખાય તો તેને નડે છે અને દાંત બગડે છે, એમ કહે છે, પણ તે ભૂલ છે. જેમની પ્રકૃતીને માફક આવે છે તેને બહુ ફાયદા કરતા છે. બાળકને ગળ્યા પદાર્થ બહુજ ભાવે છે, તેથી શરીર પણ એવડ થાય છે અને તે વયમાં તેવા પદાર્થપર પ્રિતિ હોય છે. માટે છોકરાંને ગળ્યા પદાર્થ આપવા નહી. મોટા માણસને ગળપણ ઉપર પ્રિતિ વધારે હોતી નથી પણ તેમને તેલ કે ઘીમાં તળેલી ફરસી વસ્તુ વધારે ભાવે છે. પણ આવા પદાર્થ વધારે ખાવાથી શરીરને નુકશાનકારક નીવડે છે, પણ બળ વધતું નથી. ઘઉં, બાજરી, જુવાર વગેરે ખાનારાઓ મહેનત મજુરી કરી શકે છે પણ ચરબીવાળા વધારે પદાર્થ ખાનાર મહેનત મજુરી કરી શકતા નથી. તેમજ નાની ઉમરમાં વાળ સફેદ થઇ જાય છે અને તેમાં ભેદ વધવાથી કેટલાક રોગ પણ થાય છે. ઠંડા દેશમાં વધારે ગરમી ઉત્પન્ન કરનારા પદાર્થોમાં ચરબીની પણ જરૂર છે. પણ હદ ઉપરાંત વધારે શરીરમાં ચરબી હોય તો નુકશાન કરનાર છે. આ પદાર્થ હાડકાં, માંસને મજબૂત કરનાર અને રક્ત શુદ્ધિ કરવાને ઉપયોગમાં આવે છે. મીઠું, મસાલા, શાકભાજી વિગેરે આવે છે આ પદાર્થથી લોહી સારૂં થાય છે. આપણા લોકોએ ગોરસ ભોજનને ઉત્તમ માનેલું છે, તેનું કારણ આપણું અન્ન વનસ્પતિથી ઉત્પન્ન થયેલું છે, તેમાં દુધ, ઘી, દહીં, માખણ એ પદાર્થ વિશેષ કરીને આવે છે. ઘઉં, બાજરી, ચોખા વિગેરે અનાજ ખોરાક નથી પણ તેમાં ચરબી વધારવાનો એક ગુણ છે. તુવેરની દાળમાં ઘી મેળવી ખાવાથી પોષક ગુણ વધે છે. શાકમાં સીંગો પણ ઉત્તમ છે. મશાલા પણ માફક સર ખાવા! વધારે ખાવાથી નુકસાન કરતા છે. સ્વચ્છ ખોરાક શુદ્ધ સારો પ્રકૃતિને અનુકૂળ અને બરાબર રાંધીને ખાધેલો ખોરાક પોષણ કરે છે. પણ અશુદ્ધ, સડેલો, વાસી કે બગડેલો, કાચો, લુખો, અતિ ઠંડો, અતિ ગરમ, ભારે અતિ, વધારે અતિ, થોડો આ સર્વે રોગને ઉત્પન્ન કરે છે.

**ખાવું શી રીતે**—જે ખોરાક ખાવો તે બરોબર ચાવીને ખાવો. નિમેલે વખતેજ ખાવો. બીજી વખત ખાવા બેસીએ ત્યારે ખાધેલું બરાબર પચી ગયેલું હોવું જોઇએ. કામ કરતાં પહેલાં થોડું ખાવાથી શરીરમાં બળ આવે છે અને નિરોગી રહે છે. રાતમાં મોડુ જમવું નહી. ખાધા પછી થોડો આરામ લેવો. જમતાં જમતાં ઘણું પાણી પીવું નહી પણ જરૂર પડે તો અડધું જમ્યા પછી વચમાં થોડું પાણી પીવું; તેમજ ખોરાક ખાઇ રહ્યા પછી પણ ઘણું પાણી પીવું નહી. ખોરાક ખાતાં હોઇએ તેટલોજ અને પ્રકૃતિને માફકસર ખાવું ઈત્યાદી ધ્યાનમાં રાખીને ખાવું.

---

Printed by N. Cursetjee at the Union Press, Dhobi Talao—BOMBAY.

# વિદ્યાવિનોદી ગ્રહસ્થોને આમંત્રણ.

આવો અને "ભારતીય જ્યોતિષ ચંદ્રોદય" એટલે જ્યોતિષના મહાન ઉદય સાથે

તમારૂં મુબારક નામ જોડો

(૧) રૂ ૧૦૦૧ એકજ વખત આપી આ "ચંદ્રોદય" ના (પેટ્રન) મુરબ્બી થાઓ

(૨) રૂ ૫૦૧ એકજ વખત આપી આ "ચંદ્રોદય" ના લાઈફ મેમ્બર થાઓ

(૩) રૂ ૨૫૧ એકજ વખત આપી આ "ચંદ્રોદય" ના આશ્રય દાતા થાઓ

(૪) રૂ ૧૦૧ એકજ વખત આપી આ 'ચંદ્રોદય' ના શુભેચ્છક થાઓ

(૫) રૂ ૫૧ એકજ વખત આપી આ 'ચંદ્રોદય' ના સલાહકાર થાઓ

(૬) રૂ ૨૫ એકજ વખત આપી આ 'ચંદ્રોદય" ના મદદગાર થાઓ

(૭) રૂ. ૫ મોકલી એક વર્ષના ગ્રાહક થાઓ.

(૮) પુસ્તકો, યંત્રો અને ફરનીચર વિગેરે પરચુરણ ઉપયોગી વસ્તુઓની ભેટ મોકલી ઉપકારી બનો

(૯) દર વર્ષે ઓછામાં ઓછા પાંચ નવા ગ્રાહકો મેળવી આપવા પ્રયાસ કરો

(૧૦) રૂપીઆ બે કે તેથી વધુ **નિભાવ ફંડમાં** મોકલનારની પહોંચ માસિકમાં સ્વીકારીશું

(૧૧) જ્યોતિષને લગતા સાર્વજનિક ઉપયોગી લેખો લખી મોકલવા ઉત્સાહી બનો

(૧૨) જ્યોતિષના હસ્ત લિખિત અપ્રસિધ્ધ ગ્રંથો પ્રસિધ્ધ કરવા મોકલી આપી વિદ્યા વૃદ્ધિ કરો

(૧૩) પ્રસિદ્ધ નામાંકિત પુરૂષોની જન્મ કુંડળીઓ અને ગ્રહયોગફળ પ્રસિદ્ધ કરવા મોકલી આપો

(૧૪) મફત લાભ આ "ચંદ્રોદય" માસિકના દરેક ગ્રાહકોને **સાયન નિરયન જન્મ કુંડલીઓ** કરી આપવામાં આવશે, તે માટે જન્મ તારીખ અને ટાઇમ લખી મોકલવો.

(૧૫) આ "ચંદ્રોદય" ના ગ્રાહકોને વરસમાં એક વખત બે પ્રશ્નોનો ખુલાસો પુછવાનો હક છે તે વગર ફીએ માસિકમાં પ્રસિદ્ધ કરવામાં આવશે

**મુરબ્બી, લાઇફ મેમ્બર** અને આશ્રયદાતાઓની છબી અને જન્મ કુંડલી સાથે યોગાયોગ વૃત્તાંત સચિત્ર આ માસિકમાં એક વખતે લેવામાં આવશે

મુરબ્બી લાઇફ મેમ્બર, આશ્રય દાતા અને શુભેચ્છકોના મુબારક નામો એક સ્વતંત્ર પેજ ઉપર દરેક અંકમાં પ્રસિદ્ધ કરવામાં આવશે અને હમેશાં માટે વગર લવાજમે માસિક (ફ્રી) મોકલી આપવામાં આવશે

આશા છે કે ઉદાર બંધુઓ આ ઉત્તમ તકનો લાભ લેવા ઉત્સુક થશે

આશ્રય દાતા

૧ ડી જે ભાં (એક પારસી ગૃ.)



## ચંદ્રોદયપ્રેસ



આ માસિકને વધુ નિયમીત બનાવવા, અપ્રસિદ્ધ જૈનેતિષના ગ્રંથો છાપીને પ્રકાશ કરવા. ગણિત શુદ્ધ પંચાંગ બાહેર પાડવા. અને ધાર્મિક ગ્રંથોનો વધુ ફેલાવો કરી શકાય એવા હેતુથી પ્રેસ કાઢવાની શરૂઆત કરવામાં આવી છે. અને તેથી કેટલાક ઉદાર ગૃહસ્થોએ પોતાનાથી બની શકતી મદદ આપવાનું શુભ પગલુ પણ ભરવા માંડ્યું છે આશા છે કે વિદ્યા વિનોદી ગ્રહસ્થ બંધુઓ આ કામમાં બનતી મદદ આપવા પોતાનો ઉદાર હાથ લંબાવશે એવી નમ્ર અરજ છે.

સંપાદક.

એકજદામ　　　　સ્થાપી ૧૮૯૫　　　　One rate

# સુરજમલ લલ્લુભાઇની કું.

## હીરા તથા ઝવેરાતના વેપારીઓ.

અમારે ત્યાંથી કોઇપણ ચીજ લીધેલી પસંદ ના આવે તો
એક અઠવાડીયામાં પુરે પુરાં નાણાં પાછાં મલી શકે છે.
અમારા એકજ દામને લીધે કોઇને પણ ઠગાવાનો
ડર રહેતો નથી. દાગીનાઓમાં તરેહ
તરેહ જાતની ડીઝાઇનોનો મોટો
સ્ટોક તૈયાર રહે છે. એક
વખત અજમાયસ
કરી ખાત્રી
કરો.

બ્રાંચીઝ, કલકત્તા રંગુન મદ્રાસ
એજન્ટસ એન્ટવર્પ, આમસ્ટરડામ

નં ૨૨૫ ભાવગાંચીરોડ મુંબઇ





# ભારતીય જ્યોતિષ-ચંદ્રોદય



BHARATIYA JYOTISH CHANDRODAYA.

ग्रहैस्तु व्यापितं सर्वं त्रैलोक्यं सचराचरम्

| પુસ્તક ૨ જું. | આષાઢ માસ ૧૯૭૯ | અંક ૪ થો. |
|---|---|---|
| VOL. II | JULY 1923 | NO 4. |


## Geomancy.

# શ્રીરમલશાસ્ત્ર.



લેખક —
રા. પુરૂષોત્તમરાય ખુશાલરાય જખુસરિયા
ખેકરોડ, ચાંપાનેર ગેટ, વડોદરા

( ગતાંક પૃષ્ઠ ૯૧ ના અનુસંધાનથી. )



**મુન્કિલબ.** જે શકલોના ઉપરના ભાગમા શૂન્ય અને નિચેના ભાગમા શૂન્ય હોય તે શકલોને ⁝ ⁝ ⁝ ⁝ મુન્કિલબ શકલો કહે છે ફરહા, ઉકલા, નકી અને તરીખા એ મુન્કિલબ શકલો છે. આ શકલો સંધ્યા સમયે બલવાન હોય છે એટલે પ્રાત કાળે દિવસ ઉગતા પહેલા અને સંધ્યા કાળે દિવસ આથમ્યા પછી અને રાત્રિની શરૂઆતમાં બળવાન હોય છે ફરહા ⁝ અને તરીખા ⁝ શુભ

(auspicious) છે અને ઉકલા ⚏ અને નકકી ⚍ અશુભ છે, ફરહા ⚍ પુરૂષ (male) સંજ્ઞક છે અને અલ્પ પરાક્રમી છે. બાકીની ત્રણ નપુંસક (Neuter) સંજ્ઞક છે અને સ્ત્રી સ્વભાવની છે.

લહ્યાન, કબ્જુલ ખારીજ, તુસ્રતુલ ખારીજ અને આતબે ખારીજ શકલો અગ્નિ (Fiery) તત્વની છે. રંગ પીળો છે અને તે પૂર્વ દિશામાં બળવાન છે અને દેવતા ઇન્દ્ર દેવ છે.

તત્વ.

ફરહા, હુમરા, અતબેદાખિલ અને ઇજ્જતમા વાયુ (Airy) તત્વની શકલો છે અને લાલ રંગની છે. પશ્ચિમ દિશામાં બળવાન છે. દેવતા વરૂણ દેવ છે.

બયાજ, નુસ્રતદાખિલ, નકકી અને તરીખા જલતત્વની શકલો છે. રંગ સફેદ છે. ઉત્તર દિશામાં બળવાન છે. દેવતા કુબેર દેવ છે.

કબ્જુલદાખિલ, જમાત, ઉકલા અને ઇન્કિશ શકલો પૃથ્વી તત્વની છે. શ્યામ રંગની છે. દક્ષિણ દિશામાં બળવાન છે. ધર્મરાજા દેવતા છે.

રાશિ

લહ્યાન ⚍, નુસ્રદાખિલ ⚍ એ અનુક્રમે ધન (Sagitarins) અને મીન (Pisces) રાશિની છે અને તે બેઉ બૃહસ્પતિની (Gupiter) શકલો છે. તેવીજ રીતે નુસ્રત ખારીજ ⚍ અને કબ્જુલદાખિલ ⚍ શકલો સિંહ (Leo) રાશિની અને સૂર્ય (Sun) ની શકલો છે.

જમાત અને ઇજ્જતમાં ⚏ ⚍ અનુક્રમે મિથુન (Gemini) અને કન્યા (Virgo) રાશિની અને બુધ (Mercury) ની શકલો છે. બયાજ ⚍ અને તરીખા ⚍ કર્ક (Cancer) રાશિની અને ચંદ્રમાની (Moon) શકલો છે. ફરહા ⚍ અને અતબેદાખિલ અનુક્રમે તુલા (Libra) અને વૃષભ (Taurus) રાશિની તથા શુક્ર (Venus) ની શકલો છે. હુમરા ⚍ અને નકકી ⚍ અનુક્રમે મેષ (Aries) અને વૃશ્ચિક (Scorpio) રાશિની તથા મંગળ (Mars) ની શકલો છે. ઉકલા ⚍ અને ઇન્કિશ ⚍ અને આતબેખારિજ ⚍ અને કબ્જુલ ખારિજ ⚍ એ અનુક્રમે મકર (Capricornus) અને કુંભ (Aquarius) રાશિની તથા શનિ (Saturn) અને રાહુ કેતુ (Dragon's Head & tail) ની શકલો છે.

## વિશેષ.

ઉપર મુજબ ઘણું રમુજી (!) લખાણુ વાંચી ગયા પછી તેનો કેમ પ્રેક્ટિકલ ઉપયોગ કરવો તે નીચેના લખેલા ખુલાસાથી જણાશે.

માનવજાતિના દરેક સવાલ (Question) ના ચાર ભાગ પાડવામાં આવ્યા છે. તેમાં મુખ્ય ભાગ બે છે. ખારાજ અને દાખિલ. ખારાજનું અડધું એટલે મુન્કિલબ અને દાખિલનું અડધું એટલે સાબિત છે.

**ખારાજ.** ખારાજ એટલે શું ? ખારાજનો અર્થ "જવું" (Out) એવો થાય છે. જેમકે બાહાર ગામ જવું. લક્ષ્મી (Wealth) હાથમાંથી જવી, નાસી જવું (Run away), બજારમાં ખુબ માલનો સ્ટોક પડયો હોય અને કુંડળીમાં ખારાજ શકલો (શુભ) આવે તો માલનો ઉપાડ થાય એટલે ટુંકમાં લોકો "તેજી" કહે છે. શુભ ખારાજ શકલો હોય તો ખરી તેજી કહેવી અને અશુભ ખારાજ હોય તો ખોટા વેચાણ અર્થાત બનાવટી તેજી કહેવી ઘર, બંગલા, જમીન વિગેરે વેચવા તથા સરતના ઘોડા દોડવા સંબંધી પણ તેમજ સમજી લેવું. What goes out is Called Kharaj.

**દાખિલ.** દખિલ એટલે શું ? દાખિલ એટલે "મળવું" જેમકે સ્ત્રી મળવી, ધન (Wealth) મળવું. કોઇની મુલાકાત લેવી. માન, અકરામણ, ચાંદ (Medals) મળવા. માલ ખરીદવો. ઘર, બંગલા, જમીન વિગેરે વેચાતાં લેવાં, નસીબમાં વધારો થવો. સંતતિમાં વધારો થવો. બજારમાં ખુબ માલની ભરતી થાય એટલે તેનો ભાવ બેસી જાય ત્યારે લોકો મંદી કહે છે. પગારમાં વધારો થવો, પ્રમોશન મળવું. પરીક્ષા (Examination) પાસ થવી. ડીગ્રી મળવી. વારસો મળવો. કોઇપણ પ્રકારનો લાભ થવો વિગેરે બાબતમાં દાખિલ શકલોને તપાસવી. What Comes in is Called Dakhil.

**મુન્કિલબ** મુન્કિલબ એટલે શું ? મુન્કિલબ એટલે અડધું ખારાજ. હિંચકા ખાવા. ગમે તેટલી ઉખાડ પછાડ કરે પણ ખાલી હાથ, જવું ને આવવું. સ્થિર નહિ એટલે ચર. મુન્કિલબ એટલે સટ્ટો (Speculation), લોટરી, શેરટી, રેસ વિગેરે શુભે લાભ અને અશુભે ખોટ. માંદા (sick) માણસની કુંડળીમાં જો મુન્કિલબ શકલો વધારે હોય તો તેનો રોગ ઘટે પણ ફરીથી ઉથલો ખાય. કેટલાક પ્રશ્નોમાં મુન્કિલબ શકલો હોય છે તો ચોક્કસ જવાબ આપી શકાય નહિ.

**સાબિત.** સાબિત એટલે શું ? સાબિત એટલે સ્થિર (Fixed) અર્થાત્ અડધું દાખિલ. ઘર બાંધવું હોય, કુવો ખોદવો હોય અથવા કારખાનું ખોલવું હોય. મીલ બાંધવી હોય, અથવા કોઇપણ કામ કરવામાં વિલંબ થાય તેને સાબિત કહે છે. બજારની કુંડળી તપાસતી વખતે સાબિત શકલો આવે તો બજાર સ્થિર રહે—એમને એમ પડયો રહે અર્થાત્ ભાવેભાવ ટકી રહે. રાજાને ગાદીએ બેસાડવો હોય તે વખતે સાબિત

શકલો વધારે આવે તો રાજા લાંબો વખત સુધી રાજ્ય કરે. કોઇપણ બાબતમાં કાયમનો લાભ લેવો હોય તો સાબિત શકલો જોવી.

કુંડળીમાં શકુન ક્રમ મુજબ કયાં કયાં ઘર (House) ખારીજ વિગેરે છે તે વાંચકનો લાભાર્થે નીચે પ્રમાણે જાહેર કરીએ છીએ જેથી ઘણી જલદીથી તેમજ સરળપણે સમજણ પડશે.

## ખારાજ વિગેરે જોવાની કુંડળી.




મુન્કિલબ શકલો ચર સંજ્ઞક છે. સાબિત શકલો સ્થિર સંજ્ઞક છે. ખારિજ અને દાખિલ શકલો દ્વિસ્વભાવ સંજ્ઞક છે.

સૂચના. શ્રી રમલ શાસ્ત્રમાં કઇ કઇ શકલો સ્ત્રી, પુરૂષ અને નપુંસક છે; કઇ કઇ દાખિલ, સાબિત, ખારાજ અને મુન્કિલબ છે; કઇ કઇ શકલો રાત્રે, દિવસે અને સંધ્યા સમયે બળવાન હોય છે તથા કઇ કઇ શુભ, અશુભ અને મધ્યમ છે અને કઇ કઇ પૂર્વ, દક્ષિણ, પશ્ચિમ અને ઉત્તર દિશાએ બળવાન હોય છે. તેમજ કઇ કઇ શકલોના ચાર તત્વમાં મુખ્ય તત્વ લઇને તેના રંગનું નામ આપેલું છે તે તથા દરેક શકલની રાશિ અને તે રાશિના સ્વામી વિગેરે લખી ગયા છીએ તે રમલ વિદ્યાના અભ્યાસીએ ખુબ ધ્યાનપૂર્વક વાંચવું ને મનન કરવું કે જેથી રમલકુંડળી તપાસતી વખતે તેનો તાત્કાલિક ઉપયોગ થઇ શકે.

દાખલા તરિકે:—કોઇ ઇસમ પ્રશ્ન પુછે કે મને સ્ત્રી મળશે કે કેમ? અથવા કોઇ સ્ત્રી પુછે કે મારૂં લગ્ન થશે કે કેમ? તો તેજ વખતે સ્ત્રી શકલો અથવા પુરૂષ શકલો અને દરેકનાં ભુવન (આગળ લખવામાં આવશે) કુંડળીમાં તપાસવાં. શુભાશુભ વિગેરે સંબંધી વિચાર કરીને જવાબ આપવો.

સ્ત્રીને સોંપડવા (Delivery) સંબંધીનો પ્રશ્ન હોય તો કુંડળીમાં દિવસ, રાત્રિ અને સંધ્યા સમયની શકલો જોઇને જવાબ આપવો કે રાતના અથવા દિવસના સોંપડશે અને શકલો સ્ત્રી, પુરૂષ વિગેરે જોઇને છોકરો અથવા છોકરી (Son or daughter) આવશે

તેનો ખુલાસો કરવો. શુભાશુભ નકલો જોઇને કહેવું કે ભલી રીતે કે વેદનાથી સાંપડશે. શનિ-મંગળની શકલો જોઇને કહેવું કે સાંપડતાં સ્ત્રી મરશે કે છુટશે. શનિ મંગળના સિતારા જે ભુવન ઉપર થઇને જાય છે તે ભુવનનું નખ્ખોદ વાળે છે; અને તે ભુવનની રાશિના દેશમાં લડાઇ, બખેડા ઉત્પન્ન કરે છે તથા તે દેશના રાજાનો નાશ કરે છે. આ બે ગ્રહો દરેક મનુષ્યનો અંત લાવનાર છે. વૃદ્ધાવસ્થામાં કુંડળી તપાસતી વખતે આ બે ગ્રહોને ખાસ જોવા પડે છે કારણ કે તેઓની અસરથી માનવીને આ ફાની દુનિયા છોડીને જવું પડે છે.

ચોર કઇ દિશાએ નાઠો અથવા કઇ દિશાએ મને લાભ થશે વિગેરે પ્રશ્ન જોતી વખતે શકલોની દિશા કુંડળીમાં તપાસીને શુભાશુભ મુજબ તે દિશામાં લાભ, હાનિ, નુકશાન વિગેરે કહેવું. આ બાબતમાં અમોએ એક કોઠો ( Statement ) તૈયાર કર્યો છે અને આ માસિકના વાંચનારને ઉપયોગી નિવડશેજ એમ ધારીને અમે તે નિચે લખીએ છીએ:—

સૂચના:—આ કોઠો કામ કર્યા પછી અર્થાત્ વેપાર કર્યા પછી જોવો એટલે જે જવાબ નિકળશે તે ખરેખર સાચો પડશે. ચોરી થયા પછીજ આ કોઠો જોવામાં આવે છે.

## કોઠો.

પ્રશ્નો:—૧ ખોવાયલી કે ચોરાયલી વસ્તુ મળશે કે કેમ?
૨ હર કોઇ કામમાં લાભ મળશે કે કેમ?

| પૂર્વ. | દક્ષિણ. | પશ્ચિમ. | ઉત્તર. |
|---|---|---|---|
| ૧. વહેલી મળશે. | ૧. સાત દિવસમાં મળશે. | ૧. માસ એકમાં મળશે. | ૧. મળવાની આશા રહેશે પણ પત્તો નહિ ખાય. |
| ૨. જલદી લાભ મળશે. | ૨. ધારવા પ્રમાણે લાભ નહિ મળે. | ૨. લાભ દેખાશે પણ હાથમાં નહિ આવે. | ૨. નુકશાન થશે અને લાભ હાથમાંથી જશે. |
| ૪, ૮, ૧૨, ૧૬, ૨૦, ૨૨, ૨૯. | ૧, ૭, ૧૧, ૧૯, ૨૩, ૨૪, ૨૮, ૩૧. | ૨, ૬, ૧૦, ૧૪, ૧૫, ૧૮, ૨૭, ૩૦. | ૩, ૫, ૯, ૧૩, ૧૭, ૨૧, ૨૫, ૨૬. |

નોટ:—ઉપરના કોઠામાં તારીખો લખવામાં આવી છે તે અંગ્રેજી માસની સમજવી. (૧) જ્યારે કોઇ ચીજ ચોરાય, ગેરવલ્લે પડે અથવા (૨) જ્યારે કોઇ ચીજનો વેપાર, સોદો, કોટ-રીની ક્રિકિટ વિગેરે બાબતમાં જાણવાની ઇચ્છા ધરાવનારા ઇસમે તે દિવસે કેલેન્ડરમાં જોવું કે કઇ તારીખ છે. પછી તે તારીખ લઇ ઉપલા કોઠામાં જોવું કે તે તારીખ ક્યાં છે; પછી તુરત ખુલાસો મળશે. ખોવાયલી વસ્તુની બાબતમાં તે વસ્તુ કઇ દિશાએ ગઇ છે અને ક્યારે

મળશે તે તરત સમજાશે. માનવીની જીંદગી હમેશાં અચોક્કસ બનાવોથી ભરેલી છે. કયો બનાવ ક્યારે બનશે તેનું નક્કીપણું નહિ હોવાના કારણે જ્યોતિષ વિદ્યાની ઉત્પત્તિ થએલી છે. મ્હોટા મ્હોટા મહાત્માઓ પણ તેના આગળ પાણી ભરે છે. મહાત્મા ગાંધી જેવા પણ કહે છે કે એક વર્ષમાં સ્વરાજ મળશે તે બાબતમાં મારી ઘણીજ ચોક્કસ ગણત્રીને પણ બુદ્ધિએ દગો દીધો છે. અમેરિકા, જાપાન, અને લીવરપુલના વેપારી બજારની ચોક્કસ ગણત્રી કરનારા મશહુર વેપારીઓને કમોતે ક્યાં નથી મરવું પડયું? ટુંકમાં માનવીની ગણત્રી અને કુદરતની ગણત્રીનો સરવાળો એક થાય નહિ ત્યાં સુધી જીત નથી અને જીત નથી ત્યાં સુધી સુખ નથી અને ત્યાં સુધી અનેક અખતરાઓ અજમાવ્યા શિવાય છુટકો નથી.

## રમલ તથા તેને લગતા જુદા જુદા વિષયોના પત્રદ્વારા પૂછેલા સવાલોના જવાબઃ—

૧. અમદાવાદથી એક વિદ્વાન્ લેખક સદ્‌ગૃહસ્થ અમારો લેખ વાંચ્યા પછી તેઓને લખવાની પ્રેરણા થઇ તેથી પૂછે છે કે અમુક સ્થાનમાં લક્ષ્મી છે, તે કેટલી ઉંડી છે, ક્યા સ્થળ વિભાગમાં છે, કેટલી છે, અને સુવર્ણ, રૌપ્ય આદિ શું છે તે સર્વ રમલ શાસ્ત્રથી જોઇ શકાય છે એવું એક વખત એક રમલશાસ્ત્રીના પરિચયમાં આવતાં જાણી શકાયું છે. તો એ પ્રશ્ન આપ જોઇ શકશો કે કેમ? અને નિશ્ચયપૂર્વક આપ તે સંબંધી કહી શકશો કે કેમ? તે માટે અત્રેથી પ્રશ્ન કેવી રીતે કરવો? તે માટે આપની ફી શું છે? વિગેરે જણાવવા કૃપા કરશો તો ઉપકાર થશે વિ. વિ.

જવાબઃ—હા.

ભૂમિદ્રવ્ય સંબંધી રમલશાસ્ત્રમાં જેવા સ્પષ્ટ ખુલાસા આપ્યા છે તેવા કોઇપણ ઇતર શાસ્ત્રોમાં નથી. આ સંબંધી પણ એક મોટો લેખ આ માસિકમાં આગળ ઉપર લખવામાં આવશે. અદ્યાપિ પર્યંત ગુજરાતી ભાષામાં આ સંબંધીનું એકપણ પુસ્તક નથી, માટે અમારા બધા લેખો એકઠા કરીને "રમલશાસ્ત્ર" ગુજરાતીમાં પ્રસિદ્ધ કરવાની અમારી ઇચ્છા છે.

૨. અમદાવાદથી એક જ્યોતિષી નાનાલાલભાઇ નવગ્રહ વીંટી સંબંધી સવાલ પૂછે છે કેઃ—

સ૦ સાચાને બદલે હાલ ઘણાં ઇમીટેશન નંગ વીંટીમાં જડાવે છે તો તે ફાયદો કરતાં હશે કે કેમ?

જ. નહિ.

સ. સાત ધાતુની વીંટી કયા સમયમાં બનાવવી?

જ. પુષ્ય નક્ષત્રમાં.

સ. ગ્રહો અમુક અમુક વખતે બદલાય છે એટલે એકજ ગ્રહનું નંગ જડાવ્યું હોય તો તેનો અમલ તેના સમયમાં બતાવે પણ બીજા ગ્રહની દશા બેસે ત્યારે તે નંગ ફાયદો આપે કે નહિ તથા એવું કયા ગ્રહનું એકજ નંગ જડાવાય તો દરેક વખતે ફાયદો આપી શકે.

જ. ગ્રહ એક નથી તેમજ નંગ પણ એક નથી. જે ગ્રહ નડતો હોય તજ ગ્રહનું નંગ પહેરવામાં આવે તો જરૂર ફાયદો થાય છે અથવા નુકશાનથી બચી શકાય છે. એક વખતે ફાયદો થાય તો પછી તે નંગ બદલવાની જરૂર રહેતી નથી. હમારા સંબંધમાં આવેલા ઘણા સદગૃહસ્થો શનિનું નંગ એકવીસ વર્ષથી પહેરે છે. ફાયદો થયા પછી ને તેમને સદ્દલું હોવાથી તેઓ કાઢી નાખવા માગતા નથી. જનસમૂહનો એવો સ્વભાવ છે કે એક વખતે ફાયદો થયો તો પછી તે ચીજનો ત્યાગ કરતા નથી. નવગ્રહની વીંટી પહેરવામાં આવે તો અમુક અમુક વખતે બદલાતા ગ્રહો અને બીજા ગ્રહની બેસતી દશા વિગેરે થતા ફેરફારની બુરી અથવા માઠી દશામાંથી મુક્ત થવાય છે વિ૦.

૩.. મુંબઈથી એક પારસી ગૃહસ્થ રતનજીભાઇ અમારી પાસેથી ફાલ જોવાની ચોપડી હોય તો મોકલવા વિનંતિ કરે છે.

જ૦ ફાલનામા અથવા નજુમનામા સંબંધી કિતાબ અમારી પાસે જુની દસ્ત લિખિત છે અને તે શુકનાવળીને મળતી છે પણ ફાલ ઘણું તાજુબી ભરેલું છે. તે પ્રસંગને અનુસરીને આ માસિકમાં બહાર પાડવામાં આવશે. યૂરોપમાં નેપોલિયન બોનાપાર્ટ પોતાની પાસે ફાલનામાની ચોપડી રાખતા હતા અને સંકટ સમયે તેનો ઉપયોગ કરતા હતા. ફાલનામાની ચોપડી પોતાની પાસે હોય તો ઘડીએ ઘડીએ જોષીને ઘેર જવું પડે નહિ.

૪. મુંબઇથી પારસી બહેનો, ભાઇઓ, તથા ભરૂચ, અમદાવાદ પૂના વિગેરેથી કેટલાક સદગૃહસ્થોના ઘણા કાગળો અમારા ઉપર આવ્યા હતા. તેઓ પુછે છે કે આપને ત્યાં આવીને રમલ નાંખવું કે અહીંથી જોઇ શકાય છે.

જ૦ રમલ જોવાની ઘણી રીતો છે. તે પાસા વગર પણ જોઇ શકાય છે. આબેહૂબ ખરી અને તાજુબી ભરેલી રીતે જોવા સારૂ નીચે લખેલુ ફોર્મ ભરી મોકલવું કે જેથી હરેક બાબતના-ભૂત, ભવિષ્ય, વર્તમાન અને આકસ્મિક (Accidental) ના ખુલાસા મળશે; તે ઉપરાંત વર્ષફળ, માસફળ અને દિનફળ (yearly, monthly & daily horoscope) લખી આપવામાં આવશે.

## ફોર્મ.

૧. પુરેપુરૂં નામ અને અટક.

૨. ચાલુ ઉમર.

૩. લખવાનો વખત (સ્ટા. ટા.). ક. મી.

૪. લખવાનો દિવસ અને તારિખ.

૫. જે દેવ ઉપર શ્રદ્ધા હોય તે દેવનું નામ. તમારા દેવ મારફતે કંઇ ચમતકાર જોયો છે? હા, તો કયો.

૬. તમારા કુટુંબમાં અથવા જીંદગીમાં સારો અથવા માઠો બનાવ બન્યો હોય અને તે વખતો વખત આપને યાદ આવતો હોય તો તે લખો.

૭. જુદી જુદી આંકની સંખ્યા (Defferent numericals) નિચેના ચાર વર્તુલમાં લખોઃ—

   

૮. દુનિયામાં કઇ ચીજ આપને વધારે પ્યારી છે.

**નોટઃ—ઉપરનું ફોર્મ ભરતા પહેલા સ્નાન કરવું અને પોતાના ઇષ્ટદેવની એક કલાક પ્રાર્થના (Prayer) કરવી.**

પ કેટલાક સદ્‌ગૃહસ્થો પૂછે છે કે તમો રમલના પાસા વેચો છો કે કેમ અને તે કયાં મળે છે.

જ.—અમો પાસા વેચતા નથી. રમલના પાસા પંજાબ તરફ મળે છે. કોઇપણ ઉર્દુ જંત્રીમાં (Almanac) જોશો તો રમલના પાસાની જાહેર ખબર આપેલી હશે. તે પાસા સસ્તા મળે છે પણ વિધિસર બનાવેલા હોતા નથી. જુના પાસા ઘરઘરાઉ મળે તો તે લેવા સારા છે અથવા બનાવી લેવા ઉત્તમ છે. જો કોઇપણ જગોએથી પાસા ન મળે અને બનાવી ન લેવા હોય તો અમો તૈયાર બનાવી આપીશું. અમારી પાસે પાસાની કેટલીક જોડ છે પણ તે ન છુટકે વેચવાની છે, તે ખાસ ધ્યાનમાં રાખવું.

૬. મુંબઇ-વાલકેશ્વરથી એક બહેન લખે છે કે જ્યોતિષ ઉપરથી મારો વિશ્વાસ ઉઠી ગયો છે. મારા બધા પૈસા પાયમાલ થયા ને હાલ ઘણી ગંભીર સ્થિતિમાં આવી પડી છું. મને કરજમાંથી મુકત થવાની ઇચ્છા છે. આપના કલમથી મારૂં ભલું થાય તો મારા દુઃખી આત્માની દુવા તમને લાગશે. આ દુઃખી બહેનની ફિકર અને લાજ તમારા હાથમાં છે. વિ. વિ.

જ. આ બાઇ એક ગર્ભશ્રીમંતની દિકરી છે અને સટ્ટામાં (Speculation) બધા પૈસા ગુમાવ્યા છે આ બહેને સમજવું જોઇએ કે નબળા દિવસોમાં કેવળ ઇષ્ટદેવની આરાધના કરવી જોઇએ. જોષી લોકો કંઇ ઇશ્વરના દિકરા નથી કે બચાવે. આ બાઇએ ઇશ્વરપરાયણ રહેવું અને નૈમિષારણ્યમાં ૮૮ હજાર રૂષિ મુનિઓની સભા (Religious Parliament)માં પસાર થએલા ઠરાવ મુજબ શ્રી સત્યનારાયણની કથાનું વ્રત લેવું કે જેથી તેના દુઃખનો અંત સત્વર આવશે. આ બહેને અમારા ઉપર બીજા કાગળો લખવા નહિં. દેવામાંથી મુકત થવા સારૂ નિચેની વીંટી, ગુરૂ (Jupiter) પુષ્પ નક્ષત્રમાં આવે ત્યારે બનાવવી અને વિધિસર પહેરવી. કારણ તેમ કરવાથી માણસ દેવામાંથી મુકત થાય છે. આ અનુભવ સિદ્ધ અખતરો છે અને ઘણાને ફાવદો થએલો છે.

## વીંટી બનાવવાની રીત.

૧॥ દોઢ ગુંજ સોનું
૩ ત્રણ ગુંજ ચાંદી
૯ ૭ ગુંજ ત્રાંબુ

ઉપરની ધાતુંઓ મેળવીને વીંટી બનાવવી. તે જમણે હાથે પહેરવી. (પ્રમાણ-૭નું ૯૬ ગુંજ એટલે એક તોલો) ઉપરની વીંટી ગરીબમાં ગરીબ માણસ પણ બનાવી શકે છે કારણ કે તેમાં ખર્ચ બહુ થતો નથી. આનું ફળ ચમત્કારિક છે. કોઇએ ઉપરની વીંટીઓ બનાવીને વેચવાનો ધંધો કરવો નહિ તથા જનસમાજની જાણે તે સંબંધી જાહેર ફગાવ કરવી નહિ.

૭૭. મુંબઈથી ભાઇ સોરાબજી "વીસો યંત્ર" કોઇ સાધુ, ફકીર પાસેથી મળશે કે કેમ વિ૦ પૂછે છે.

૭૮. વીસાયંત્ર સંબંધી ઘણી ચમત્કારિક વાતો સાંભળવામાં આવે છે. કહેવત છે કે "જેની પાસે હોય વીસા, તેને સહાય કરે જગદીશા" આ દેવતાઇ યંત્ર ઘણું સારો શોધે છે. આ યંત્રથી સર્વ મનઃકામના સિદ્ધ થાય છે અને કોઇપણ પ્રકારની તકલીફ પડતી નથી. તે આફતમાં મદદગારની આપે છે અને દુઃખીઆને સુખીઓ બનાવે છે. સટ્ટા-સોરટીના વેપાર કરનાર માણસો તે પાસે રાખે તો ફાયદો થાય, પેટીમાં રાખે તો બરકત કાયમ રહે. સ્ત્રીઓ પાસે રાખે તો પુત્ર સુખ મેળવે. વીસાયંત્ર સર્વ જગોએ વિજય આપે છે એટલે આવો ચમત્કારિક ગુણ હોવાથી આ દેવતાઇ યંત્ર ગુપ્ત રાખેલો છે. આને શિવજીનું કવચ પણ કહે છે. તે જુદા જુદા નામથી મુંબઈ, કલકત્તા વિ. શહેરોમાં વેચાય છે. પણ તે શાસ્ત્રોક્ત છે કે કેમ તે તો રામજી જાણે. તે નવખાનાનો અથવા આઠ ખાનાનો હોય છે. આમાંના બન્ને જાત જાતનાં યંત્રો અમારી પાસે છે. પ્રાચીન જૈનભંડારમાંથી વીસાયંત્ર તથા તેનો મંત્ર વિગેરે અમો લાવેલા છીએ. આ માસિકમાં રમલશાસ્ત્ર ગણિતના લેખમાં જાતજાતના પંદરિઆ અને વીસાયંત્રો બહાર પાડવા અમારો વિચાર છે. શ્રી ગુરુજીની મરજી હશે તેમ થશે.

૭૯. મુંબઈના પારસી સદ્‌ગૃહસ્થ ડોસાભાઇ અફીણના લીલામનાં (Memo of Gt Opium Sales) આંક સંબંધી તાજુબીભરેલી ગણત્રી લખી જણાવે છે કે પહેલે મહિને રૂ. ૨.નો વેપાર કરીએ અને ખરો પડે તો ૯૦ આવે, પછી બીજે મહિને આખા મુકીએ ૪૫ તો ૨૨૫૦ આવે. તેમાંથી ત્રીજે મહિને અડધા ૧૧૨૫ મુકીએ તો ૫૬૨૫૦ આવે. આ મુજબ ફરકો ખરા પડે તો થોડાજ મહિનાઓમાં રૂપિઆ બેની મુડી ઉપર લખપતિ થવાય. તેઓ અફીણના લીલામનાં ફરકો માગે છે.

૮૦. અમારી ૫ મે મુંબઈ અમદાવાદ, સુરત ને કાઠીઆવાડમાંથી ઘણા લોકોના કાગળો આવ્યા છે. તેઓ ફરકની માગણી કરે છે. તે સંબંધી અમોએ જાતે ઘણી મહેનત કરેલી છે. કોઇ વખત ફરક સાચો આબેહુબ આવે છે ને કોઇ વખતે તદ્દન ખોટો પડે છે. ફરક ખરો કેમ આવે તે બાબતમાં અમારો બારીક અવલોકન તથા મહેનત ચાલુ છે. ફરકનો છેલ્લો આંક (Last Single number) અમો કાઢીએ છીએ તે બાર માસમાં નવ માસ આબેહુબ ખરા પડે છે.

તેમાં ચાર આંક ઉપર વેપાર કરવો પડે છે. તે ચાર આંકમાંથી એક આંક શ્રીગુરૂકૃપાથી ખરો પડે છે. તેમાં ઘરાકને પેદાશ થોડી થાય છે; કારણ કે એકના ડબલ થાય તેટલોજ લાભ મળે છે. પણ તેમાંથી ઉત્તમ, મધ્યમ ને કનિષ્ઠ એવા ભાગ પાડીને ઉત્તમ ઉપર વેપાર કરે અને બાકીના આંક ઉપર જોખમ રાખે તો લાભ થાય. લાભ ન થાય તો નુકશાનથી બચે એટલે મુડી (Capital) કાયમની કાયમ રહે. આ વેપારમાં હમેશાં જોખમ રાખીનેજ વેપાર કરવો કે નુકશાનથી બચાય. ફરક ચાર કાઢીને તેમાંથી એક ફરક સાચો પડે તો ઘરાકને મ્હોટો લાભ થાય અને તે હેતુ ધ્યાનમાં રાખીને પ્રાચીન નજૂમી અખતરા (experiments) કરવા જારી રાખ્યા છે. સ્વર્ગવાસી જૈન મુનીશ્રી નંદસાગરજીની પ્રાચીન હસ્તલિખિત પ્રતો, ચોબાજીના ગોરની પાસેથી તથા સ્વ. પુરવીઆ જ્યોતિષી શ્રી જીવણસિંગજી પાસેથી સાખીઓ, દોહા વિગેરેનો સંગ્રહ ઘણી મહેનતે કરેલો છે. શ્રી ગુરૂકૃપાએ અમો થોડા સમયમાં ફત્તેહમંદ થઈશું.

૯ કેટલાક ભાઇઓ તેજીમંદી અને ઘોડાની સરત સંબંધી પૂછે છે.

જ. આ સબંધી અમારો લેખ આ માસિકમાં આગળ ઉપર આવશે માટે ઉતાવળ કરવી નહિ. સમયને અનુસરીને દરેક કામ થશે. નાહક કાગળો લખવા નહિ અને અમારા સમયનો નકામો ખર્ચ કરાવવો નહિ. ઘોડાની સરત સંબંધી જૂની પુરાણી ફારસી કિતાબ ઉપરથી અમોએ એક પેટી બનાવી છે. ઇરાન દેશના બાદશાહ પાસે નજૂમી લોકો આ પેટીનો ઉપયોગ કરતા હતા. પહેલવાન લોકોની કુસ્તી, ઘોડાની દોડ વિગેરે સંબંધી કયો પહેલવાન જીતશે અથવા કયો ઘોડો આગળ આવશે તે નજૂમી લોકો બાદશાહને અવલથી જણાવતા હતા. આ પ્રાચીન શાસ્ત્રના આધારે બનાવેલી પેટી અમે લોકો સારૂ બાહાર પાડવાના છીએ અને તેનો સહેલી રીતે કેમ ઉપયોગ થાય અને પરિણામ (Result) આબેહૂબ કેમ ખરૂં આવે વિગેરે સંબંધી એક નોટ તૈયાર કરી તથા પૂરનો વિચાર કરીને આગળ પગલું ભરવાનો છીએ. આ સંબધી હાલમાં પુછપરછ કરવી નહિ.

૧૦ અમારા ઉપર ઘણા લોકોના કાગળો અમારૂં ઠેકાણું લખ્યા શિવાયના આવે છે જેથી વિદ્યાવિનોદી જીજ્ઞાસુ ગ્રાહકોને આવી નજીવી બાબતની થતી તકલીફ દૂર થવા સારૂ માસિકના તંત્રીજી સાહેબને અમોએ ખાસ વિનંતિ કરી છે કે હમારા તરફથી પ્રસિદ્ધ થતા દરેક લેખમાં હમારા પૂરેપૂરા નામ સહિત પૂરેપૂરૂં સરનામું બરોબર છપાય કે જેથી પત્રોની ડિલિવરીમાં વિલંબ થતો અટકે. આ બાબતમાં તેઓશ્રીએ ઘણા આનંદથી અમારી વાત માસિકના ગ્રાહકોના હિતાર્થે કબુલ રાખી છે.

૧૧. કેટલાક સદગૃહસ્થો અમારી ફી સંબંધી પૂછે છે તો તેના જવાબમાં લખવાનું કે અમોએ કોઇપણ બાબતમાં ફી નકકી કરી નથી. જેની ખુશીમાં આવે તે સત્કાર કરે, ગરીબોને મફત લાભ આપીએ છીએ. છેતરપંડી નહિ કરવી તેમજ પ્રમાણિકપણે ચોકકસ કામ કરવું એજ અમારો હેતુ છે. માટે ફી બદલની પુછપરછ નાહ કરવા ખાસ વિનંતિ છે.

૧૨ આ સિવાય બીજા ઘણા પત્રો, સરટીફીકેટો, ભેટ (presents) મુબારકબાદીના વિ. વિ. કાગળો આવેલા છે પણ તેમાં જનસમદને કંઇપણ જાણવાનું નાહ હોવાથી પ્રસિધ્ધ કર્યા નથી. (અપૂર્ણ).

# जातकी.

ભાષાન્તર કર્તા:—શાસ્ત્રી તુલજાશંકર ધીરજરામ પંડ્યા.

सूर्यो भौमस्तथा राहुः शनिर्मूर्तौ यदा स्थितः ॥
संतापं रक्तपित्तं च सौम्यैः सर्वैर्नारोगता ॥ १ ॥

લગ્નમાં સૂર્ય, મંગલ, રાહુ અથવા શનિ એ ચારમાંથી કોઇપણ પાપગ્રહ રહેલો હોય તો સંતાપ અને રક્તપિત્ત નામનો રોગ થાય છે; પણ જો શુભ ગ્રહોમાંથી કોઈ રહેલો હોય તો આરોગ્યપણું રહે છે.

આ ગ્રહો સામાન્ય રીતે અનિષ્ટકારક છે તોપણ સર્વ સમય તે રોગજ ઉત્પન્ન કરેછે એમ સમજવું નહિં. કારણ કે સિંહરાશિનો સૂર્ય જો લગ્નમાં હશે તો મનુષ્ય નિરોગીજ થશે. પરન્તુ તેજ જો શનિથી યુક્ત હશે અથવા શનિની તેનાપર દૃષ્ટિ પડતી હશે તો માત્ર મનુષ્ય વ્યાધિયુક્ત થશે. વળી ધનરાશિનો મંગળ જો લગ્નમાં હશે તો તે મનુષ્ય મજબુત અને નિરોગીજ થશે પણ તે મંગળ જો શનિની સાથે રહેલો અથવા તો તેનાપર શનિની દૃષ્ટિ પડેલી હશે તો તો તે રોગી થશેજ. આજ પ્રમાણે બીજા ગ્રહોના સંબંધમાં પણ જાણવું. રવિ અને મંગળ તે ઉષ્ણતા અને રક્તવિકાર ઉત્પન્ન કરેછે અને તેથી જો તે લગ્નમાં અગ્નિની રાશિમાં રહેલા હશે તો શરીરમાં ઉષ્ણતા અને ફોડકા વિગેરે રક્તવિકાર ઉત્પન્ન કરશેજ. એટલે જ્યોતિષીઓએ માત્ર ઉપલા શ્લોકપરજ ખાસ આધાર રાખી રહેવું નહિ પરંતુ ગ્રહોની યુક્તતા અને તેમના દૃષ્ટિક્ષેપ તરફ પણ લક્ષ આપવું.

क्रूराः सर्वे धनस्थाने धनहानिः प्रजायते ॥
धने सौम्याः सुखं सर्वं ऋद्धिवृद्धिसमागमः ॥ २ ॥

ધનસ્થાનમાં જો કોઇપણ ક્રૂર ગ્રહ રહેલો હોય તો ધનની હાનિ થાયછે; અને જો શુભ ગ્રહો રહેલા હોય છે તો સમૃધ્ધિની પ્રાપ્તિ થાય છે અને સર્વ પ્રકારનું સુખ મળે છે.

આ ધનસ્થાન એવું છે કે એમાં એક પણ પાપગ્રહ કામનો નથી. અને જો કદાચ પડેલો હોય છે તો તેથી ધનનો સંગ્રહ થઇ શકતો નથી, બાપદાદાઓએ મેળવેલું ધન પણ નાશ પામે છે; અને તે સંબંધમાં અનેક જાતના ટંટા ઉભા થાય છે; અથવા બીજી કોઇપણ પ્રકારની અડચણ આવતાં તે ધનનો ઉપભોગ થઇ શકતો નથી. આ એક સામાન્ય નિયમ છે, પરન્તુ જો તે પાપગ્રહ કોઇ શુભગ્રહથી યુક્ત હોય છે અથવા તો તેની શુભદૃષ્ટિ એ પાપગ્રહ પર પડેલી હોય છે તો હાનિ અત્યંત ઓછા પ્રમાણમાં થાય છે અને ધનનો થોડો ઘણો સંગ્રહ પણ થઇ શકે છે. પરંતુ જો એ ક્રૂર ગ્રહ શત્રુની રાશિમાંજ પડેલો હોય અને વળી શત્રુથી યુક્ત

અથવા શત્રુથી જોવાએલો હોય તો તો તે અત્યંત હાનિકારક થાય છે અને પોતાની પાસે જે કંઈ દ્રવ્ય હોય છે તે સર્વ નાશ પામે છે અને ઉલટું દેવું થાય છે, અને ક્વચિત જન્મભર કરજદાર રિયતિજ ભોગવવી પડે છે.

क्रूरास्तृतीयगाः सर्वे बांधवै रहितो भवेत् ॥
सौम्या भ्रातृभिः संपूर्णैः कीर्तिवांश्च जितेन्द्रियः ॥ ३ ॥

આ ત્રીજા સુહૃત્સ્થાનમાં જો ક્રૂર ગ્રહો રહેલા હોય છે તો તે ભાઈઓ વિનાનો હોય છે એટલે તેને ભાઈઓનુ સુખ મળતુ નથી; પણ જો એ સ્થાનમાં શુભગ્રહો પડેલા હોય છે તો તે અનેક ભાઈવાળો અર્થાત્ ભાઈઓના સંપૂર્ણ સુખવાળો, કીર્તિવાળો અને જીતેન્દ્રિય થાય છે.

આ ત્રીજા સ્થાનમા બંધુ, બહેન અને પરાક્રમ સબંધી સુખનો વિચાર કરવામા આવે છે. આ સ્થાનમાં જો પાપગ્રહ પડેલો હોય તો તેથી માણસ પરાક્રમી, અને શૂર થાય છે પણ તેને ભાઈ બેનનુ સુખ બીલકુલ મળતુ નથી, અને તેમાં પણ જો તે પાપગ્રહ શત્રુની સાથે અથવા શત્રુથી જોવાએલો હોય તો તો તેને એક પણ ભાઈ કે બહેનનું સુખ મળતુ નથી. પરન્તુ એજ પ્રમાણે જો એમાં એ પાપગ્રહ શુભગ્રહ યુકત અથવા શુભગ્રહની દ્દષ્ટિવાળો હોય છે અથવા તો એ સ્થાનમાં શુભગ્રહ પડેલો હોય છે તો તે પ્રમાણે ઓછાવત્તા પ્રમાણમા ભાંડુઓનું સુખ તેને મળે છે અને તેવી રીતનોજ તે મહાપરાક્રમી પણ થાય છે.

तुर्यस्थाने स्थिताः क्रूरा बालके मातृकष्टदाः ॥
सौख्यं सौम्याः प्रकुर्वन्ति राजसन्मानदायकाः ॥ ४ ॥

જેના ચતુર્થ સ્થાનમા ક્રૂર ગ્રહો પડેલા હોય છે તેની માતાને તે અત્યંત કષ્ટ આપનારા થાય છે પરંતુ જો તેમા શુભગ્રહો પડેલા હોય છે તો તે માણસ અનેક પ્રકારના સુખને તથા રાજસન્માનને પણ પ્રાપ્ત થાય છે.

આ ચોથા સ્થાનમા ઘર, ક્ષેત્ર, વાહન, મિત્ર અને માતા સંબંધનો વિચાર કરવામા આવે છે. એટલે જો આ સ્થાનમા કોઈ પણ પાપગ્રહ રહેલો હોય છે તો આ ઉપરોક્ત પ્રકારમાથી ઘર, ક્ષેત્ર, વાહન વિગેરે કોઈનુ પણ સુખ મળતુ નથી, કારણ કે કુંડલીમા જો આ સ્થાનમા પાપગ્રહ રહેલા હોય છે તો તે સ્થાન અત્યંત હલકું ગણાય છે. આ સુખ સ્થાન છે. અને એમા જો કોઈ શુભગ્રહો પડેલા હોય છે તો ઘર, ક્ષેત્ર, વાહન વિગેરેનુ ઉત્તમ પ્રકારનું સુખ મળે છે અને તેવી રીતે રાજદરબારમાંથી પણ સારૂં માન મળી શકે છે. વળી ગાડી, ઘોડા, હાથી, પાલખી વિગેરે વાહનોનુ પણ સુખ સારૂ મળેછે. પરંતુ આ સર્વ ફળ શુભ ગ્રહના પર અવલંબીને રહેલુ છે. વળી પાપગ્રહ પણ જો ઉત્તમ સ્થિતિમા એટલે ઉચ્ચનો, શુભગ્રહ યુક્ત અથવા શુભગ્રહથી દ્દષ્ટ થઈને રહેલો હોય છે તો તેને પણ વાહન વિગેરેનુ

સુખ ઓછાવત્તા પ્રમાણમાં મળે છે; પણ તે સુખ સર્વદા ટકતું નથી અથવા તો કોઇ કોઇ વખતે તે સંબંધી અત્યંત દુઃખ ભોગવવાનો સમય આવેછે. શ્રીરામચંદ્રજીની જન્મકુંડલીમાં આ ચોથા સ્થાનમાં શનિ ઉચ્ચનો થઇને રહ્યો હતો, અને તે શનિના હેતુથીજ રામચંદ્રજીને ઘરબાર છોડી વનવાસ કરવાનો વખત આવ્યો હતો. વળી તેમને માતા સંબંધી સુખ તો કેવું હતું તે સર્વ કોઇની જાણબહાર નથી, અને તે પ્રસિદ્ધજ છે. વળી આ સ્થાનમાં જો શુભગ્રહ બલવાન્ હોય છે તો તે માણસ દયાળુ અને કપટ વિનાનો હોય છે પરંતુ જો પાપગ્રહ હોય છે તો તે નિર્દય તથા કપટી થાયછે. પરન્તુ પાપગ્રહ પણ જો ઉચ્ચ સ્થિતિનો અથવા ઉત્તમ પ્રકારનો રહેલો હોય છે તો તેનું ફળ એકંદર સારૂંજ મળે છે.

सुतस्थाने शुभाः सर्वे पुत्रसंतानकारकाः ॥
क्रूराः संततिमृत्युंच कुपुत्रं वा धरासुतः ॥ ५ ॥

આ પાંચમાં સુતસ્થાનમાં જો સર્વ શુભગ્રહો રહેલા હોય છે તો પુત્રસુખ આપે છે, અને જો ક્રૂર ગ્રહો રહેલા હોય છે તો પ્રજા હમેશાં મૃત્યુ પામે છે; અને જો મંગળ રહેલો હોય છે તો દુષ્ટ પુત્ર ઉત્પન્ન થાય છે।

આ સ્થાનપરથી બુદ્ધિ, વિદ્યા, મંત્ર, ગર્ભ અને પુત્રપુત્રીઓ સંબંધી સુખ દુઃખ જોવામાં આવેછે. પહેલું, ત્રીજું, પાંચમું, સાતમું, નવમું અને અગીઆરમું એ સર્વ ગર્ભસ્થાનો ગણાય છે, પરંતુ તેમાં આ પાંચમું સ્થાન એ મુખ્ય ગર્ભસ્થાન તરીકે ગણાવવામાં આવેલું છે. સંતતિ અને ગર્ભ એનો સામાન્ય વિચાર આ સ્થાનમાં કરવામાં આવે છે. આ સ્થાનમાં જો શુભ ગ્રહ હોય છે તો પુત્રપ્રાપ્તિ થાય છે અને સંતાનસંબંધી સુખ સારી રીતે મળે છે, અને જો પાપગ્રહો રહેલા હોય છે તો તે ગર્ભ અને સંતતિનો નાશ કરેછે અથવા તો સંતતિ થવા છતાં પણ તે રોગિષ્ટ અથવા દુષ્ટતાવાળી ઉત્પન્ન થાય છે. સંતતિ સંબંધનો આ વિચાર સામાન્ય છે. ગ્રંથકાર બાર શ્લોકમાંજ દ્વાદશ ભાવનું વર્ણન પુરૂં કરે છે એટલે તે સામાન્ય રીતેજ અહીંઆ ફળ કહે એ સ્વભાવિક છે. સંતતિ સંબંધી વિચાર ગ્રહ અને રાશિ, અથવા તેમના પર પડતી ગ્રહ વિગેરેની દષ્ટિ અને લગ્ન, ચંદ્ર તથા ગુરૂ એ સર્વના પર આધાર રાખે છે. એટલે કે તે સર્વના પર લક્ષ આપી ત્યાર પછીજ તેનું ફલવિશેષ નક્કી થઇ શકે છે. હવે મંગળ અને રાહુ એ ગ્રહો વિશેષે કરી ગર્ભપાત કરેછે અથવા તો બાળક ઉત્પન્ન થતાંજ તેને મૃત્યુવશ કરેછે. શનિ સંતતિ પ્રાપ્ત થવામાં વિલમ્બ કરાવે છે. રવિ એ સામાન્ય મારક છે. ગુરૂ એ મંગળ અથવા શનિથી યુક્ત હોય કે તેઓની એના પર દૃષ્ટિ પડતી હોય તો તેનું પરિણામ સંતતિ પર ખોટી રીતનું આવે છે કારણ કે ગુરૂ અને શનિનો યોગ એ વંશનો નાશકર્તા છે. આ યોગ જો થયો હોય તો બહુધા તેને પુત્ર થતોજ નથી, પરંતુ તેમાં જો વળી કોઇ શુભ યોગ થયો હોય તો

એકાદ વખત પુત્ર ઉત્પન્ન થાય છે પરન્તુ આખરમાં તો તે મરણજ પામે છે અને વંશનો ઉચ્છેદ થાય છે. પરંતુ આ પ્રમાણે શુભ અશુભ યોગ અથવા તો ગ્રહો પરની શુભાશુભ ગ્રહોની દૃષ્ટિ વિગેરે અનેક પ્રકારની બાબત જોઇ તે પરથીજ એના ફલનો વિચાર કરવામાં આવે છે.

षष्ठे पापा नरं कुर्युः शत्रुपक्षविदारितम् ॥
सौम्याः कष्टं महारोगं षष्ठे चन्द्रे च मृत्युदः ॥ ६ ॥

છઠ્ઠા સ્થાનમાં જો પાપગ્રહો રહેલા હોય છે તો મનુષ્યના સર્વ શત્રુઓનો નાશ થાય છે, અને જો શુભગ્રહો રહેલા હોય છે તો તે મહાકષ્ટ આપે છે તથા મોટો રોગ ઉત્પન્ન કરે છે. આ છઠ્ઠા સ્થાનમાં જો ચન્દ્ર રહ્યો હોય તો તે મૃત્યુદાયક જાણવો.

આ છઠ્ઠા સ્થાનમાં મુખ્યત્વે માતુલપક્ષનું સુખ, રોગ, શત્રુ, ચાર પગાળાં જાનવર, સેવા, ભય, વ્રણ, વિઘ્ન, ક્લેશ અને ઉપદંશનો વિકાર એટલી વાતનો વિચાર કરવામાં આવેછે. છઠ્ઠા સ્થાનમાં જો પાપગ્રહો હોય છે તો માતુલપક્ષ તરફનું સુખ બીલકુલ મળતુ નથી તેમજ ચાર પગવાળાં જાનવરનું, અને સેવકસંબંધી સુખ પણ મળતું નથી; પણ શત્રુનો નાશ થાય છે, વિઘ્નો દૂર થાય છે અને નિર્ભયતા પ્રાપ્ત થાય છે. આથી વ્રણ, ક્લેશ કે ઉપદંશના વિકાર તેમજ બીજા કેટલાક રોગ પણ મટી જશે એમ માનવુ નહિ પણ તે પણ સાધારણ રીતે ઓછા પ્રમાણમાં થતા જાય છે. વળી એજ પ્રમાણે જો છઠ્ઠા સ્થાનમાં શુભગ્રહો રહેલા હોય છે તો તે માણસ દુઃખી તથા રોગી થાય છે એમ કેટલાકનો મત છે પણ તે બરાબર નથી. કારણ કે છઠ્ઠા સ્થાનમાં રહેલો ચંદ્ર મૃત્યુ આપનારો થાય છે એ કહેવાનો ભાવાર્થ એવો છે કે જો કુંડલીમાં છઠ્ઠા સ્થાનમાં ચંદ્ર રહ્યો હોય તો શરીર રોગયુક્ત થાય છે, શત્રુસંબંધી પીડા આવી પડે છે, સર્વત્ર અપકીર્તિ થાય છે. આ પ્રમાણે તેનો અર્થ કરવો જોઇએ અને તેથી કેવળ ચંદ્રથી મૃત્યુજ થાય છે એમ સમજવું યોગ્ય નથી. આ પ્રમાણે દરેક શુભ ગ્રહોને માટે પણ સમજવું.

कुभार्या सप्तमे क्रूराः सौख्यं सौम्या मनःप्रिया ॥
गुरुशुक्रौ सह स्याताम् रूपलावण्यशालिनी ॥ ७ ॥

સાતમા સ્થાનમાં જો ક્રૂર ગ્રહો રહેલા હોય છે તો તે માણસને સ્ત્રી ઉત્તમ પ્રકારની મળતી નથી, પરંતુ જો એમાં સૌમ્ય ગ્રહો રહેલા હોય છે તો તેને પોતાને મનપસંદ સ્ત્રી તથા સુખ મળે છે. વળી જો ગુરૂ અને શુક્ર એ સ્થાનમાં સાથે રહેલા હોય છે તો તેને અત્યંત સ્વરૂપવાની-દેખાવડી સ્ત્રી મળે છે.

અહીંઆં મૂળમાં કુભાર્યા એ શબ્દ છે. એનો અર્થ એવો લેવો કે જે સ્ત્રી અલ્પાયુ, ગાળાગાળી કરનારી, દુષ્ટ, દુરાચારી, અસત્ય બોલનારી, અને પતિને ત્રાસ આપનારી હોય તે સ્ત્રી. આ સાતમા સ્થાનમાં પ્રવાસ, નષ્ટ થએલી વસ્તુ, દુકાનદારી,

ચોરાઇ ગએલું દ્રવ્ય, વ્યભિચાર, ન્યાયમંદિર, યુદ્ધ, વિવાદ, સ્ત્રીસુખ અને મૂત્રાશય સંબંધી વિકાર વિગેરેનો વિચાર કરવામાં આવે છે; પરંતુ ગ્રન્થકારે ખાસ કરીને સ્ત્રી સંબંધીજ સારા નરસા ફળનું વિશેષ પ્રમાણમાં દિગ્દર્શન કરાવેલું છે અને તે ઘણે અંશે બરાબર છે.

खेटाः सर्वे महादुष्टा अष्टमस्थानसंस्थिताः ॥
शशाङ्कश्च विशेषेण जन्मकाले च मृत्युदः ॥ ८ ॥

આઠમા સ્થાનમાં જે કોઇપણ ગ્રહ રહેલો હોય છે તો તે સર્વ ખરાબ ફળ આપનાર થાય છે. અર્થાત્ તેમાં કોઇપણ ગ્રહ સારો કહી શકાતો નથી અને તેમાં પણ વિશેષમાં જો ચન્દ્ર રહેલો હોય છે તો તે જન્મસમયમાંજ મૃત્યુ આપનારો થાય છે.

આ આઠમા સ્થાનપરથી પ્રાચીન દ્રવ્ય, કોઇના વીલ પરથી મળનારૂં ધન, મરણનાં કારણ, મૃત્યુનો યોગ તથા ગુહ્ય પીડા વિગેરે વાતોનો ખાસ કરીને વિચાર કરવામાં આવે છે. બીજું સ્થાન તે ધનનું સ્થાન છે અને તેની બરાબર સામે આ આઠમું સ્થાન છે અને તેથી આ પરથી પણ ધનનું ફળ જોવામાં આવે છે. પરંતુ ધનસ્થાન પરથી કોઇ બાહ્ય સ્પષ્ટ ધનનો વિચાર કરવામાં આવે છે જ્યારે આ આઠમા સ્થાનપરથી ગુપ્તધનનો વિચાર કરવામાં આવે છે. આટલો આ બે સ્થાનોમાં ફરક છે. આજ પ્રમાણે જેમ છઠ્ઠા સ્થાનપરથી સ્પષ્ટ–ખુલ્લા બાહ્ય શત્રુનો વિચાર કરવામાં આવે છે તેજ પ્રમાણે તેની બરાબર સામે રહેલા વ્યય સ્થાન પરથી ગુપ્ત શત્રુના ફળનો વિચાર કરવામાં આવે છે. આ ગ્રન્થકારના મત પ્રમાણે આઠમા સ્થાનમાં સર્વ ગ્રહ ખરાબ ફળ આપનારા થાય છે પરંતુ ખરી રીતે જોતાં આઠમાં સ્થાનમાં રહેલા ગ્રહો ખરાબજ ફળ ન આપતાં ગુપ્ત ધનને માટે સારૂં ફળ આપનારા થાય છે. વિવાહમાંથી પ્રાપ્ત થનું અથવા તો પોતાના શ્વસુરપક્ષ તરફથી પ્રાપ્ત થનારૂં, લાંચ રૂશ્વતથી મળનારૂં, વારસ વિનાના માણસ તરફથી મળનાર તથા સોરડીમાંથી કે જમીનમાં દટાઇ રહેલું એમ કોઇપણ પ્રકારના એકાએક મળનારા ધનની પ્રાપ્તિનો વિચાર આ આઠમાં સ્થાનમાં રહેલા ગ્રહોપરથીજ કરવામાં આવે છે. અને તેથી આ સ્થાનમાં રહેલા ગ્રહો તદ્દન ખરાબ ફળ આપનારા છે એ માનવું યોગ્ય નથી.

धर्मस्थाने स्थिताः पापा नरान् कुर्वन्ति पापिनः ॥
शीलवंतः पुण्यधियो धर्मस्थाः शुभकर्मदाः ॥ ९ ॥

આ નવમા ધર્મસ્થાનને વિષે પાપ ગ્રહો રહેલા હોય છે તો તે મનુષ્યોને ઘણાં પાપો કરાવે છે અને તેમનાં પાપોને પ્રસિદ્ધ કરીને તે પાપી માણસોની અપકીર્તિ કરાવે છે; પરંતુ જો એ ધર્મસ્થાનને વિષે શુભ ગ્રહો રહેલા હોય છે તો તે મનુષ્યોને ઉત્તમ સ્વભાવવાળા, અને પવિત્ર બુધ્ધિવાળા બનાવે છે.

આ સ્થાન પરથી યાત્રા, ધર્મ, ગુરૂ, ભાગ્ય, દાન, તપ, કીર્તિ, લોકશિક્ષણ વિગેરેનો વિચાર કરવામાં આવે છે, અને તેથી આ સ્થાનમાં જેમ પાપગ્રહો ન હોય તેમ વધારે ઉત્તમ છે. પાપગ્રહ જો બળવાન હશે તો વખતે મનુષ્ય ભાગ્યશાલી થશે પરંતુ બીજાં કાંઇ ઉત્તમ કર્તવ્ય તેના હાથથી થશે નહિ. અર્થાત્ આ સ્થાનમાં રહેલા શુભગ્રહો જેમ વિશેષ પ્રમાણમાં હશે તે પ્રમાણે મનુષ્ય તેના ધર્મકર્તવ્ય તરફ વિશેષ પ્રીતિવાળો થશે અને તેના હાથથી યાત્રા વિગેરે ઉત્તમ પ્રકારનાં કાર્યો વિશેષ પ્રમાણમાં થશે અને જેટલા પ્રમાણમાં શુભગ્રહ ઓછા અને પાપગ્રહ વધારે અથવા શુભગ્રહ બીલકુલ હોયજ નહિ તો તે માણસ ધર્મકર્તવ્યથી તદ્દન વિમુખ, યાત્રાદિ ઉત્તમ કર્તવ્યથી રહિત અને હમેશાં અનુચિત કર્મ કરવામાંજ પ્રીતિવાળો થશે અને તેનાં તેવાં કર્તવ્યો ગમે તેવાં ગુપ્ત છતાં પ્રગટ થતાં વાર લાગશે નહિ અને તેથી તે તેની અપકીર્તિકારક થઇ જગતમાં તેને નિન્દ્ય ગણાવશે.

कर्मणि क्रूरा दारिद्र्यं पितृमातृविवर्जितम् ॥
सौख्यं सौम्याः प्रकुर्वन्ति राजसन्मानदायकाः ॥ १० ॥

આ દશમા કર્મસ્થાનને વિષે જો ક્રૂર ગ્રહો રહેલા હોય છે તો તે મનુષ્યને દરિદ્રી કરે છે. તેમજ પિતાના અને ભાઇઓના સુખથી રહિત કરે છે; પરંતુ જો એમાં સૌમ્ય-શુભ ગ્રહો રહેલા હોય છે તો તે ઉત્તમ પ્રકારનું સુખ અને રાજા તરફથી સન્માન અપાવે છે.

આ દશમા સ્થાનને રાજ્યસ્થાન કહેવામાં આવે છે. આ ભાવપરથી કોઇપણ પ્રકારના રાજકીય વિષયની વાત, નોકરી, ધંધો, વૈભવ, પિતાનું સુખ તથા યજ્ઞ વિગેરે પુણ્ય કર્મનો વિચાર કરવામાં આવે છે. આ સ્થાનમાં કોઇપણ ગ્રહ હોય તો અડચણ નથી. શનિ અને મંગળ એ જો કે દશમા સ્થાનમાં મુખ્ય છે તો પણ તે તથા બીજા પાપગ્રહો પિતાના સુખને માટે લાભકારક હોતા નથી, અને શુભગ્રહો ને માટે તો કાંઇ કહેવાનું છેજ નહિ, કારણ કે, તે સર્વ ગ્રહો પિતાનું સુખ ઉત્તમ પ્રકારનું આપે છે તેમજ રાજકીય સન્માન વિગેરેની તેમજ યજ્ઞાદિ પુણ્યકર્મની પ્રાપ્તિ સત્વર કરાવે છે એમાં સંશય નથી.

लाभस्थाने ग्रहाः सर्वे बहुलाभफलप्रदाः ॥
गजाश्वपतिं सौम्यादिक्रूराः कुर्वन्ति कुंजरान् ॥ ११ ॥

આ લાભસ્થાનને વિષે રહેલા સર્વ ગ્રહો અનેક પ્રકારના લાભો તથા ફ્લોને આપવાવાળા છે. તેમજ તે સૌમ્ય તથા ક્રૂર ગ્રહો હાથી ઘોડાવાળો તે મનુષ્યને બનાવે છે.

આ અગીઆરમા લાભસ્થાનને વિષે હાથી, ઘોડા, પાલખી વિગેરે વિવિધ પ્રકારના ઐશ્વર્યનો તેમજ સર્વ પ્રકારની દ્રવ્યપ્રાપ્તિનો વિચાર કરવામાં આવે છે. એટલે આ સ્થાનમાં કોઇપણ ગ્રહ હોય તો પણ હરકત કરતો નથી. આ સ્થાનમાં જે ગ્રહ જેટલા પ્રમાણમાં બળવાન હશે તેટલા પ્રમાણમાં મનુષ્યને ઐશ્વર્યની ઓછી વધતી પ્રાપ્તિ થાય છે. આ સ્થાન પાંચમા સ્થાનની બરાબર સામે આવેલું છે અને તેથી જો એમાં કોઇપણ પાપગ્રહ રહેલો હોય છે તો તે બરાબર સામે રહેલા પાંચમા સ્થાનના ગર્ભ અને સંતતિનો મારક થાય છે.

कुचैलिनं तथा काणं पापिनमतधीतिनम् ॥
महाकुष्ठं मकुर्वन्ति व्ययस्थाने गता ग्रहाः ॥ १२ ॥

આ બારમા વ્યયસ્થાનમાં રહેલો કોઇપણ ગ્રહ મનુષ્યને મલિનવસ્ત્ર પહેરનારો, કાણો, પાપબુદ્ધિવાળો, વિદ્યાથી હીન, તથા મહાકોઢના રોગવાળો કરે છે.

આ બારમા સ્થાનપરથી સર્વ પ્રકારના ખરચો, શુભ શત્રુ, દરિદ્રતા, કેદ, શય્યા વિગેરેનું સુખ અને મરણ પછીની મનુષ્યની ગતિ એટલું જોવામાં આવે છે. આ સ્થાનમાં એકંદર કોઇપણ ગ્રહ હોવો ન જોઇએ. તેમાં ખાસ કરીને પાપગ્રહ તો બીલકુલજ ન હોવો જોઇએ. કારણ કે આ સ્થાનમાં જો મંગળ પડ્યો હોય છે તો તે આખોની પીડા, અત્યંત ખર્ચ, તથા સ્ત્રીને પીડા કરનારો થાય છે અને જો શનિ રહેલો હોય છે તો અનેક પ્રકારનાં સંકટ, કેદ, મારફાડ, ખરાબ હાલત તેમજ દરિદ્રતા પ્રાપ્ત કરાવે છે. અને એજ પ્રમાણે જો એ સ્થાનમાં બીજા પાપગ્રહો રહેલા હોય છે તો તે મનુષ્યને તેના મૃત્યુ પછી ઉત્તમ લોકની પ્રાપ્તિ થવા દેતા નથી પરન્તુ અધમ યોનિમાં જન્મ અપાવે છે તેમજ તેને અસત્ કર્મ કરવામાં તત્પર રાખે છે; પરંતુ જો એ સ્થાનમાં શુભ ગ્રહ રહેલા હોય છે તો તેને મૃત્યુ પછી ઉત્તમ લોકની પ્રાપ્તિ થાય છે તેમજ તે હમેશાં સત્કર્મમાં જ પૈસાનો વ્યય કરનારો થાય છે.

॥ इति द्वादशभावाः ॥

आदौ जीवे पंचमे वा दशमे चन्द्रमा भवेत् ॥
राजयोगं विजानीयात् स्वकुले नायको भवेत् ॥ १३ ॥

લગ્નમાં ગુરૂ હોય અને પાંચમા તથા દશમા સ્થાનમાં જો ચંદ્રમા રહ્યો હોય તો તેને રાજયોગ જાણવો અને એવા યોગવાળો માણસ પોતાના કુળનો મહાન્ અમીર થાય છે.

લગ્નમાં સિંહરાશિનો ગુરૂ હોય અને દશમા સ્થાનમાં વૃષભરાશિનો થઇને ચંદ્ર રહેલો હોય, અથવા મેષલગ્નમાં ગુરૂ હોય અને પાંચમા સ્થાનમાં સિંહરાશિનો ચંદ્ર હોય; તેમજ મીનલગ્નમાં ગુરૂ હોય અને ચંદ્ર કર્કરાશિનો થઇને પાંચમા સ્થાનમાં રહ્યો હોય અથવા લગ્નમાં કર્કરાશિનો ગુરૂ હોય અને દશમા સ્થાનમાં મેષરાશિનો ચંદ્ર હોય તો તે મનુષ્ય મોટી યોગ્યતા પ્રાપ્ત કરે છે। આ સિવાય બીજી રાશિઓના યોગો સાધારણ સમજવા. આવા પ્રકારના યોગ પર જન્મેલો માણસ કુલદીપક થઇ કુલનો ઉધ્ધારક બને છે.

भ्रातृस्थाने यदा जीवो लाभस्थाने यदा शशी ॥
संजातो ब्रह्मणस्थो विख्यातः कुलदीपकः ॥ १४ ॥

ત્રીજા સુખસ્થાનમાં જો ગુરૂ રહ્યો હોય અને અગીઆરમા લાભ સ્થાનને વિષે જો ચંદ્ર રહ્યો હોય તો એવા યોગને વિષે જન્મેલો માણસ પ્રખ્યાત અને કુલદીપક થાય છે.

ત્રીજા સ્થાનથી અગીઆરમું સ્થાન નવમું છે અને અગીઆરમા સ્થાનથી ત્રીજું સ્થાન પાંચમું છે તેથી ઉપર કહ્યા પ્રમાણેનો ગુરૂ અને ચંદ્રનો નવપંચક નામનો યોગ થાય

આ સ્થાન પરથી યાત્રા, ધર્મ, ગુરૂ, ભાગ્ય, દાન, તપ, કીર્તિ, લોકશિક્ષણ વિગેરેનો વિચાર કરવામાં આવે છે, અને તેથી આ સ્થાનમાં જેમ પાપગ્રહો ન હોય તેમ વધારે ઉત્તમ છે. પાપગ્રહ જો બળવાન હશે તો વખતે મનુષ્ય ભાગ્યશાળી થશે પરંતુ બીજાં કોઈ ઉત્તમ કર્તવ્ય તેના હાથથી થશે નહિ. અર્થાત આ સ્થાનમાં રહેલા શુભગ્રહો જેમ વિશેષ પ્રમાણમાં હશે તે પ્રમાણે મનુષ્ય તેના ધર્મકર્તવ્ય તરફ વિશેષ પ્રીતિવાળો થશે અને તેના હાથથી યાત્રા વિગેરે ઉત્તમ પ્રકારનાં કાર્યો વિશેષ પ્રમાણમાં થશે અને જેટલા પ્રમાણમાં શુભગ્રહ ઓછા અને પાપગ્રહ વધારે અથવા શુભગ્રહ બીલકુલ હોયજ નહિ તો તે માણસ ધર્મકર્તવ્યથી તદ્દન વિમુખ, યાત્રાદિ ઉત્તમ કર્તવ્યથી રહિત અને હમેશાં અનુચિત કર્મ કરવામાંજ પ્રીતિવાળો થશે અને તેનાં તેવાં કર્તવ્યો ગમે તેવાં ગુપ્ત છતાં પ્રગટ થતાં વાર લાગશે નહિ અને તેથી તે તેની અપકીર્તિકારક થઈ જગતમાં તેને નિન્દ્ય ગણાવશે.

कर्मणि क्रूरा दारिद्र्यं पितृमातृविवर्जितम् ॥
सौख्यं सौम्याः प्रकुर्वन्ति राजसन्मानदायकाः ॥ १० ॥

આ દશમા કર્મસ્થાનને વિષે જો ક્રૂર ગ્રહો રહેલા હોય છે તો તે મનુષ્યને દરિદ્રી કરે છે તેમજ પિતાના અને ભાઈઓના સુખથી રહિત કરે છે; પરંતુ જો એમાં સૌમ્ય-શુભ ગ્રહો રહેલા હોય છે તો તે ઉત્તમ પ્રકારનું સુખ અને રાજા તરફથી સન્માન અપાવે છે.

આ દશમા સ્થાનને રાજ્યસ્થાન કહેવામાં આવે છે. આ ભાવપરથી કોઈપણ પ્રકારના રાજકીય વિષયની વાત, નોકરી, ધંધો, વૈભવ, પિતાનું સુખ તથા યજ્ઞ વિગેરે પુણ્ય કર્મનો વિચાર કરવામાં આવે છે. આ સ્થાનમાં કોઈપણ ગ્રહ હોય તો અડચણ નથી. શનિ અને મંગળ એ જો કે દશમા સ્થાનમાં મુખ્ય છે તો પણ તે તથા બીજા પાપગ્રહો પિતાના સુખને માટે લાભકારક હોતા નથી. અને શુભગ્રહો ને માટે તો કાંઈ કહેવાનું છેજ નહિ, કારણ કે, તે સર્વ ગ્રહો પિતાનું સુખ ઉત્તમ પ્રકારનું આપે છે તેમજ રાજકીય સન્માન વિગેરેની તેમજ યજ્ઞાદિ પુણ્યકર્મની પ્રાપ્તિ સત્વર કરાવે છે એમાં સંશય નથી.

लाभस्थाने ग्रहाः सर्वे बहुलाभफलप्रदाः ॥
गजाश्वपतिं सौम्यादिक्रूराः कुर्वन्ति कुंजरान् ॥ ११ ॥

આ લાભસ્થાનને વિષે રહેલા સર્વ ગ્રહો અનેક પ્રકારના લાભો તથા ફલોને આપનારાળા છે. તેમજ તે સૌમ્ય તથા ક્રૂર ગ્રહો હાથી ઘોડાવાળો તે મનુષ્યને બનાવે છે.

આ અગીઆરમા લાભસ્થાનને વિષે હાથી, ઘોડા, પાલખી વિગેરે વિવિધ પ્રકારના ઐશ્વર્યનો તેમજ સર્વ પ્રકારની દ્રવ્યપ્રાપ્તિનો વિચાર કરવામાં આવે છે. એટલે આ સ્થાનમાં કોઈપણ ગ્રહ હોય તો પણ હરકત કરતો નથી. આ સ્થાનમાં જે ગ્રહ જેટલા પ્રમાણમાં બળવાન હશે તેટલા પ્રમાણમાં મનુષ્યને ઐશ્વર્યની ઓછી વધતી પ્રાપ્તિ થાય છે. આ સ્થાન પાંચમા સ્થાનની બરાબર સામે આવેલું છે અને તેથી જો એમાં કોઈપણ પાપગ્રહ રહેલો હોય છે તો તે બરાબર સામે રહેલા પાંચમા સ્થાનના ગર્ભ અને સંતતિનો મારક થાય છે.

શ્રીગણેશાય નમઃ

# વિહિત શુદ્ધ પંચાંગ તો સાયન પંચાંગજ હોય.

અનુવાદક—રા. કૃષ્ણરામ બહાલજી ભટ્ટ, માધવપુરકર.

(પૃષ્ઠ ૯૦ થી ચાલુ)

પછી સુલભતાને વાસ્તે ક્રિયા જે ઠેકાણે વિશેષ આવશ્યક પડે તે ઠેકાણે તે ચાલ છોડી દઇને પદાર્થ જો કે ગતિમાન છે છતાં પણ તેનેજ ગ્રહણ કરી તેની સાથે બીજા પદાર્થની ગતિ માપવી પડે છે. ઉદાહરણ–નક્ષત્રો જો કે સ્થિર છે તો પણ....દિવસનો આરંભ સૂર્યોદય ઉપરથી કરવો ઠીક પડે છે, પરંતુ આ દિવસનું માન અનિયમિત હોવાને લીધે ગણિત કરવાને મધ્યમ માનથી ચાલનારો એક રવિ કલ્પવો પડે છે અને તેના પ્રમાણે ચાલવું પડે છે. આ રીતિથી જોતાં ઋતુ સંપાત ઉપર આધાર રાખે છે ત્યારે વર્ષનો આરંભ સંપાતસંબંધિત હોય તે વધારે સારૂં એમ અમને પણ લાગે છે. પરંતુ 'यद्यपि शुद्धं लोकविरुद्धं नाकरणीयं नाचरणीयम्' આ વાક્યનો અમલ ભારી છે એમ પણ જણાય છે. આ માન પૈકી કયું ખરૂં, કયું ખોટું; કયું સુગમ, કયું દુર્ગમ; કયું સશાસ્ત્ર, કયું અશાસ્ત્ર તેનો કયારેય કોઇએ વિચાર કીધો છે? જે વખતે જેવો પ્રસંગ તે તે વખતે તેવું તેવું માન ગ્રહણ કરી લેવાય છે।

સૂર્યસિધ્ધાન્તનું વર્ષમાન ૩૬૫ દિ. ૧૫ ઘ. ૩૧ પ. ૩૧ વિ. અને ૨૪ પ્ર. વિ. છે. આ વર્ષમાન ભુલભરેલું છે એટલે કે તેને સુધારવું જોઇએ તે ખરૂં છે. કેરોપંત–ટિળક–કેતકર પક્ષ એમ કહે છે કે, આ વર્ષમાન નાક્ષત્રસૌર છે, અને આ વર્ષનું માન હમણાના સૂક્ષ્મ વેધ ઉપરથી ૩૬૫ દિ. ૧૫ ઘ. ૨૨ પ. ૫૩ વિ. ૧૭ પ્ર.વિ. છે એમ સિદ્ધ થયું છે. બન્નેમાં માત્ર ૮ પળનોજ ફરક છે. સૂર્યસિદ્ધાન્તનું વર્ષમાન નાક્ષત્રસૌર હોવાને લીધે વાસ્તવિક આરંભ-સ્થાન સ્થિર હોવુંજ જોઇએ. પરંતુ તે આઠ પળ વધારે હોવાને લીધે આરંભસ્થાન ૯૨ સાલ સુમારે એકેક આગળ આગળ જાય છે. આજ પદ્ધતિ જો કાયમ રહી તો કાલાન્તરે અશ્વિનીનો તારો આરંભસ્થાન ઉપર આવશે, અને આગળ ક્રમ પ્રમાણે ભરણી, કૃત્તિકા વગેરે તારાઓ ક્રમે ક્રમે આરંભસ્થાન ઉપર આવી જશે. એટલે કે આ વર્ષમાન ૮ પળ શુદ્ધ કરી લેવું જોઇએ.

સન ૧૯૦૫ માં મુંબઇમાં ભરાએલા જ્યોતિષસંમેલનમાં નિરયન ગણનાના સર્વ અભિમાની જ્યોતિષીઓએ આને માન્ય કર્યું, પરંતુ ખુબી એવી કરી કે, વર્ષારંભ વખતે સૂર્યસિદ્ધાન્તોક્ત વર્ષમાન લઇ રવિ પણ તદ્રૂપ લીધો. આગનોસ શકે ૧૮૨૬ માંના

---

૨૨/૨૩ દરમ્યાનનાં લીધા અને અયનગતિ ૫૮ વિકળા ઉપર અને ૫૯ વિ. ની અંદરની લીધા, અને આરંભસ્થાન અયનાંશાનુરૂપ લીધું. આ પ્રમાણે ગ્રંથારંભ વખતે સ્વીકારેલી વાત ગ્રહણ કરવી એમ બહુમતિથી ઠર્યું. પછી દક્પ્રત્યય સારૂ સર્વ ગ્રહોને બીજ સંસ્કાર આપી તે ગ્રંથારંભ વખતે પ્રત્યક્ષ વેધ સાથે મળે તેવી રીતે ગ્રંથ કરવો.

જો કે વર્તમાન સૂર્યસિદ્ધાન્તોક્ત લેવામાં આવ્યું અને તેજ સિદ્ધાન્ત પ્રમાણે રવિ પણ લીધો તો પણ અયનાંશ તે સિદ્ધાન્ત પ્રમાણે લીધા નહિ, તે ૨૨ | ૨૩ દરમ્યાનના લીધા એટલે કે ગ્રહલાઘવીયજ કે તેને મળતા લીધા. "**મેષવિષુવ દિવસે ગ્રંથાગત રવિ અને સાયન મેષાદિ બને વચ્ચે જે અંતર પડે તે અયનાંશ**" એવું અયનાંશનું લક્ષણ છે તે લક્ષણ પ્રમાણેજ ગ્રંથારંભ વખતે અયનાંશ લીધા.

અયનગતિ એટલે કે સંપાતગતિ વાસ્તવિક ૫૦.૧૦ વિકલા છે. પરંતુ વર્તમાન ૮ પળ અધિક હોવાને લીધે તે ગતિ ૫૮ વિ. ની ઉપર અને ૫૯ વિ. ની અંદરની લેવામાં આવી.

**આરંભસ્થાન** અયનાંશાનુરૂપ લેવાનું સ્વીકારવામાં આવ્યું તે પણ યોગ્યજ થયું. આ **આરંભસ્થાન** કમિટીના આરંભસ્થાન પૂર્વે સુમારે ૪ અંશ ઉપર છે.

આ પ્રમાણે મુંબઇની સભાએ ઠરાવ્યું હતું. અને તે લોકમાન્ય ટિકળની અનુમતિથીજ ઠર્યું હતું. આ ગ્રંથારંભ કાલની સ્થિતિ એટલે કે ગ્રંથનો પાયોજ નંખાયો. આ પાયા ઉપર જે ઇમારત ઉભી કરવાની હતી તે બીજ સંસ્કૃત અયનગતિ લઇ અને સર્વે ગ્રહોને બીજ સંસ્કૃત કરી લઇ ઉભી કરવામાં આવી છે. માત્ર વર્ષમાનનેજ કોઇપણ સંસ્કાર દેવામાં આવ્યો નહિ પરંતુ અયનગતિ શુદ્ધ કરેલી હોવાથી વર્ષમાન શુધ્ધ નાક્ષત્ર સૌર લીધા પ્રમાણેજ થયું. સૂર્યસિદ્ધાન્તના વર્ષને મંડપશીલાનો અધિકાર માત્ર મળ્યો, ગ્રંથારંભ વખતે સૂર્યસિદ્ધાન્તના વર્ષમાનને પ્રથમ અર્ધ્ય આપવમાં આવ્યો એટલુંજ, પણ વર્ષમાન તો નાક્ષત્ર સૌરજ સ્વીકાર્યું.

સાંગલીમાં સમેલન થયું. તેમાં વિશેષ આટલું કરવામાં આવ્યું કે **આરંભસ્થાન** ઉપર "**નિઃશરે રેવતીયોગ તારાને**" મકવામાં આવ્યો. બાકીની સુધારણા મુંબઇના ઠરાવાનું રૂપજ છે. પણ આરંભસ્થાન ૪ અંશ પાછળ ખેંચવાને લીધે મેષાદિ **નિરયન સંક્રાન્તિ** ૪ દિવસ પાછળ આવવા લાગી અને અધિક માસમાં પણ ભિન્નતા આવવા લાગી!

તાત્પર્ય એટલુંજ કે, સાંગલીના ઠરાવ અને મુંબઇના ઠરાવમાં જે વિરોધ દેખાય છે તે ફક્ત એકજ ઠેકાણે અને તે ઠેકાણું આરંભસ્થાન, અને આમાં કયું ખરૂં અને કયું ખોટું; કઇ વાત યુક્તિભરેલી અને વ્યવહાર્ય અને કઇ અયુક્તિક અને અવ્યવહાર્ય તેનો આપણે વિચાર કરવો જોઇએ.

મુંબઇમાં ભેગા થયેલા જ્યોતિર્વિદોએ પરંપરા કાયમ રાખી સુધારણા પત કરી છે. આ સંબંધમાં 'કેસરી'ના સંપાદક લો. મા ટિળકે તા. ૬ માર્ચ સને ૧૯૦૫ ના 'કેસરી' માં પોતાનો મત પ્રકટ કર્યો હતો. તે નીચે પ્રમાણે:—

(અપૂર્ણ.)

# વેધ તથા વેધશાળાઓ

લેખક:

જ્યોતિષાચાર્ય-સિદ્ધાન્તવાગીશ-પંડિત-ચતુર્ભુજ લાધારામ ત્રિવેદી.

વ્યધ્ તાડને ધાતુ ઉપરથી વેધ શબ્દ સિદ્ધ થાય છે, અને એનો અર્થ દૃષ્ટિ શલાકા, યષ્ટિ (લાકડી) તેમ નલિકા અથવા કોઇપણ યંત્ર (Instuinnnont) દૂરબીન (Telescope) આદિ વચ્ચે રાખી આંખો વડે જે ગ્રહો અથવા નક્ષત્રો તેમ કોઇપણ આકાશ અથવા પૃથ્વી ઉપરની વસ્તુ જોવામાં આવે તેને વેધ કહે છે, અર્થાત્ તે દૃષ્ટિસૂત્ર અથવા શલાકા અથવા યંત્રથી આકાશની અથવા ભૂમિની વસ્તુનાં બિંબ (ગોળો) અથવા આકાર મધ્યે ભાગે દૃષ્ટિરૂપી અસ્ત્ર વડે વિંધાય છે, તેથી પણ તેને વેધ કહે છે; અને તે કેવળ દૃષ્ટિથી કરેલો હોય તેને દૃષ્ટિવેધ, અને યંત્રથી કરેલો હોય તેને યંત્રવેધ, કહેવામાં આવે છે. અને તેવાં વેધ કરવાનાં ઘણા પ્રકારનાં સાધનો જે સ્થાનમાં સ્થિર કરી, રાખેલાં હોય તેને વેધશાળા (Observatory) કહે છે.

## હિંદુસ્થાનમાં વેધ લેવાનો રિવાજ ક્યારથી થયો?

યદ્યપિ પાશ્ચાત્ય વિદ્વાનો કહે છે કે ભારતવર્ષમાં પ્રાચીન સમયમાં અર્થાત્ વેદ-રચનાના કાળમાં તેમ વેદાંગ રચનાના કાળમાં વેધ લેવાનો તેમ વેધશાળાઓ બાંધવાનો રિવાજ કોઇપણ ઠેકાણે જોવામાં આવતો નથી, તેમ પ્રાચીન કાળમાં ભારતના લોકો વેધને સમજતા પણ ન હતા, અને ત્યાર બાદ પાશ્ચાત્ય દેશોથી તેમ ગ્રીક વિદ્વાનો પાસેથી ભારતના લોકો જ્યોતિષ વિદ્યા શીખેલા છે, અને પાશ્ચાત્યોએ તો હજાર દોઢ હજાર વર્ષ પૂર્વે પણ વેધ લિધા છે, અને તેઓ ઉપરથી ગ્રહોની ગતિ સ્થિતિ જાણવાના કેટલાક મૂળાંકો તેમ ખગોળ અને ભૂગોળની વસ્તુઓના સિદ્ધાન્તો ઠેરવ્યા છે; પરંતુ આ પ્રમાણે તેમનું માનવું ઘણુંજ ભૂલભરેલું છે, કેમકે ભારતવર્ષની અંદર અનાદિ કાળથી સ્વયંપ્રકટ થયેલા વેદોમાં પણ એટલો બધો જ્યોતિષનો વિષય મળી આવે છે, કે જે જોઇ એમ સિદ્ધ થાય છે કે સૃષ્ટિની પૂર્વે પણ ભારતવર્ષની અંદર જ્યોતિષ શાસ્ત્ર ઘણું ઉન્નત દશામાં હતું, અને વેધ લેવાનો સંબંધ જ્યોતિષશાસ્ત્રની સાથે ઘણોજ અંગત્યનો હોવાથી તેમ ગણતરી કરી લાવેલી કોઇપણ વસ્તુનો નિર્ણય વેધ વગર ન થઇ શકતો હોવાથી, ખગોળની બધી વસ્તુઓ અનુમાન પ્રમાણથી અને ગણતરીથીજ આવતી હોવાથી, તેમની ખરાખોટાની પરીક્ષા કરવા માટે અર્થાત્ પ્રત્યક્ષ જોવા માટે વેધનુંજ શરણ લેવું પડતું હોવાથી, કેટલીક બાબતો તો પહેલાં વારંવાર વેધ લિધા વગર સિદ્ધ પણ ન થતી હોવાથી, ભારતવાસિઓએ તેવી બાબતોનો નિર્ણય ઘણી શોધપૂર્વક કરેલો હોવાથી, અને પ્રત્યક્ષમાં યંત્રવેધની નહિ પણ દૃષ્ટિવેધની બાબતો ઘણે ભાગે જોવામાં આવતી હોવાથી, ભારતવર્ષમાં વેધ લેવાની

પરંપરા અનાદિ કાળથીજ છે એમ સિદ્ધ થાય છે. જો અનાદિ કાળથી ન માનીએ અને પાશ્ચાત્ય લોકોના કહેવા પ્રમાણે વેદ, વેદાંગ તેમ સૂત્ર આદિનો સમય પાંચ હજાર, ૫૦૦૦ વર્ષની અંદરનો પણ માનવામાં આવે તોય તે લોકો કરતાં તો ભારતવર્ષમાં આ બાબતની ચર્ચા પહેલાંથીજ છે એ નિર્વિવાદ સિદ્ધ છે. જો કે વેદ, વેદાંગ અને સૂત્રોમાં કોઇપણ ઠેકાણે પ્રત્યક્ષ વેદનું અથવા વેધાલયોનું વર્ણન જોવામાં આવતું નથી પણ તે સંબંધી ઘણી બાબતો મળી આવે છે કે જે વેધના જ્ઞાન વગર અથવા ખગોળના જ્ઞાન વગર તેમ આકાશ તરફ સૃષ્ટિ ચમત્કાર જોવાના રિવાજ વગર લખી શકાયજ નહિ. એ પ્રત્યક્ષ રૂપે નહિ લખવાનું કારણ એટલુંજ છે કે પ્રાચીન કાળમાં ભારતવર્ષની અંદર લખવાનો રિવાજ ઘણે ભાગે ન જોવામાં આવતો હોવાથી અને બધી બાબતો મોઢેથી શીખવા તેમ શીખવવાનો રિવાજ હોવાથી તેવા સ્પષ્ટ ઉલ્લેખો મળતા નથી, પણ તે સંબંધી બાબતો અર્થાત્ ગ્રહનક્ષત્રોની ગતિ, તેઓના આકારો, અને ગ્રહણો સંબંધી કથાઓ તેમ ચંદ્રની શુક્લ વૃધ્ધિ, અને શૃંગોન્નતિના વિષયો, ધૂમકેતુ આદિ સંબંધી ઘણી બાબતો ઋગ્વેદ તેમ વેદાંગોમાં મળી આવે છે. જેમ કેઃ-

यं वै सूर्यं स्वर्भानुस्तमसा विध्यदासुरः ।
अत्रयस्तमन्वविंदन्न ह्यन्ये अशक्नुवन् ॥ ऋ. सं. ५।४०

જે સૂર્યને રાહુ નામના રાક્ષસે અંધકાર વડે આચ્છાદિત કર્યો તે વિધાને અત્રિ સારી પેઠે જાણતા હતા. અને બીજાઓ આ બાબતમાં અસમર્થ હતા, આવા પ્રકારે ગ્રહણની બાબત જોવામાં આવે છે તેથી ઋગ્વેદ કાળમાં પણ તેઓને પૃથ્વીની છાયાથી ચંદ્રગ્રહણ અને ચંદ્રથી સૂર્ય ગ્રહણ થાય છે એ જ્ઞાન હતું અને તેથીજ તમ શબ્દ અને રાહુ શબ્દ ઉપલા મંત્રની અંદર નોખા નોખા લખેલા છે અને પુરાણમાં લખેલાં રાહુકર્તૃક ગ્રહણ, અને જ્યોતિષશાસ્ત્રમાં લખેલ ભૂછાયાકર્તૃક ગ્રહણ છે. એ બાબતના વિરોધનો પરીહાર જેમ ભાસ્કરાચાર્યે કરેલો છે તેમજ આ ઉપરના મંત્રમાં પણ છે, અને તે ગ્રહણનો સ્પર્શ મોક્ષકાળ પણ જાણતા હતા એ બાબત પણ સ્પષ્ટ થાય છે. ભાસ્કરાચાર્ય ગ્રહણની બાબતનો વિરોધ પરીહાર નિચે પ્રમાણે કરે છેઃ-

राहुः कुभामण्डलगः शशाङ्कं शशाङ्कगः छादयतीनबिम्बम् ।
तमोमयः शम्भुवरप्रदानात् सर्वागमानामविरुद्धमेतत् ॥

सिद्धान्तशिरोमणि-गोलाध्याय.

અંધકારરૂપ રાહુ નામનો રાક્ષસ મહાદેવના વરદાનથી પૃથ્વીની છાયામાં પ્રવેશ કરી ચંદ્રમાને ઢાંકે છે, અને ચંદ્રમાં પ્રવેશ કરી સૂર્યને ઢાંકે છે, એમ માનવાથી પુરાણ અને જ્યોતિષથી બતાવેલા વિરોધની એકવાક્યતા થઇ જાય છે.

एष हि पंचदश्यामपक्षीयते पंचदश्यामापूर्यते ( तै. ब्रा. )

આ ચંદ્ર અમાવાસ્યાએ ક્ષીણ થાય છે અને પુર્ણિમાએ પાછો પુરો થાય છે, એ ચંદ્રનાં ક્ષય વૃધ્ધિની બાબત તૈત્તરીય બ્રાહ્મણમાં મળી આવે છે તે ઉપરથી ચંદ્રનાં ક્ષય વૃદ્ધિનું જ્ઞાન તેઓને સારી પેઠે હતું, અને તેઓ ચંદ્રની કલાક્ષય અને કલાવૃદ્ધિ પણ જોતા હતા એ સ્પષ્ટ જણાય છે. [અપૂર્ણ]

## આકાશમાં ચમત્કારિક દેખાવ.

કોલ્હાપુરે ખાતે તા૦ ૨૫-૨૬ સપ્ટેમ્બરે એટલે મંગળ ને બુધવારે સવારે ૧૦ થી ૨ વાગ્યા સુધીમાં આકાશમાં ચમત્કારિક દેખાવ માલમ પડયો હતો. એવો દેખાવ તા૦ ૨૩ મી સપ્ટેમ્બર ને રવિવારે મુંબઇમાં જોવામાં આવ્યો હતો, એવું એક બેશીના કાગળપરથી મને માલમ પડયું હતું. તેમણે એ દેખાવ પહેલ વહેલો જોવાથી અજાયબ થઇને મને લખી જણાવ્યું હતું. જવાબમાં મે લખ્યું હતું કે એવા દેખાવથી કદી કાંઇ ભય આવી પડવાની નીશાની જણાય છે. એવોજ વિચાર ઘરડા માણસોએ જાહેર કરેલો હતો, એમ આપના પત્ર પરથી જણાય છે.

પણ સૂર્યની આસપાસ કાળાં વાદળાં રૂપી ચક્રના દેખાવ વીશે હું ભુલતો ન હોઉં તો મારા એક હીંદુ પંડિત મિત્રે મને "વિચિત્ર જ્ઞાનભંડાર" નામે સંસ્કૃત ભાષામાં પ્રગટ થયેલા પુસ્તકને આધારે ખુલાસો કર્યો હતો. જે પુસ્તક વાંચી જોવાને હું વિદ્વાન્ વાંચનારાઓને સૂચના કરૂં છું.

### પણ અનુભવ શું કહે છે?

આગલ મેં એવા વિચિત્ર દેખાવો જોએલા છે, અને તેનાં પરીણામો તપાસેલાં છે. તે ઉપરથી મેં મારા મજકુર બેશીને લખી જણાવેલું કે કોઇ આસપાસની "સેંકડો માઇલોની નજીકની વિસ્તારની જગ્યા કે જગ્યાઓમાં પવનનાં તોફાનો અને ધરતીકંપો થશે." ના, એટલુંજ નહી પણ જંગલોમાં આગ વરસી રહે છે, જવાળામુખી પર્વતો ફાટી જાય છે, દરીઆમાં ગંજાવર પાણીના વમલો થઇ તેમાં સ્ટીમરો સપડાઇ નાશ પામે છે. ભયંકર રેલો અને વાવાઝોડાના તોફાનો, મેગનેટીક સ્ટોર્મસ, અને રના જગ્યાઓમાં ઓચીંતી આગો લાગે છે, કોલસાના જથા અને કોલસાની ખાણોમાં ધડાકા થાય છે, તોફાનોને લીધે પહાડ જેવાં મોજાં ઉંચાં ઉડે છે, ને શહેરોનાં શેહેરો નાશ પામે છે. આ સર્વમાંથી એકો વખતે એકથી વધુ કહેરો વરસે છે.

હમણા સર્પના પ્રાણીઓની મોસમ ચાલતી હોવાથી તેમાં આડકતરી રીતે આવી આફતોને કારણો મલે છે.

વળી કમનસીબ સંજોગો એ છે કે હાલ ખગોળશાસ્ત્રીઓ (Astronomers) અને જ્યોતિષ વીદ્યા જાણનારાં (Astrologers) પૃથ્વી પર ભયંકર આફતો પડવાની આગાહી કરવામાં એકમત થયલા છે. તેઓના જણાવવા પ્રમાણે ફ્રાન્સ, ઇટલી, ગ્રીસ વીગેરે યુરોપના મોટા ભાગો ધરતીકંપથી નાશ થશે. તે પણ ભવિષ્યની વાત છે, એટલામાં તો ધરતીકંપે જાપાનનો

નાશ લાવી મુકીને આ આગાહીના થોડાક ભાગ બાબતની સચાઇ પુરવાર કરી આપી છે. હવે પછી શું થશે તે ખોદાને હસ્તક વાત છે. પણ મને ઘડી ઘડી એજ વિચાર થાય છે કે મુંબઇ શહેર જેવા ગીચવસ્તીવાલા ટાપુને ખોદા બચાવે !

તા૦ ૨૩ મીએ મુંબઇમાં સૂર્યના ધાબાં દેખાયાં તેની આગમચના દિવસોમાં ઇરાન ને બીજા મુલકોમાં ધરતીકંપો થયા હતા. કેટલીક જગ્યાઓ નાશ પામી હતી. પાછળથી આના આંચકા કાઠિયાવાડ વાંકાનેર ખાતે અને સીમલાથી ૫૦૦ માઇલ દૂર વિસ્તાર પરની જગ્યાઓમાં લાગેલા જણાયા હતા, એટલુંજ નહી પણ તા૦ ૨૭-૯-૨૩ની રાતે લખનૌ નજીક ખેરી નામે જગાએ ૨૪॥ ઇંચ ધોધમાર વરસાદ પડી ગોમતી નદીમાં બારે હોલ્મના પાણી ચડયાં ને હજી ઉતરી ગયા નહીં કે તુરતજ બીજી રેલ ચઢવાના સમાચાર. ફરી ઉલ્લેખ વધુ ખરાબીઓ દુનિયાના બીજા ભાગોમાં શી થઇ છે, તે આપણને માલમ નથી.

અને અ૯
આદિ સં૦

લી૦ દીનશા દાદાભાઇ દોરડી.
નવસારી.

अत्र

જે સૂર્યને

પેઠે જાણતા હતા. એ

બાબત જોવામાં આવે ।

## આકાશમાં ચમત્કારિક દેખાવ.

અને ચંદ્રથી સૂર્ય ગ્રહણ

### ઉપલા મંત્રની અંદર નોખા જની આસપાસ વરસાદની કમાન.

જ્યોતિષશાસ્ત્રમાં લખેલ ભૂછણરપત્રી છાપામાં જણાવે છે કે ગયા મંગળવારે અને બુધવારે ભાસ્કરાચાર્યે કરેલો છે તેમજ સની વખતે ૧૦ અને ૨ વાગ્યાની વચ્ચે આકાશમાં સુરજની પણ જાણતા હતા એ બાબત પ. ળા રંગનું ગોળ કુંડાળું નજરે પડતું હતું. જેની કીનારીમાં પરીહાર નિચે પ્રમાણે કરે છે:–

राहुः कुभामण्डलगः ચકતા હતા. આ કુંડાળાની એક તસવીર માને પડછાયો પણ

समोमयः शम्भुवरप्रदानात् દેખાતો હતો. આ બે બનાવ જોઇને શહેરના

દિસાહતની નીશાનીજ માનવા લાગ્યા.

અંધકારરૂપ રાહુ નામનો રાક્ષસ મહાદેવના વરદાનથી
ચંદ્રમાને ઢાંકે છે, અને ચંદ્રમાં પ્રવેશ કરી સૂર્યને ઢાંકે છે, એ
જ્યોતિષથી બતાવેલા વિરોધની એકવાકયતા થઇ જાય છે. ગાહી.

एष हि पंचदश्यामपक्षीयते पंचदश्यामापूर्यते (

આ ચંદ્ર અમાવાસ્યાએ ક્ષીણ થાય છે અને પૂર્ણિમાએ ત્ર જણાવે છે કે મહાત્માજીના
ચંદ્રના ક્ષય વૃધ્ધિની બાબત તૈત્તારીય બ્રાહ્મણમાં મળી આવે કે આ ૧૯૨૩ ની તા૦ ૧૯ મી
વૃદ્ધિનું જ્ઞાન તેઓને સારી પેઠે હતુ, અને તેઓ ચંદ્રની કલાક
હતા એ સ્પષ્ટ જણાય છે.

# વિધિનું વૈચિત્ર્ય

અથવા

## પ્રબોધિ પાટલ પુષ્પ.

લેખકઃ—

બ્રહ્માનંદ.



(૧)

શુભ રાત્રિ ગ્રીષ્મ ઋતુતણી નભ ચંદ્ર ચળકે તેજથી,
વાતો સુગન્ધિત પુષ્પચયનો પવન જાણે હેતથી;
ઉદ્યાન કે એક ખીલ્યું હતું નવનવિન વૃક્ષોથી ભર્યું,
પુષ્પો ખીલે જ્યાં પ્રેમથી તે ઉપર તેજ હતું ઠર્યું. ૧

શોભા અલૌકિક દીસતી પાસે તરંગે ઉછળતું,
મીનબાળ કુદકારા કરે એવું સરોવર ત્યાં હતું;
બાંધ્યા ધવલ પાષાણથી ત્યાં ઘાટ તટ ઉપર ઘણા,
ખીલે કમળ જ્યાં જલમહીં સૌંદર્યમાં ત્યાં શી મણા. ૨

એહાં હતાં કો કર્મથી તટ ઉભય પર જુદાં પડી,
વિરહાસહિષ્ણુ યહિ ચકવો પત્ની તેની, તે ઘડી;
ઝાડો તણા ત્યાં ઝુંડમાં ફફડાવતાં પાંખો ધીમે,
માળામહીં, કિલકાર કરતાં અન્ય પક્ષીઓ રમે. ૩

પડતાં સરોવર. ઊર્મિમાં કિરણો સુધામય ચંદ્રનાં,
અળકેન્દ્ર મિશ્રિત જલમહીં ત્યાં અલ્પ શું આનંદમાં;
ઉદ્યાનરચનાં સંજોગ હતી, સરોવર–મધ્યમાં,
તે સ્થાન સુંદર થઇ પડ્યું'તું સર્વ જનનાં વૃન્દમાં. ૪

ત્યાં રમ્ય શોભા નિરખવા એ ગ્રીષ્મની રજનીતણી,
આવ્યો સુબંધુ સ્નેહથી જે પ્રીત છલકાવે ઘણી;
બે બેન સાથે ભ્રાત તટપર—બાંક જ્યાં મુકયો હતો,
તે ઉપર બેસી શાન્ત ચિત્તે ચન્દ્રને જોતો હતો. ૫

भरिक्तपाणिर्दैवज्ञं शृणुयात्पुत्रजन्मनि ॥ स्वयं वा जातकं प्राज्ञः चिन्तयेच्छास्त्रयोगतः ॥ ११ ॥ लग्ने मातृपितृसुतावर्केन्दुकुजकेतवः ॥ रविसौरिकुजा घ्नंति द्वितीये मातरं तथा ॥ १२ ॥ बुधस्तृतीये जननीं चतुर्थे राहुरात्मजम् ॥ पञ्चमेऽर्केन्दुमन्दाराः पितरं सोदरात्मजैः ॥ १३ ॥ षष्ठे सपापकश्चन्द्रो हन्ति पुत्रेण मातरम् ॥ सप्तमेपि तथा पापा निहन्ति जननीं निजाम् ॥ १४ ॥ अष्टमे नवमे चैव तनयं हन्ति चन्द्रमाः ॥ दशमेपि तथा प्रोक्तो न केन्द्रे देवपूजितः १५॥ एकादशस्था भयदाः सर्वकामफलप्रदाः ॥ द्वादशे रविमंदाराः पितृमातृसुतांस्तथा ॥ १६ ॥ आदित्यचन्द्रमन्दाश्च पञ्चसप्तवियद्गताः॥ निहन्युस्ते क्रमात् पुत्रमातृतातान्न संशयः ॥ १७ ॥

પિતાએ પુત્રજન્મ સમયે શાસ્ત્રીય રીત પ્રમાણે સારા જોશીને બેલાવી દક્ષિણા આપી, બાળકનું ભવિષ્ય જોવરાવવું, અથવા તો વિદ્વાન્ પિતાએ પોતેજ શાસ્ત્રાનુસાર પુત્રનું જનક ભવિષ્ય જોવું. ૧૧. જો લગ્નમાં સૂર્ય, ચંદ્ર, મંગલ અને કેતુ એ નિર્બળ હોય તો માતા, પિતા અને પુત્રને નેષ્ટ ફળ આપે, અને જો દ્વિતીય સ્થાનમાં સૂર્ય, શનિ અને મંગળ એ ત્રણ હોય, તો માતાને નેષ્ટ ફળ આપે. ૧૨. ત્રીજે બુધ હોતાં માતાને નેષ્ટ છે, અને ચોથા ભાવે રાહુ આવ્યો હોય તો જન્મનાર બાળકને કષ્ટ આપે. વળી જો પાંચમે સૂર્ય, ચંદ્ર, શનિ અને મંગળ એ સાથે હોય તોં તે પોતાના પિતાને ભાઇઓ અને પુત્રો સહિત નેષ્ટ ફળ આપે છે. ૧૩. જો છઠ્ઠા સ્થાનની અંદર પાપગ્રહયુક્ત ચંદ્રમા હોય તો તે જન્મનાર અને તેની જનેતાને નેષ્ટ ગણાય. અને તેવીજ રીતે સાતમે પણ પાપગ્રહ માતાને કષ્ટ આપનારો ગણાય છે. ૧૪. જો આઠમે અથવા નવમે ભાવે ચંદ્રમાં આવ્યો હોય તોં તે અને દશમે રહેલો આ ચંદ્રમાં પણ જો કેન્દ્ર સ્થાનમાં ગુરૂ ન આવ્યો હોય તો બાળકને નેષ્ટ છે. ૧૫. જન્મનાર બાળકને ગમે તે શુભ, તથા પાપ ગ્રહ લાભ સ્થાનમાં કે અગીઆરમે ભાવે આવ્યા હોય તો તેઓ દરેક શુભ ફળને આપનારા છે. પરંતુ જો બારમે સૂર્ય, શનિ તથા મંગલ એ ક્રૂર ગ્રહો હોય તો તે પિતા, માતા અને પુત્રને ભય આપે છે. ૧૬. સૂર્ય, ચંદ્ર અને શનિ એ ક્રમે કરી પાંચ, સાત ને દશમે ભાવે આવ્યા હોય. તો તે અનુક્રમે, પુત્ર, માતા, અને પિતાને નેષ્ટ છે. ૧૭.

रन्ध्रस्थानस्थिताः सर्वे ग्रहाः प्राणहराः शिशोः ॥ तस्मिंस्थितो धरासूनु मीतुलस्यैव मृत्युदः ॥ १८ ॥ उदये भूमिपुत्रस्तु सप्तमे सहजे धने ॥ सूर्यसौरी यदि स्यातां सद्यो मरणसूचकौ ॥ १९ ॥ हिबुके शीतभानौ च सप्तमे यदि भूमिजः मातुर्मरणमाप्नोति सप्ताहान्न संशयः ॥ २० ॥ द्वादशे मन्दसूर्यौ च क्षीणचन्द्रस्तु सप्तमे ॥ पितुर्मरणदः सद्यः शुभदृष्टः शरत्त्रये ॥ २१ ॥

જો બાળકને આઠમે કોઇપણ ગ્રહો આવ્યા હોય તો તે રિષ્ટ યોગ આપે છે. અને તેમાં જો મંગળ આવ્યો હોય તો મામાનું મૃત્યુ કરે છે. ૧૮. જો લગ્નમાં મંગળ હોય, અને બીજા, ત્રીજા, અને સાતમા ભાવે સૂર્ય તથા શનિ બન્ને આવ્યા હોય તો તે તત્કાળ બાળકનું મરણ આપે. ૧૯. જો ચોથે ભાવે ચંદ્રમા હોય અને સાતમે ભાવે મંગળ આવ્યો હોય તો સાત રાતની અંદર માતાનું મરણ જનાવે છે એમાં સંશય નથી. ૨૦. જો બારમા ભાવને વિષે સૂર્ય તથા શનિ પડયા હોય, અને ક્ષીણ ચંદ્રમા સાતમે ભાવે આવ્યો હોય તો તે તત્કાળ પિતાના મરણને સૂચવે છે. પણ ગ્રહો ઉપર શુભ દૃષ્ટિ હોય તો ત્રણ વર્ષે પિતાનું મરણ સૂચવે છે. ૨૧. [અપૂર્ણ]

## બાર વાગી જવા પછી સાયંકાલ પર્યંત જોવાનો કોઠો.

| મહિના | જાનેવારી | ફેબ્રુઆરી | માર્ચ | એપ્રીલ | મે | જુન | જુલાઇ | ઓગષ્ટ | સપ્ટેમ્બર | ઓક્ટોમ્બર | નવેંબર | ડિસેંબર |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | | | | | | | | | | | |

# ભારતીય જ્યોતિષ—ચંદ્રોદય ઓફીસ તરફથી દરેક વ્યાપારી ભાઇઓને–સૂચના.

આ સબંધમા સાયન એસ્ટ્રોનોજી અને નિરિયન જ્યોતિષ પ્રમાણથી અમક ટાઇમ માટે

**દ્રવ્ય નિશ્ચય અધિકાર** વર્તમાન અને ભવિષ્યના સમયને સારૂ [ પાલીતાણાવાળા ] હાલ અમદાવાદ–એમ–જે મહેતા જૈન તરફથી મળેલ પ્રીડીકશન બાબતનો વરતારો

**બાબત** ચાનુ નીચે લખી દરેક વસ્તુઓમા વધઘટે ધિમેધિમે ઉંચ ગયેલ ભાવોથી જે નબળાઇ [ મદી ] ચાનુ છે તે ચાલ તા ૨૫ અક્ટોબરથી કાંઇક વિશેષ પ્રમાણમા જોરવાળુ વલણ પકડશે તેમા દરેક બજારામા બીઝનેસ કરનારા દરેક ભાઇઓએ બહુ સલામતિ જાળવી, જ્યોતિષ–ચંદ્રોદય માના અંક ૪ મા આપેલી પ્રીડીકશનના આધાર પર દ્દષ્ટિ નાખી તે પ્રમાણે બજારોની ચાલ તપાસી પ્રમાણ મુજબ કાંઇ અનુકુળતા જણાતે,

કાપડ–શેર્સ–કોટન–ચાંદી–અને–શીડસમાં

અળસી–એરંડા–સરકી–વિગેરે પ્રીડીકશનમાં

સચવેલ ટાઇમની લગભગ સુધી લેણ કરવાને સભાળવુ સમય ત્યા સુધી વધઘટ ભાવો નીચે ગબડતા રહેશે —

**શેર્સ** આના બજાર સબધમા અક્ટોબર તા ૨૫ લગભગથી ચાનુ ચાલી નબળાઇ ઘી અમક મોટી વધઘટના પ્રમાણમા ફેરફારો લાગુ થતી જણાશે માટે સર્વેએ તેમા બહુ સભાળથી ક્રય ( લેણુ ) નહિ કરતા જ્યોતિષ–ચંદ્રોદયના પ્રીડીકશનમા આપેલ ટાઇમની લગભગ પોતાનો બચાવ જાળવી લેવો અનુકુળ જણાય છે

**કાપડ** આ બજાર સબધમા પણ તે ટાઇમ સુધી વધારે પ્રમાણમા નબળાઇ પડી જશે ટાઇમ બાદ નીચા ભાવોમા ધિમી માગની શરૂઆત થવાને લીધે બજાર ધિમે ધિમે અમક પ્રમાણમા સુધારો મેળવશે

**કોટન, ચાંદી સીડસ, વીગેરે** આ બજાર સબધમા ઓગષ્ટની આખર તારીખ લગભગમા પ્રથમ વધી ગયેલ ભાવથી ચંદ્રોદયમા આપેલ પ્રીડીકશનના ટાઇમ લગભગ સુધીમાં ભાવો ઉંચા નહિ જઇ શકતે વધઘટે ઘટાડો મેળવશે

**દ્રવ્યનિશ્ચય પ્રીડીકશન** અધિકાર સબધના અમુક અમુક સમય પર જ્યોતિષ–ચંદ્રોદય માસિકમા ભાવોનો વરતારો આપવામા આવશે

ધી ભારતીય જ્યોતિષ ચંદ્રોદયના

સંપાદક —પંડિત મણિશંકર હરિશંકર જોશી.

ગધા બીલ્ડીંગ ઠાકોરદ્વાર—મુબઇ ૨

## ભાવીનો વરતારો.

ભારતીય "જ્યોતિષ-ચંદ્રોદય" પત્રના સંપાદક પંડિત મણિશંકર હરિશંકર જોશીજી જોગ.

હમોને, અહીંથી એમ. જી. મહેતા જૈન તરફથી એક પ્રીડીકશન દ્રવ્યનિશ્ચય-અધિકાર સંબંધમાં આવતા ટાઇમ માટે મળેલું છે. તો તે ચંદ્રોદયમાં આપવાથી ચમત્કારિક બાબત હોવાને લઇ ચંદ્રોદયપર વધારે વજન પડી શકશે. એમના પ્રીડીકશનનો બહુમતે ઘણા આંકો સાથે સત્ય નીવડે છે તે બહુ ટાઇમ જાતિ અનુભવમાં આવેલ છે જેથી આ વખતનું મળેલુ પ્રીડીકશન તેઓની આજ્ઞા લઇ તમારા તરફ નીચે મુજબ લખી મોકલાવેલ છે.

દ્રવ્યાનશ્ચય અધિકારમાં સમર્ઘ-મહર્ઘ થવાપણા બાબેના પ્રીડીકશન-સંબંધમાં મીલ શેરો મુંબઇ, અમદાવાદમાં ભવિષ્યને માટે હાલ ચાલુ ટાઇમથી ધીમે ધીમે વધઘટે બજાર ભાવા નીચે જશે તે ચાલ લગભગ અકટોબ્બર અને નવેમ્બર ડીલીવરી તા. ૨૫ લગભગ આપેલા આખર ટાઇમ સુધી સુધારો મેળવી શકશે નહી.

૧. મુંબઇ માટે છેવટ નવેમ્બર ડીલીવરીમાં બજારમંદીનું વલણ જોરથી પકડવાને લઇ બજારની સ્થિતિ કાંઇક ગંભીર બનશે.

૨. અમદાવાદ માટે કારતક ડીલીવરીના ટ્રાન્સફર પતતા સુધીમાં બજારમાં કાંઇક ગંભીર રગરૂપ ઉભુ થવા સબબે બોર્ડ બેગી મળવાને સમય લેશે અને તેનુ છેવટ થયા પછી ઉપલા ટાઇમ લગભગથી બજારની ચાલ પલટાને અમુક ટાઇમ માટે વધઘટે ધીમે ધીમે સારો સુધારો મેળવશે.

### ઉપલા ટાઇમસુધીમાં અનવાનીક ઘટાડો થવા વકી

મુંબઇ-નાગપુર-સ્વદેશમાં હાલના ટાઇમના ભાવથી-૩૦૦-થી૪૦૦ લગભગ પછી કાંઇક ઓછાવત્તા પ્રમાણમાં થાય અને તે પ્રમાણમાં બીજી મીલોને પણ વધઘટે નબળીજ અસર થતી આવશે-

અમદાવાદ-

કેલીકો-૪૦૭॥-૧૦ થી ઘટી ૩૦૭॥-૧૦ એકસોહરાઘટ
માણેકભાઇ-૪૨૩॥ થી ઘટી ૩૦૦ લગભગ સવાસો } અનુ
રાયપુર-૬૦૦ થી ઘટી. ૪૫૦ લગભગ દોઢસો } માનીક

સીવાય ચાલુ મંદીની ચાલમાં અમદાવાદમાં કેલીકો મીલના ભાવો-૩૦૫। થી નીચે જઇ શકશે નહી તે ભાવ લગભગથી બજારની ચાલ. ટ્રાન્સફર થઇ દરેક જગ્યાએ મીલ શેરો ઉંચે જવા લાગશે અને હવે પછી તેજીના ઉછાળામાં ૪૦૭॥-૧૦ ઉપર જવા સંભવ કમતી છે. બહુમતે જઇ શકશે નહીં.

**કોટન લગભગ વર્ષના ભાવથી ભાવો નીચે જઈ ૪૦૦ આસપાસ જશે.**

આ સર્વમાં પણ નવેમ્બર તા૦ ૨૫ અથવા આખર ટાઇમ સુધીમાં મંદીનુ વલણ રહેવાથી સારો ઘટાડો થઇ તે ટાઇમ લગભગથી ચાલુ ટ્રાન્સફર થઇ બજારો ધીમે ધીમે ઉંચા જવા લાગશે. આ પ્રીડીકશન પર પણ વજન રાખવા જેવું છે.

**એરંડા, ચાળશી, સરકી, અનાજ.**

લી૦ શા. વાડીલાલ ઉજમલાલ.

"જ્યોતિષ ચંદ્રોદય"ના સંપાદક:

પંડિત મણીશંકર-હરિશંકર જોશીજી જોગ, મુંબઇ.

જત આ સાથે જ્યોતિષ-ચંદ્રોદય માસિકને ભવિષ્યને માટે મોટું ઉત્તેજન મળવાને મેં એમ. જે. મહેતા પાસે કોઇ બાબતને માટે મુંબઇ અમદાવાદ વીગેરે દરેક વિભાગોમાં કંઇ જાહેર ખબર વાંચી પ્રજાને મજબુત અસર થાય તેવું પ્રીડીકશન માગેલું.

જવાબમાં-તેઓએ સૂચના કરી કે વાડીભાઇ! મેં જે તમોને પ્રથમ ૨૫ નવેમ્બર સુધી લગભગના ટાઇમ માટે જે જે દ્રવ્યો સબંધમાં પ્રીડીકશન આપેલું તેનાથી જરૂર જાણવું કે ચંદ્રોદયના જે જે ગ્રાહકોને એ વાંચવામાં આવશે તેઓને મજબૂત અસર થશે, શિવાય તે ચર્ચા આગળ પાછળ પણ ચર્ચાશે. અને પ્રમાણો પ્રભુકૃપાથી ચોકસ નીવડયાથી જનસમુહના હૃદયપર મોટી અસર થવાને ચંદ્રોદય માસિક તરફ ધિમે ધિમે ગ્રાહકોનો પ્રેમ થતો જશે. સબબ જીવો શુભ કર્મ શ્રેણીની ઉદયતાને લીધે તે પ્રીડીકશનપર સંસારગૃહે સારી લક્ષ્મી ઉપાર્જન કરી શકે છે પણ અશુભ કર્મની ઉદયતાને લઇ તેવા ઉત્તમ મ્હાના રૂપ ઉપાયે પણ પ્રતિકૂળતા સાંપડે છે. પણ ભાગ્યશાળીઓના કર્મની ખીલવણી તેવા બાબથી જલ્દી ખીલી નીકળે છે અને તેઓને તે સરક્યુલરો ઘણા અનુકુળ થઇ પડે છે માટે તમોને તે માસિકનો ઉધ્ધાર થવાને અમક અમક વખતે સરક્યુલરોની સૂચના કરીશ પણ, હાલ એ બાબતમાં પ્રથમ આપેલ સરક્યુલર માસિકમાં મુકાયલું હશે તેના સંબંધમાં સુચના પ્રમાણે એક જાહેર ખબર છપાવી સંપાદક તરફથી દરેક વહેંચણી થાય તો તેનાથી જનસમુહના જાણવામાં આવતાં માસિક પ્રત્યે લોકલાગણી ઉત્સાહની વધતી જશે અને નવા અંકમાં જાહેર ખબરના વર્તારાનું પ્રમાણ ખાત્રીથી ચોકકસ મુદત દરમિયાનમાં બનવાથી સારા ગ્રાહકોનો વધારો થશે. એમ ધારૂં છું. શિવાય સંપાદકને સૂચના કરવી કે જો આપની ઇચ્છા અન્વયે અનુકુળ જણાય તો જર્નાલિક પેપરોમાં પણ તે જાહેર ખબર મુકાશે તો તેનાથી પણ ઘણો લાભ છે અને પેપરોમાં આપવા ઇચ્છા ના હોય તો છાપા રૂપે જાહેર ખબર છપાવી, નાંખી જલ્દી દરેક બજારોમાં વહેંચણી કરી વાળવી.

જાહેર ખબરનું પ્રુફ આ સાથે મોકલાવેલ છે. તે પ્રુફમાં તમોને સુધારો વધારો કરવો જણાય તે કરશો પણ તેજ મુજબ સાદી અને સરલ ભાષામાંજ તે આપવી ઠીક જણાય છે.

કોટનના બજારો પાછા ઉંચા ગયેલ છે પણ ઓગષ્ટ આખર સુધીમાં વધેલ ભાવથી આગળ જશે નહી અને વળી ત્યાંથી પાછા ફરશે.

ચંદ્રોદયને ઉત્તેજન મળવાં સાથે આ અમુલ્ય વિદ્યાના ગૌરવનું પણ વધવાપણું છે.

લી. શા. વાડીલાલ ઉજમલાલ.
અમદાવાદ.








ભારતીય
# જ્યોતિષ-ચંદ્રોદય
BHARATIYA JYOTISH CHANDRODAYA.

अर्हैस्तु व्यापितं सर्वं त्रैलोक्यं सचराचरम्

| પુસ્તક ૨ જું. | શ્રાવણ માસ ૧૯૪૫. | અંક ૫ મો. |
|---|---|---|
| VOL. II. | AUGUST 1923. | NO. 5. |


## Geomancy.

## શ્રીરમલશાસ્ત્ર.


લેખકઃ—

રા. પુરૂષોત્તમરાય ખુશાલરાય જખુસરિયા.
એંકરોડ, ચાંપાનેર ગેટ, વડાદરા.



(ગતાંક પૃષ્ટ ૧૦૮ ના અનુસંધાનથી.)




શકલોના ગુણ તથા વર્ણ વિગેરે (Antecedents, Character &c.,)

ઃ લહ્યાન.

એ માંસ તીરી (ગુરૂ Jupiter)ની શકલ છે. ગૌરવર્ણ, ભવ્ય શરીર, મોઢાની આકૃતિ

શરીર વિ.— સુંદર હોય છે, અને શરીર મજબૂત હોય છે. કપાળ મોટું અને ઘણી વખને માથે તાલ હોય છે.

---

**સ્વભાવ વગેરે વિ.** બ્રાહ્મણ, મંત્રી, વાચસ્પતિ, ધર્મતત્પર, પંડિત, પ્રિય વચન બોલનાર, સારું સારું ખાનારો, તપસ્વી, સારાં સારાં વસ્ત્રો તથા આભૂષણો (Ornments) ધારણ કરનારો, દરેકનું ભલું ચાહનાર, દાન કરનાર (Charitable), ઉદાર, પ્રમાણિક અને ડાહ્યો (Honest and wise), આ શકલના માનવી ધર્મગુરૂ (Bsihop) પ્રધાન, વકીલ, ધારાસભાના મેમ્બર અથવા જડજ હોય છે. ટુંકમાં ધર્મ અથવા રાજ્યને લગતી નોકરી કરનાર હોય છે. આ માણસ દેવમંદિર, મસજીદ, કોર્ટ, સભાઓમાં અથવા એવીજ કોઇ જાહેર જગાઓમાં પોતાનો વખત ગુમાવે છે. આ શકલના માણસો ભાગ્યેજ વેર રાખનાર હોય છે. તેઓ સ્વતંત્રતા, શાંતિ, ન્યાય અને સત્યને ચાહનાર હોય છે. તેઓ ભાષણ, તત્ત્વજ્ઞાન ને ધાર્મિક વિષયોના શોખીન હોય છે. તેઓ ઘણી લાંબી અને ઉપયોગી જીંદગી ( Very long and useful life ) ગાળે છે. તેઓ જમીન અને હવાઇ સફરો કરે છે; અને પરદેશમાં મોત થવાનો ઘણો સંભવ હોય છે. પોતે પરદેશમાં હોય તે વખતે વડીલ (દાદા, પિતા, કાકા વિ૦)નું મરણ ઘર આગળ થાય છે. આવા કમનસીબ બનાવો ૨૫ થી ૩૦ વરસની ઉમરમાં થાય છે. શરૂઆતની જીંદગી કરતાં પાછલી અવસ્થાની જીંદગી ઘણી સુખી જાય છે. તેઓને વારસાનું ધન ઘણી વખતે મળે છે. લગ્ન ( marriage ) એકથી બે વખત થાય છે પણ સંતતિ અલ્પ જીવે છે. ભાગ્યોદય ૨૫-૨૬ વર્ષે થાય છે. સ્ત્રીના વારસામાં બહુજ સારો થાય છે. જોખમનાં કામ ખેડનાર તથા આબાદ જીંદગી ભોગવે છે. ઝટ પરીક્ષા કરનાર, અંતર્જ્ઞાની ને ભવિષ્યવેત્તા નિવડે છે. ટીકાકાર અને છાપાવાળા નિવડે છે. ખટપટી અને માયાળુ પત્ર વ્યવહાર કરનાર તથા ધર્માદા ખાતાં ચલાવનાર હોય છે. નવલકથાકાર નિવડે છે. પાણીની તથા ઉંચેથી પડવાની ધાત તેઓના નસીબમાં લખેલી હોય છે, આ શકલના માણસની આબરૂ ઘણી હોય છે પણ મરણ પછી ભાગે દેવું નિકળે છે.

**રોગ અને ઉપાય** આ શકલના કસબીને પગને લગતાં દરદો તથા અનિયમિત પણાથી થતાં દરદો ઉત્પન્ન થાય છે. આ શકલ અગ્નિતત્ત્વની હોવાથી લોહી જલદીથી ગરમ થાય છે તથા તાવ અને ગરમીની પીડાથી માણસ રીબાય છે. સદર પીડાઓથી મુક્ત થવા સારૂ પોખરાજનું નંગ વિધિસર પહેરવું.

## કબ્જુદાખિલ.

એ સૂરજ ( રવિ Sun, the Life-giver ) ની શકલ છે.

**શરીર ચિહ્ન** રંગ ઘઉંવર્ણો (Wheat Coloured). ક્ષત્રિયવર્ણ ( Fighting class ), મધુર અવાજ, શ્યામ નેત્ર, મધ્યમ કદ, ગોળ મોઢું રૂપાળું, શરીર કમરથી અને પુષ્ટ, ઘણી વખત મોઢા ઉપર ડાઘ (જેનાથી કે જેઓ નિર્ધન નથી).

ખરી જડના વાળને "કામીનીઆ" આપનાર નવું જીવન આપે છે.

મિષ્ટાન્ન ભોજન જમનાર (takingpart in Royal dinner such as Banquet &c.), શિલ્પશાસ્ત્રજ્ઞ (Expert in Engineering line),

**સ્વભાવ ધંધો વિ૦.** વ્યાપાર કુશળ, પોતાનો વખત બજારમાં અથવા દેવમંદિરમાં ગુમાવે, આબરૂદાર. આ ખાસ નસીબ જોવાની શકલ છે. પ્રમાણિક, બોલે તે પ્રમાણે વર્તે, ન્યાયબુદ્ધિ, હિસાબી કામમાં એક્કો, ગુપ્ત વાત મનમાં રાખવાવાળો.

આ શકલ સ્ત્રીની છે માટે તે રાજા, અમીર, ડયુક, મેજીસ્ટ્રેટ, કમિશનર, શેરીફ, નવાબ, અથવા કરોડપતિ વેપારીની સ્ત્રી હોય છે. આ શકલની સ્ત્રીઓ મોટા મહેલોમાં નાટક, સીનેમા અને જલસાઓમાં પોતાનો વખત બરબાદ કરે છે. તેઓનો રંગ અને ચહેરો નારંગી જેવો ખુબસુરત હોય છે. દિલ ખુલ્લું અને ભોળું હોય છે. પોતાની બુદ્ધિ ઉપર વિશ્વાસ અને આગળ પડતી જીંદગી ભોગવે છે. શુદ્ધ અંતઃકરણ હોવાથી ખેરાત ઘણી કરે છે. ક્રોધ કરતાં તેમજ શાંત થતાં વાર લાગતી નથી. આ શકલની સ્ત્રીઓ ઘરમાં નકામી ન બેસી રહેતાં હુન્નરી હોય છે. કવિતા નાટક વિગેરે લખવાના કામમાં પોતાનો વખત ગાળે છે. જે કામ કરે તે સારૂંજ કરે છે; અને તેથી જાહેરમાં માન અને કીર્તિ સંપાદન કરે છે. પ્રથમ સંતતિનાં મરણનો ભય રહે છે આ શકલમાં વાયુ અને પૃથ્વીતત્ત્વ હોવાથી હવાખાવાના સ્થળમાં અને જમીન માર્ગે રેલ્વેની મુસાફરી ઘણી થાય છે. પિતા તરફનો વારસો અને તે સંબંધીની કાયદાની તકરારો પેદા થાય છે. આ શકલની સ્ત્રીઓ ઘોડાની સરત, લોટરી વિગેરેમાં સારો ફાયદો મેળવે છે. કુટુંબમાં કજીઆનું સ્થાન દર હમેશ રહે છે. આ શકલની સ્ત્રીઓ ખરાને ખરૂં કહેનાર અને ઘરની લગામ પોતાના હાથમાં રાખે છે. ગુપ્ત રીતે તેના ઘણાજ શત્રુઓ હોય છે.

**રોગ અને ઉપાય.** આ શકલની સ્ત્રીઓની આંખો ઘણી ચકચકિત હોય છે અથવા નબળી (Short-sighted) પણ હોય છે. આવી સ્ત્રીઓને હીસ્ટીરિયા (ભુત-પલીત.) આંખ અને છાતીનું દરદ (Heart disease) થાય છે. તેઓ બહુધા વાંજણી (Barren) રહે છે અને સંતતિ થાય છે તો ઘણીજ અલ્પ હોય છે. હમેશાં નબળો બાંધો રહે છે. ઉડતા રોગો (Plague, Cholera, Influenza &c.,) થવા ઘણો સંભવ રહે છે. આ શકલની સ્ત્રીઓ પોતાના હાથે માણેક (Ruby) ની વીંટી વિધિસર પહેરે તો ઘણોજ ફાયદો થાય અને ગ્રહોની ખરાબ અસરથી બચે. નંગ એબદાર ના હોય તેની પહેલેથી તપાસ કરવી.

## ૯ કણજીત ખારીજ.

એ રાસ (રાહુ Dragon's Head) ની શકલ છે. અશુભ છે.

**શરીર વિ૦** બિલાડા જેવી આંખો, બીહામણો અવાજ, શ્યામ—કૃષ્ણ વર્ણ, ઉચું અને પાતળું શરીર, કાળા વાલ, લાંબી ગરદન, અરોળ ડાચું.

# વેધ તથા વેધશાળાઓ

લેખક:
જ્યોતિષાચાર્ય–સિદ્ધાન્તવાગીશ–પંડિત–ચતુર્ભુજ લાધારામ ત્રિવેદી.

( ગતાંક પૃષ્ટ ૧૨૦ ના અનુસંધાનથી. )

यमादित्या अंशुमाप्याययन्ति यमक्षितमक्षितयः पिबन्ति।
सूर्यरश्मिश्चन्द्रमा गन्धर्वः। ( तैतरीय संहिता )

સૂર્ય ચંદ્રમાને તેજ આપે છે, અર્થાત્ ચંદ્રમામાં જે તેજ છે તે સૂર્યનું છે. અને તે તેજ વડે ચંદ્ર પૂર્ણ થયા પછી પાછું પી લે છે. અર્થાત્ ધીરે ધીરે પાસે આવવાંથી ખેંચી લે છે, આમ તૈત્તરીય સંહિતામાં લખેલું છે. એ જ્ઞાન પણ આકાશીય વસ્તુઓના અવલોકન વગર કોઇપણ પ્રકારે સંભવે તેમ નથી. બીજું તૈતરીય બ્રાહ્મણમાં નક્ષત્રીય પ્રજાપતિ* અર્થાત્ નક્ષત્રોના સ્વરૂપોથી થયેલા પુરુષનું વર્ણન આવી પ્રકારે છે,

यो वै नक्षत्रीयं प्रजापतिं वेद उभयोरेनं लोकयोर्विदुः हस्त एवास्य हस्तः
चित्रा शिरः निष्ठ्या हृदयं उरू विशाखे प्रतिष्ठानुराधा एष वै नक्षत्रीयप्रजापतिः

હસ્ત નક્ષત્ર હાથનો આકાર છે, ચિત્રા માથાનો આકાર છે, સ્વાતી હૃદય અને વિશાખાના બેઉ તારા જંઘા છે, અને અનુરાધા તેનુ સ્થાન છે, એવા પ્રકારનો નક્ષત્રીય પ્રજાપતિ છે. આ વર્ણન ઉપરથી એમ જણાય છે કે તે લોકોએ તારાઓની આકૃતિઓ સારી પેઠે જોઇને નિશ્ચય કરેલો હતો. તેમ બીજી ઘણી ખરી ગ્રહનક્ષત્રો સંબંધી વ્યાધવિગેરેની કથાઓ વેદોમાં તેમ બ્રાહ્મણગ્રંથોમાં મળે છે, તે ઉપરથી સ્પષ્ટ થાય છે કે વેદકાલમાં એટલે લગભગ પાંચ હજાર (૫૦૦૦) વર્ષ પુર્વે જે વેળાએ પાશ્ચાત્ય લોકો દુનિયાની શરૂઆત પણ માનતા નથી તે વેળાએ પણ આ ભારત–વર્ષમાં આકાશની વસ્તુઓનું સારૂ જ્ઞાન હતું તે વગર આવી બાબતોનું વર્ણન લખવામાં આવેજ નહિ.

ત્યાર બાદ વેદાંગ કાળમાં તો વેધનું જ્ઞાન ઘણુ ચઢીઆતુ હતું. અને આર્ચ જ્યોતિષ. અને યાજુષ જ્યોતિષ જે વેદાંગ કાળમાં એટલે ત્રણ ચાર હજાર વર્ષ પૂર્વેનાં છે, તેઓમાં તો જ્યોતિષના સંવત્સર, અયન, ઋતુ, માસ, પક્ષ,દિવસ, ઘટી, પળ, ગ્રહ નક્ષત્રોની ગતિ, સ્થિતિ, ગ્રહણ, ઉદય, અસ્ત, શૃંગોન્નતિ શુક્લવૃદ્ધિ ધૂમ્રકેતુ આદિ જ્યોતિષવિષયક ઘણી બાબતોનો સારી પેઠે ઉલ્લેખ મળે છે. તેથી તે વેળાએ તો બધાં ગ્રહોના ભગણો, સૌર, વર્ષમાન, સાવન. નાક્ષત્ર, ચાંદ્ર, આદિ કાળમાંના પણ નિર્ણય થઇ ગયા હતા. તે બધાનું જ્ઞાન તથા નિર્ણય વેધ તથા યંત્રો વગર કોઇ પણ પ્રકારે થાય તેમ નથી, માટે તે કાળમાં તો વેધનો ભારતવર્ષમાં ઘણોજ પ્રચાર થવો જોઇએ જેથી એ બધી બાબતોનો નિર્ણય કરવામાં આવેલો છે.

* " કામીનીઆ ઓઇલ " વૈદકીય નિયમ મુજબ બનેલું છે.

ત્યાર બાદ સૂત્ર અને સંહિતા કાળમાં તો તે વેધજ્ઞાન ભારતવાસીઓને ઘણુંજ ઉંચા પ્રકારનું થયું હતું, જેથી નક્ષત્રોની આકૃતિ તેમના તારાઓની સંખ્યા, અને તેમ તેમના દેવતાઓ વિગેરે નિર્ણય કરેલાં છે. અને ગ્રહણ, ઉદય, અસ્ત, અદ્ભુતઓ ધૂમકેતુ. શૃંગોન્નતિ અને ગ્રહ નક્ષત્રોના ચારે ઉપરથી દુનિયાની ઉપર તથા શુભાશુભ ફળનું પણ કથન કરવામાં આવેલું છે. અને તેની અઢાર ઋષિઓએ અઢાર નોખી સંહિતાઓ બનાવી છે. અને બીજા પણ કેટલાક ગ્રંથો તૈયાર થયા છે. તેમનામાંથી વશિષ્ઠ, અત્રિ, પરાશર, નારદ, ભૃગુ, કશ્યપ, ગર્ગ આદિકોની સંહિતાઓ મળી આવે છે, અને તેઓની અંદર ઉપર પ્રમાણેનું બધું વર્ણન મળી આવે છે. તેમાંથી નારદસંહિતામાં નક્ષત્રોના તારાઓની સંખ્યા આ પ્રમાણે લખેલી છે.

> रामाग्निऋतुबाणाग्निभूवेदाग्निशरेषवः ।
> नेत्रबाहुशरदिन्दुयुगवेदाग्निशंकरः ॥
> बाहुनेत्राम्ब्यब्धिशतं बाहुनेत्ररदाः क्रमात् ।
> भानां संख्या च विज्ञेया दस्रादीनां यथाक्रमात् ॥ (नारदसंहिता)

અશ્વિનિના ૩ ભરણીના ૩ કૃતિકાના ૬ રોહિણીના ૫ મૃગશિરના ૩ આર્દ્રાનો ૧ પુનર્વસુના ૪ પુષ્યના ૩ આશ્લેષાના ૫ મઘાના ૫ પૂર્વાફાલ્ગુનિના ૨ ઉત્તરાફાલ્ગુનીના ૨ હસ્તના ૫ ચિત્રાનો ૧ સ્વાતિનો ૧ વિશાખાના ૪ અનુરાધાના ૪ જ્યેષ્ઠાના ૩ મૂલના ૧૧ પૂર્વાષાઢાના ૨ ઉત્તરાષાઢાના ૨ શ્રવણના ૩ ધનિષ્ઠાના ૪ શતતારકાના ૧ પૂર્વા ભાદ્રપદના ૨ રેવતીના ૩૨ આ પ્રમાણે દરેક નક્ષત્રોની તારાઓની સંખ્યા દરેક સંહિતામાં જુદી જુદી હોવા છતાં પણ નારદે છે આ પ્રમાણે બતાવી છે, અને પાછી તે તારાઓથી આકાશમાં થતી આકૃતિઓ પણ આ પ્રમાણે છે.

> अश्वादिरूपं तुरगास्ययोनिक्षुरेण एणास्य मणिर्गृहं च ।
> पृषत्कचक्रे भवनं च मञ्चः शय्याकरो मौक्तिक विद्रुमं च ॥
> तोरणं बलिनिभंच कुण्डलं सिंहपुच्छगजदन्त मञ्चकाः ।
> त्रिश्च त्रिचरणाममर्दलोवृतमत्स्ययमला ममर्दलाः ॥

અશ્વિનીનો આકાર ઘોડાના મોઢા જેવો ભરણીનો યોનિ જેવો, કૃતિકાનો અસ્તરા જેવો, રોહિણીનો ગાડા જેવો, મૃગશિરનો મૃગના મુખ જેવો, આર્દ્રાનો મણિ જેવો, પુનર્વસુનો ઘર જેવો, પુષ્યનો બાણ જેવો, અશ્લેષાનો ચક્રાકાર (પૈડા જેવો), મઘાનો ભવન (ઘર) જેવો, પૂર્વાફાલ્ગુનીનો મંચ (ખાટલા) જેવો, ઉત્તરાફાલ્ગુનીનો પણ ખાટલા જેવો, હસ્તનો હાથના જેવો, ચિત્રાનો મોતી જેવો, સ્વાતીનો પ્રવાળ જેવો, વિશાખાનો તોરણ જેવો, અનુરાધાનો બલિ (બળિઆ) જેવો, જ્યેષ્ઠાનો કુંડલ જેવો, મૂલનો સિંહના પુછડા જેવો, પૂર્વાષાઢાનો ગજદંત જેવો, ઉત્તરાષાઢાનો મંચક જેવો, અભિજીતનો ત્રિકોણ જેવો, શ્રવણનો ત્રિવિક્રમ (વામન) જેવો ધનિષ્ઠાનો મર્દલ (મૃદંગ) જેવો શતતારકાનો ચંદ્રાકાર, પૂર્વાભાદ્રપદનો મંચક (ખાટલા) જેવો, ઉત્તરાભાદ્રપદનો (યમલ) જેવો, રેવતીનો મર્દલ (મૃદંગ) જેવો, આવા પ્રકારના આકારો સંહિતાઓમાં લખેલા છે, એ બધા આકારોનો નિર્ણય કેવળ વેધનો પ્રતાપજ છે. જે આકારોનો આજના લોકો બહુમૂલ્ય દૂરબીનોથી નક્ષત્રોને જોઇને નિશ્ચય કરે છે તે આકારો ભારતવર્ષમાં અઢી હજાર વર્ષ પૂર્વેના ગ્રંથોમાં પણ જોવામાં આવે છે. તેમ રાશિઓનાં સ્વરૂપો પણ ભારતવર્ષમાં ઘણા પ્રાચીન કાળમાં નિશ્ચય થઇ ચુકેલાં હતાં. (અપૂર્ણ)

# ધર્મશાસ્ત્રવિહિત શુદ્ધ પંચાંગ તો સાયન પંચાંગજ હોય.

અનુવાદકઃ—શા. કૃષ્ણરામ વહાલજી ભટ્ટ, માધવપુરકર.

(પૃષ્ટ ૧૧૮ થી ચાલુ)

"એક બે વર્તમાનપત્રમાં મુંબઇપરિષદ્‌ના ઠરાવ સબંધે પ્રતિકૂલ લેખ દઇ લોકોની ગેરસમજ કરવાના પ્રયત્ન થયા છે. આ લેખો ૧૮ અયનાંશાના અભિમાનીને સાયનપક્ષના અભિમાની એવા બે પ્રકારના લોકો તરફથી આવેલા છે. પણ બન્ને પ્રકારના લેખમાં પોતાના પક્ષના અભિમાન સિવાય બીજું કંઇ મળી આવતું નથી. અદાર અયનાંશ કાં સ્વીકારવા તેનાં કારણો પરિષદમાં ઠરાવ કરનાર મંડલીને માહીત નહતાં તેમ ન હતું. જુદા જુદા મતો જોઇ તેમાં સર્વમાન્ય શું ઠરે છે તેનો નિર્ણય પરિષદને કરવાનો હતો. અમુક એક કરણ ગ્રંથ પસંદ કરવા વાસ્તે આ પરિષદ ભેગી થઇ ન હતી તે વાત તે લેખક ભુલી ગયેલ જણાય છે. અર્થાત્ તેના લેખ ઉપર વાદ કરવાથી કંઇ હાંસલ પ્રાપ્ત થાય તેમ નથી. અયનાંશ સંબંધે ઉલટું પરિષદના ઠરાવને અનુકૂળ એવાં પુષ્કળ પ્રમાણો છે.

અયનગતિ સંબધી પરિષદના ઠરાવમાં ચૂક છે એવી ગેરસમજ ઉભી કરવાને કેટલાકોએ પ્રયત્ન કર્યા છે તે અમારા મત પ્રમાણે તદ્દન નિરર્થક છે. નૂતન કરણ ગ્રંથ તૈયાર કરવા સારૂ ૫૮ વિકલા ગતિ સ્વીકારવામાં આવી તે સૂર્યસિદ્ધાન્તનું વર્ષમાન સ્વીકાર્યું એટલેજ લેવામાં આવી છે. એટલે કે સૂર્યસિદ્ધાન્તમાંનું વર્ષમાન આઠ પળ વધારે છે. અયનગતિ ૫૮ વિકળા માનવાથી દૃક્પ્રત્યય પ્રમાણે બરોબર આવી સાયનસૂર્ય બરોબર આવે છે. આ રીત પ્રમાણે સાયનસૂર્ય કરણ ગ્રંથારંભ વખતે એક વખત બરોબર આવ્યો એટલે આગળ જે અયનગતિ લેવી તે બીજસંસ્કૃત લેવી એવો પરિષદનો ઠરાવ છે. તે બંન્ને ઠરાવોનું એકીકરણ કરવામાં આવે તો આરંભસ્થાને આઠવિકળાનાચલ થતું નથી, એમ કોઇ પણ લક્ષ્યમાંઆવશે. સૂર્યસિદ્ધાંતનું વર્ષમાન લઇ અને અયનગતિ ૫૮ વિ. માની સાયનસૂર્ય બરોબર કરવાની બાપૂદેવ શાસ્ત્રીની આ રીત છે. પણ આમાં અયનગતિ જે વધારે લેવામાં આવી તેને લીધે આગળ ઉપર ચૂક આવે નહિ તેથી ગ્રંથારંભ કાલ પછી દરવર્ષની અયનગતિ બીજસંસ્કૃત લેવાની તો તે પહેલેથીજ કાં લીધી નહિ? આનો ઉત્તર તો એટલોજ કે, તેમ કરવાથી પૂર્વપરંપરા કાયમ રહેતી નથી.' આ પરંપરા કાયમ રહે માટેજ બીજસંસ્કાર કલ્પેલ છે અને તેજ અયનગતિ સાથે દેવામાં

આવેલ છે. સૌર વર્ષમાન સારૂ માત્ર તે સંસ્કાર લીધો નથી. પણ ઉપર કહેલી બાપૂદેવ શાસ્ત્રીની યુક્તિ પ્રમાણે સાયન સૂર્ય બરોબર કરી લેવામાં આવેલ છે, માટેજ તેની ત્યા જરૂર રહી નથી. પરિષદમાં જે ઠરાવ થયો છે, તેને લીધે આગળ ઉપર નવીન કરણગ્રંથ કરવાને કમીટી નીમવાની તે નીમવાને મુંબઇની પંચાંગ કમીટી તરફથી એકદમ તજવીજ થવી જોઇએ."

વ્યવહારદષ્ટિથી નિરયન ગણનાની પંચાગસુધારણા જે મુંબઇમાં ઠરાવવામાં આવી તેજ બરોબર છે. આ સુધારણા પ્રમાણે ગ્રંથ કરવા સારૂ કમીટિ પણ નીમવામાં આવી હતી અને બક્ષિસની કંઇક રકમ પણ તેની પાસે ભેગી થઇ હતી એવું સાંભળ્યું છે. પરંતુ આગળ ઉપર તે રકમનું શું થયું તે જાણવાનો માર્ગ નથી. એટલું સાચું કે, તે ઠરાવ પ્રમાણે હજી સુધી કોઇએ પણ ગ્રંથ કર્યો નથી. તેને લીધે પંચાગસુધારણા ત્યાંને ત્યાં થંભી ગઇ છે અને તે ઘણું કરીને કાયમનીજ થંભી ગયા સરખી થઇ છે.

આ વાતને વીતી ગયે ૧૩ વર્ષ થયા પછી પુણામાં લોકમાન્યના પ્રમુખપણા નીચે મહારાષ્ટ્રના જ્યોતિષીઓની સભા થઇ. લોકમાન્યે પોતાના ભાષણમાં કહ્યું કે "હું મુંબઇમાં પંચાંગસુધારણાનો જે ઉપક્રમ થયો હતો તેજ કાર્ય પ્રત્યક્ષ આચારમાં લાવવાને પ્રયત્ન કરતો હતો પણ પરિણામ માત્ર ઉલટું આવ્યું." મુંબઇના ઠરાવને અમલમાં મુકવાનું જો લોકમાન્યે મનમાં આણ્યું હોત તો તે સહજ રીતિથી થઇ શકે તેમ હતું. મુંબઇમાં જો લો. બા. ટિળક ન હોત તો સર્વે મતોની એકવાક્યતા થઇજ ન હોત! કમીટી નીમી દેવામાં આવી હતી, બક્ષીસની રકમ પણ તૈયાર હતી, પણ, "योजकस्तत्र दुर्लभः" આવી સ્થિતિ હોવાને લીધે ૧૩ વર્ષમાં કંઇજ થયું નહિ. લોકમાન્યે ૧૩ વર્ષ ઉદાસીન સ્થિતિ ધારણ કરી. 'કેસરી' સરખું વર્તમાન પત્ર તેમના હાથમાં હતું, વારંવાર લેખ લખી જાગૃતિ જાગતી રાખી હોત તો કરણગ્રંથ ક્યારનો તૈયાર થઇ ગયો. હોત અને ગણિતશુદ્ધ એવા વ્યવહાર્ય પંચાંગનો પ્રચાર માત્ર મહારાષ્ટ્રમાંજ નહિ પણ હિન્દુસ્થાનના ઘણા ભાગમાં થયો હોત એમ કોઇએ પણ કબુલ કરવુ જોઇએ. જે સારૂ લોકમાન્ય ૧૩ વર્ષ ઉદાસીન રહયા અને તેમણે શાબ્દિક જાગૃતિ પણ ઉત્પન્ન કરી નહિ તેથી તો, જો કે મુંબઇમાં તેમણે પતાવટ કરી નાંખી હતી તો પણ તેમનો પોતાનો મત તેવો ન હતો તેમ કહેવામાં જરાય હરકત આવતી નથી. પુનાની પરિષદમાં સુધારણાવાદનો પુરસ્કાર તેમનીજ પાસે હતો. તેમણે જો મનમાં આણ્યું હોત તો મુંબઇના ઠરાવ પ્રમાણેજ ગ્રંથ તૈયાર કરવાનો ઠરાવ આગળ લાવ્યા હોત. પરંતુ તેમને તે ઠરાવ માન્ય ન હોવો જોઇએ. કારણ કે સુધારણાવાદ પ્રથમથીજ ઉપસ્થિત કરવાને તેમણે પોતાની સંમતિ કાલત્રયમાં પણ દીધી ન હોત. સ્થિર રાશિચક્રનું આરંભસ્થાન "નિઃશર રેવતીયોગ તારેઃજ છે, આમ તેમણે પ્રતિપાદન કર્યું, સર્વેએ ઉંકુ ધુણાવ્યું,"અયનાંસ ૨૩ સ્વીકારવાનો ઠરાવ કર્યો, પણ "આરંભસ્થાન અને સંપાત તે

વાળ વધારવાનું મુખ્ય સાધન."કામીનીઆ ઓઇલ છે."

બન્ને વચ્ચે જે અંતર તે અયનાંશ" આવી એક મેખ મારી, અને તેજ વેળાએ બીજા એક સંમેલનના ગણેશ માંડી દીધા—પૂર્વ તૈયારી કરી દીધી. આ પ્રમાણે લોકમાન્યની આ બીજી કામગીરી થઇ. પહેલી ખેપે નિરનિરાળા મતમાંથી સર્વસાધારણ મત પ્રમાણે પતાવટ કરી નાખી. બીજી ખેપે " **पुनश्च हरिः ॐ** " પ્રમાણે ફરીથી મૂળથી માંડીને વાદ ઉપસ્થિત કરી ત્રીજી પરિષદની પ્રાણપ્રતિષ્ઠા કરવાની યોજના તૈયાર કરી રાખી.

પછી ત્રીજી સભા ભરાણી સાંગલીમાં. આ સભામાં જોકે લો. મા. સભાધ્યક્ષ ન હતા-પણ તેમનું પ્રાબલ્ય પુણા પ્રમાણેજ હતું તેને લીધે આખરનો નિર્ણય તેમનાજ મત પ્રમાણે થયો. અને અહીં પણ એક મેખ મારવામાં આવી અને ચોથી પરિષદની પ્રસ્તાવના તૈયાર કરી રાખી ! કારણ,

" **पूर्वसिद्धान्तग्रन्थेषु निःशररेवतीयोगतारैव राशिचक्रारम्भस्थानं गृहीतम्** " આવો આરંભસ્થાનવિષયક નિર્ણય કરાવ્યો, પરંતુ ' **पूर्वसिद्धान्तग्रन्थेषु** ' એટલે તે કયા કયા ગ્રંથોમાં તે વાત તો મોઘમજ રહી અને ' **निःशररेवतीयोगतारा** ' તે પણ કયો તે પણ અંધારામાંજ. આનો પૂર્ણ ખુલાસો સાંગલીમાં થયો ન હોવાને લીધે પંચાંગપ્રવર્તનનું કામ વાસ્તવિક અપૂર્ણજ રહ્યું. પરંતુ પુણાની પંચાંગપ્રવર્તક કમિટી તો મંડીજ પડી ! તેણે '**झिटा पिशियम**' તારાને આરંભસ્થાન ઉપર કેવળ પોતાનાજ મત પ્રમાણે માની લઇ પંચાંગ શરૂ કરી દીધું, હવે તે આપણે માનવુ કે નહિ તેનો વિચાર કરવો જોઇએ.

સાંગલીમાં આરંભસ્થાનવિષયક નિર્ણય થયો એમ ઉપર લખ્યું છે. તથાપિ વસ્તુસ્થિતિ નિરાળી છે એ તે વખતે ત્યાં હાજર રહેલા લોકોને પૂછતાં સમજવામાં આવે. પ્રથમ નાક્ષત્ર સૌર વર્ષમાન સ્વીકારવું એવો ઠરાવ આગળ આવ્યો. રા. ભિકાજી મહાદેવ પેણુસે બી. એ. એ તથા મેં (પંડિત નવાથેએ) ગ્રંથોમાંથી શાસ્ત્રીય પુરાવા બતાવી વિરોધ કર્યો તેનો કોઇએ પ્રત્યુત્તર પણ દીધો નહિ. સભા મુંગી થઇ ગઇ, ત્યારે અધ્યક્ષ રા. શ્રીપાદ કૃષ્ણ કોલ્હાટકરે અમને એમ સમજાવ્યું કે હું સુમારે ૨૦૦૦ વર્ષથી જે પધ્ધતિ ચાલી આવી છે તેમાંજ સુધારો થાય તેમ ઇચ્છુ છું. અર્થાત ઉત્તર ભળતોજ મલવાને લીધે અમે આ બાબતમાં વધારે વાદવિવાદ કરવાનું બંધ કર્યું. પછી તો નાક્ષત્ર સૌરજ વર્ષમાન સ્વીકારવું એમ ઠર્યું. જુના મતવાળા લોકોએ તો આનો જરા પણ વિરોધ કર્યો નહિ. તેથી તે લોકોને આ ઠરાવ માન્ય હતો તેમ સમજવું કામતુજ નહિ. આ વર્ષમાન માનવાથી શું પરિણામ થશે અને પરંપરાનો ઉચ્છેદ કેવી રીતે થશે તે તેઓ સમજ્યાજ ન હતા. મુંબઇમાં ભેગા થયેલા જ્યોતિષીઓ વિદ્વાન હતાં તેઓને આ બાબત સંપૂર્ણ પણે જાણમાં હતી, તેથી તેમણે ગ્રંથારંભ વખતે સૂર્યસિદ્ધાન્તનુંજ વર્ષમાન કાયમ રાખવું આમ ઠરાવ્યું. પણ સાંગલીમાં તો આવો જોરદાર વિરોધ કોઇને પણ કરતાં ન આવડયાને લીધે સ્વાભાવિકપણે નાક્ષત્ર વર્ષમાનને ટેકો મળી ગયો. આગળ ઉપર અયનાંશનો

પ્રશ્ન નીકળ્યો. તે વખતે બહુ વાદવિવાદ થયા બાદ ૨૨ અને તેની ઉપર થોડીક કક્ષા એમ અયનાંશ લેવાનું ઠર્યું હતું. તેટલામાં લો. મા. ટિળક પધાર્યા અને કહેવા લાગ્યાઃ

"અમે પુણામાં ૨૩ અયનાંશ સ્વીકાર્યો હતા, તમે ૨૨ ઉપર કક્ષા ઉમેરવા માગો છો તેથી કંઇ સુધરી જવાનું નથી. અમારે પણ રેવતી યોગતારાને મોટો દાદો કરવો પડશે." એટલામાં એક શાસ્ત્રીજી બોલવા મંડયાઃ

"ક્યારેય પણ કાં ? આજજ રેવતી યોગતારાનો કાં સ્વીકાર કરતા નથી. એક વખત શુદ્ધ કાર્ય થયું એટલે થયું, વારંવારની માથા કુટજ મટી જાય. આવો થીંગડાજો વારંવાર ક્યાં સુધી ચલાવ્યા કરશો છો ?" આમ કહ્યું કે તરતજ વાજું ફર્યું અને રેવતીને અધ્યક્ષપદ મળ્યું. અર્થાત્ તદનુરૂપ અયનાંશ માન્ય કરવાજ પડયા ! આવો આ સાંગલીનો ઇતિહાસ છે.

વાસ્તવિક અયનાંશને રેવતી સાથે કે બીજા કોઇ સ્થિર તારા સાથે કે બિન્દુ સાથે કાડી માત્રનો પણ સંબંધ નથી એ હું (પં. નવાથે) તમને બતાવનાર છું. અહીં સર્વેએ નિરભિમાન-પણે ચિત્ત લગાડવું.

પણું કરીને બધાને નિરયન ગણના જોઇએ છે. અયનરહિત તે નિરયન, અર્થાત્ નિરયન એટલે સ્થિર એવો અર્થ તેમાંથી નીકળતો નથી. એક વખત ગ્રંથ ઉપરથી આવનારાં ઉત્તર–દક્ષિણ અયને ( મકર અને કર્ક સંક્રાન્તિ ) પ્રત્યક્ષ દૃષ્ટિથી દેખાતા અયનાંશ સાથે મળતાં આવતાં હતાં પણ વર્તમાન ભુલભરેલું હોવાને લીધે તે અયનોનો અયનાંશ સાથેનો મેળાપ ખસી ગયો. પ્રત્યક્ષ અયન કરતાં ગ્રંથાગત અયન સુમારે ૫૮ પળ પાછળ પડવા લાગ્યું. આવી ચૂક દર વરસે વધારે ને વધારે થતી ચાલી ને જે આ કસર રહેવા લાગી તેનુંજ નામ આગળ ઉપર અયનાંશ પડયું. આ ચૂક થોડી હતી ત્યાં સુધી કોઇના લક્ષમાં આવેલ નહિ. ૫૮ પળની ચૂક તે વેળાનાં સ્થૂલ સાધનો દ્વારા ધ્યાનમાં આવે તે શક્ય ન હતું. અયનકાલ જાણવાની રીતિ વરાહાચાર્યે પોતાના 'બૃહત્સંહિતા' નામના ગ્રંથમાં નીચે પ્રમાણે દીધી છે.

दूरस्थचिह्नवेधादुदयेऽस्तमयेऽपि वा सहस्रांशोः । छायाप्रवेशनिर्गमचिह्नैर्वा मण्डले महति ॥

તેના ઉપર ઉત્પલની ટીકા નીચે પ્રમાણે.

दूरे तिष्ठतीति दूरस्थम् । दूरस्थं तच्चिह्नं दूरस्थचिह्नम् । तेन वेधो दूरस्थचिन्हवेधः । तस्माद्दूरस्थचिन्हवेधात्सहस्रांशोरादित्यस्योदय, उदयकालेऽप्ययनचलनमन्वेष्यम् । यतो मकरादावादित्यः प्रतिदिनमुत्तरां दिशं याति तथा कर्कटादिस्थितः प्रतिदिनं दक्षिणां दिशं याति तेन दूरस्थितं वृक्षादिकमुदयेऽस्तमयेऽथवा सवितुश्चिह्नं कृत्वा द्वितीयेऽपि दिने तत्रैव स्थित्वा पुनरपि विचारः कार्यः किमयनचलन निवृत्तिर्जाता न वेति । एवं दिनसप्तकं यावद्गणितागतसङ्क्रान्तिकालाद्यावत्कन्यान्तम् ॥

तुलादौ पुनः प्राच्यपररेखायां पतति वालात्प्राक् पश्चाच्चान्वेष्यं किं स्फुटगणितागतसङ्क्रान्तिकालतुल्या जाता किमादौ किं पश्चाद्वेति। तथा महत्यतिवृहन्मण्डल उदयास्तमयसमीप इत्यर्थः ॥

छायाप्रवेशनिर्गमेन वा यानि चिन्हान्युपलक्षणानि तैरपि। वा शब्दः प्रकाराय। एतदुक्तं भवति ॥

આ પ્રમાણે અયનચલન જાણવાને બે રીતિ દેવામાં આવી છે. અને તે રીત અનુસાર પૂર્વના જ્યોતિષીઓ અયનચલન કેટલું થયું એટલે કે અયનાંશ કેટલા લેવા જોઇએ તેનો નિર્ણય કરતા હતા. આ રીત પ્રમાણે અયનચલન બરાબર સમજવાને કેટલાં વર્ષો સુધી સરખું અવલોકન કરવું પડતું હશે તેની કલ્પના તજજ્ઞ સિવાય બીજાને થવી શક્ય નથી. છાયા માપવા સારૂ જે વર્તુલ કરવું જોઇએ તે એવડું મોટું જોઇએ કે તેમાં વિકળાના પણ ૬૦ ભાગ પાડવામાં આવેલ હોય. સિવાય તે વર્તુલની જમીન સમાન લેવલ હોવી જોઇએ. " **समायामवनौ वृत्तमुत्पाद्य दिगाङ्कित्वाकृतं शङ्कुं तन्मध्ये विन्यसेत्** " આ પ્રકારે યોજના કેરવી પડે છે. આ કામ જોવામાં બહુ સ્હેલું છે તો પણ પ્રત્યક્ષ કેટલું કઠીન છે તેનો વિચાર કરો. આવી ઓઝપણુ હોવાને લીધે અને પ્રત્યક્ષ વેધ લેનારા વિદ્વાન્ એવા જ્યોતિષીઓ બહુજ થોડા હોવાને લીધે એક વખત જે ચૂક થઇ તે કાયમની થઇ. ભાસ્કરાચાર્યે આ ચૂકને સુધારી હેત પરંતુ તેમના વખતમાં ચૂકનું માન ૧૧ દિવસ ઉપર આવી ગયેલું હોવાથી દુરસ્તી કરવાનું તેમને ધૈર્ય થયું નહિ. કારણ, પ્રત્યેક સંક્રાન્તિ ૧૧ દિવસ, અગાઉ થઇ હોત અને ‡ લોકવ્યવહારમાં મોટો ઘોટાળો ઉત્પન્ન થયો હોત. બ્રહ્મગુપ્તે માત્ર આ ચૂકને સુધારી લીધી. કારણ, તેમના વખતમાં ૫૪ ઘ૦ નીજ ફક્ત ભૂલ હતી એટલે કે પુરો એક દિવસ પણ થનો નહોતો. પરંતુ તેમાં પણ તેઓ ચૂક્યાજ તેને લીધે તેમના વખતમાં અયન જો કે બરોબર આવ્યાં હતાં તોપણ વર્તમાનમાં પુનઃ ચૂક રહી હોવાને લીધે અયનાંશ વધતાજ ગયા. કલિયુગારંભથી માંડીને બ્રહ્મસિદ્ધાન્ત રચના કાલપર્યન્ત સુમારે ૩૭૩૦ વર્ષો વીત્યાં હતાં. તે[illegible] વર્ષોને ૫૪ ઘ. ની ચૂક ભાગે પડતી આપી દઇ તેમણે પોતાનું વર્ષમાન શુધ્ધ કરી લીધું. [illegible]ંતુ તે તેમના વખત સુધીજ માત્ર પુરતું થયું. કાયમનું થયું નહિ. તેમણે જો અમુક[illegible]ળ પછીથી આજ પર્યન્ત સંક્રમણ આટલું પાછળથી આવ્યું એવો વિચાર કર્યો હોત તો [illegible]ર્માન શુદ્ધ સાંપાતિક બનત. [ અપૂર્ણ ]

‡ શકે ૧[illegible] . માં અધિક માસ વિચાર (લે. વે. ગો. નવાથે.) ગુજરાતી ભાષાંતર–વૈશાખ[illegible] ભા. જ્યો. ચ. ના અંકમાં પૃષ્ઠ ૪૯ માં હવે ઉપર જે ત્રણ પ્રકારનાં સૌર વર્ષ[illegible] ત્યાંથી માંડી બાપુદેવ શાસ્ત્રીનો મત પૂરેપૂરો વાંચી જવાને વાંચકને ભલામણ કરૂં છું[illegible] . તેજ અંકમાં તેજ લેખના છેવટના ભાગમાં (પૃ. ૫૮) પ્રખ્યાત સાયનવાદી પં. વિ[illegible] ો નવાથેનો છેવટનો મત–મદ લાધવી પંચાંગનું......ત્યાંથી માંડી લેખના છેવટનમાં "અને[illegible] " માન્ય થયેલા નિર્ણયસાગરી પંચાંગેજ આની અગ્રેસરતા લેવી એવી મારી ઇચ્છા[illegible] ત્યાં સુધી વાંચી જવું. લોકવ્યવહારમાં, ઘોટાળો ન થાય તેનેજ વાસ્તે અને તરત[illegible] " લેવા જેવું થાય તેને વાસ્તે અમુક અમુક સુધારણા કરવાની શ્રી પ્રાણજીવન હરિહ[illegible] બાદ વિચારવા જેવું છે, પોતે સાયનવાદી હોવા છતાં પણ નિર્ણયસાગરી પં[illegible] ગ્રેસરતા લેવી નેમ કર્યું છે. ( ફ. વા. ભટ્ટ. )

[illegible] લમસરામાં કે મીરીગામાં [illegible] "ઓરા દીલણહાર વાપરજો."

# વિધિનું વૈચિત્ર્ય

## અથવા

## પ્રબોધિ પાટલ પુષ્પ.

લેખક:

બ્રહ્માનંદ.



(ગતાંક પૃષ્ઠ ૧૨૪ ના અનુસંધાનથી.)

તે શબ્દ વારંવારનાથી ચિત્ત ચમક્યું વીરનું,
"કાં બેની શું છે? કેમ શું પુછે મને મુજ હીર તું;"
આવ્યું અતિશે વ્હાલ હૃદયે બાલિકાને ઉંચકી,
સ્નેહાળ બંધુએ કીધું ચુમ્બન અતિ પ્રીતિ થકી. ૧૩

ત્યાં અન્ય ભગિની અન્ય બાજુ નીરખતી'તી નેહથી,
કે નવિન લીલાના વિનોદોમાં ગુંથાતી સ્નેહથી;
ઘડી આમ તો ઘડી આમ વારંવાર દૃષ્ટિ તો થઇ,
તત્કાળ દૃષ્ટિ ધ્યાન કરતા બગ તરફ જોતાં ગઇ. ૧૪

ક્ષણુ બે ત્રણે એક મત્સ્યનું બગલેજ ભક્ષણુ તો કર્યું,
આનંદથી વળી શાન્ત થઇ ફરી ધ્યાન તેણે તો ધર્યું;
ધરી ધ્યાન પછી બલિદાન કેરું હૃદયમાં ચિન્તન કર્યું
તત્કાળ–ક્ષણુમાં મત્સ્ય બીજું જોત જોતામાં હર્યું; ૧૫

ભક્ષણુ થતું બગને પરન્તુ મત્સ્ય સઘળાં તો મરે,
શંકિતહૃદય થઇ બાલિકા કૈં પ્રેમથી પ્રશ્નો કરે:
"કહો ભાઇ! આ શું તત્ત્વ બકનું સ્નેહથી સમજાવજો,"
કહે ભાઇ: "બેની! બાલિકા! એ તત્ત્વ હૃદયે તો સજો; ૧૬

આ મત્સ્ય સમ સૌ જન તણું દૃષ્ટાંત લેવું હૃદયમાં,
ને કાળ બક સમ જાણીને પછી કાર્ય કરવું જગતમાં;
જ્યમ મત્સ્ય તો ના જાણતો કે કાળબક ઉપર રહ્યો,
ઇચ્છા પ્રમાણે વિચરતાં મૃતિમાર માથે તો સહ્યો; ૧૭

જન સર્વ ઇચ્છાધીન થઇ વર્તન કરે જગજલમહીં,
પણ કાળ માંથે ટાંપતો તે તેમનાં ચિત્તે નહિં;
શુભ અશુભ કાર્યો કર ધરે નહિ લેશ કાળ તણી ભીતિ,
અભિમાનથી વિચરે અહીં જગમાં ત્રિકારી એ રીતિ; ૧૮

કહું એની માટે હું તને રહેવું સદા નીતિ થકી,
શુભ કાર્ય કરવાં જગતમાં ડર કાળનો રાખી નકી;
અન્તર્-ઉમળકે સ્નેહનાં બિંદુ સબળ વર્ષાવવાં,
ઇશ્વર જગતમાં જાણીને મઙ્ગલ સદા કરવાં નવાં. ૧૯

એ શીખ માટે ઇશ્વરે દ્દષ્ટાંત આપ્યું દ્દષ્ટિએ,
જનબોધ માટે કર્મકૃતિએ તો બનાવ્યું સૃષ્ટિએ;"
કહીને કથન એ એટલું પછી શાન્તિથી ઉભો થયો,
જ્યાં બાલિકાની દ્દષ્ટિપથમાં ઘુવડ ને વાયસ ગયો. ૨૦

વાયસ બિચારો ખાઇ ગોથાં પાંખ ફફડાવી મરે,
બળથી પ્રહારો ઘુવડ તેના ઉપર આનંદે કરે;
નહિ ચાલતું વાયસ તણું કૈં અલ્પ બળ પણ તે ઘડી,
દિવસે કીધું કલ્લોલ તો પણ રાત્રિ તેને તો નડી. ૨૧

એ જોઇ બીજો પ્રશ્ન બાળાએ હૃદય શંકા ધરી,
પુછ્યો: "કહો મુજ ભ્રાત! કાં આ કાગમાં બળ ના જરી!"
તત્કાળ ઉત્તર મુખ ધર્યો કહે ભાઇ: "સુણતું બેનડી,
જગમાં દિવસ ને રાત્રિ સમ છે ફરતી ફરતી છાંયડી. ૨૨

રાત્રિતણો રાજા ઘુવડ છે દિવસમાં આ કાગડો,
જો દ્દષ્ટિપથમાં દિનમહીં કદિ ઘુવડ આવે તો જુઓ;
નહિ મરણશરણ કર્યા વિના કદી કાગ મુકતો એહને,
એવીજ રીતે રાત્રિમાં નહિ ઘુવડ મુકે કાગને. ૨૩

આ સૃષ્ટિમાં પણ એમ છે: અભિમાન કદિ નવ ધારવું,
ચઢતી સમયમાં પણ સદા જગ દ્દષ્ટિસમથી ભાળવું;
નહિ માન ધરી કરવી તિરસ્કૃતિ કોઇ અન્ય જનો તણી,
નહિ શત્રુ કરવા કોઇ દિન એ વૃત્તિ સત્વગુણી ગણી. ૨૪

કાં કે સમય પણ આપણો પડતી તણો આવી પડે,
ત્યારે ઘુવડ સમ શત્રુ બળથી જરૂર આપણને નડે;
કીર્તિ કપાળેથી ઉખેડી ક્ષણિકમાં રગદોળશે,
જલ-જગત કેરા વહનમાં નાખી અને ડૂબાવશે. ૨૫

નહિં નક્કી જન કોઇએ કર્યું ચઢતી સદા ભ્રમ તો થશે,
નહિ તેવું પડતીનાં પ્રમાણોનું હૃદયમાં તો ઠરી;
કદિ આજ તો કદિ કાલ કોઇ કોઇ જન તણું તો જાણવું,
ચઢતી અને પડતી તણું વ્હાનું સબળ નિરધારવું. ૨૬

પાંડવતણી પડતી પ્રથમ થઇ વિજય અન્તે આવીઓ,
કૌરવકુળે વિજયી પ્રથમ થઇ નાશ અન્તે કાં'વીયો;
દૃષ્ટાંત એવાં કૈંક જગમાં આજ નજરે તો પડ્યું;
એવી રીતે એ બેન મારી કાગબળ ઘુવડે ગળ્યું. ૨૭

* * * *

જો જો બીજું આ જીવનસમ દૃષ્ટાંત નજરે તો પડે,
સુંદર સરોવરના તરંગો એકકમથી ઉછળે;
ઉત્પન્ન થાયે કોઇક તો લય કોઇક પામે લ્હેરથી,
સીધી નજરથી જો જણાએ એમ ઊર્મિ ક્રમપકી. ૨૮

આ જીવનને પણ જાણવું ક્ષણવારમાં લય પામશે,
જીવ એકમાંથી નીકળી કો અન્યમાં તે જન્મશે;
જો મરણ પુનરપિ જનન ક્રમથી સર્વ જનનાં થાય છે,
રંગો તરંગો સમ થતા જગમાં સદા દેખાય છે. ૨૯

ઉત્પન્ન થઇ જો આ તરંગો મધ્યમાં લય પામતા,
કો અન્તમાં આવી કિનારે નિત્યજલમાં લય થતા;
જીવમાત્રને પણ તેજ કૃતિથી નિત્યલય ઇચ્છા ધરી,
કરવો પ્રબળ કો યત્ન તેવો જન્મ ના થાયે ફરી. ૩૦

* * * *

જો જો વિયોગી દંપતી આ પરસ્પરથી બોલતાં,
નહિ ચાય તોપણ યોગ તેઓનો હૃદય દુઃખી થતાં;
એ ચક્રવાકી—ચક્રવાકતણો ક્યા સંસ્કારથી,
આપ્યો પ્રભુએ રાત્રિમાં વિયોગ હા ! ધિક્કારથી. ૩૧

અન્તર્વિરહથી ટળવળે એ સામસામાં જોઇને,
પણ કાંઇ ના ચાલે અરે ! રે' છે સહન કરી રોઇને;
કરવાં પડે છે સહન દુઃખો એમ એ રીતિ થકી,
મિથ્યા થતું ના ભાગ્યમાં જે હોય તે કો દી નકી. ૩૨

ધરવું હૃદયમાં તત્ત્વ એનું દુઃખ જો આવી પડે,
કો પૂર્વજન્મતણાં કરેલાં કર્મયોગોના બળે;
તો ધૈર્યધરી હૃદયે થવું વળી સહનશીલ અતિ શૌર્યથી,
પ્રારબ્ધ પર ધરી હાથ રહેવું બ્હીવું ના કદિ કોઇથી. ૩૩

## મી૦ માનેકજી પટેલ અને પારસી થીઑસોફીસ્ટો, અને જોશીઓ.
## MR. MANEKJI PATEL AND THE PARSEE THEOSOPHISTS AND ASTROLOGERS.

(પૃષ્ઠ ૭૩ થી ચાલુ.)

તારનાં દોરડાં વગર સંદેશા મોકલવાની વિદ્યા ( wireless telegraphy )એ ઘણાક ધર્મ સંબંધી વિકટ સવાલોના નિરાકરણનો રસ્તો ખુલ્લો કીધો છે; અને જ્યારે "આજે જે આપણને અજાયબ જેવું લાગે છે તે પાંચ પચીસ વરસ પછી કદાચ ખરૂં પડે," એમ મી૦ પટેલ માને છે, ત્યારે દેખીતા અજબ જેવા કે બેહુદા સિધ્ધાંતોનાં ભીતરમાં કાંઇ સચાઇ હશે, એમ માનીને જો સચાઇ શોધવાની કોશેશ કરીએ તો તેમાં ખોટું શું છે ?

મી૦ પટેલ ભૂલી જાય છે કે "અસાધારણ પ્રયોગોને હંમેશાં ઘણીજ સખત કસોટી (tests) માંથી પસાર કરવા"ની તક સઘળાંને મળતી નથી. "વાયરલેસ ટેલીગ્રાફી" કે સાય-ન્સને લગતા સંખ્યાબંધ સિધ્ધાંતો જાતિ અવલોકન કે અનુભવથી પુરવાર કરી લેવાની તક સઘળાંને મળતી નથી.—છતાં વિદ્વાનો તરફથી તે સિધ્ધ થયલું સમજી આપણે તે ખરા તરીકે સ્વિકારીએ છીએ. ત્યારે આત્મિક બાબદો જેની પુરવારી મેળવવી આપણે હાલની સ્થિતિમાં લગભગ અશક્ય જેવું છે, તે વિચાર, અવલોકન અને અભ્યાસથી ખરી તરીકે સ્વિકારવી, એ માણસજાતના વધારા (progress) માટે શું જરૂરનું નથી !

આગળ ચાલતાં મી૦ પટેલ ઇઝદ અમશાસ્પંદો અને બંદગી વિષે સહેજ ઇશારો કરી જણાવે છે કેઃ—

"આ સઘળી બીનાઓ ઉપરથી આપણે જોઇ લઇશું કે એક ચીજ અજાયબી ભરેલી છે તેથીજ તે નહીંજ બને એમ કહેવું ઉતાવળીયુ છે."

અમે પુછીએ છીએ કે મી૦ પટેલે પોતાના આ વાક્યને પોતાના આખા ભાષણ દર-મ્યાન યાદ રાખી તેપર અમલ કીધો હતો ! એવણે સંખ્યાબંધ બાબતોને નહીં બનવા જોગ ધારી લીધી છે, યા તેમને ખોટી કે ઠગાઇ ભરી માની લીધી છે, પણ તે બાબતો વિષે વિવેચન કરતાં તેમ કરવા માટે સંગીન કારણો તેઓ આપી શકતા નથી. અને તેથીજ એમનું "કહેવું ઉતાવળીયું છે," એવા અનુમાન ઉપર આવવાની આપણને ફરેજ પડે છે.

મી૦ પટેલ પોતે હાથ ધરેલો વિષયનો સંપૂર્ણ રીતે અભ્યાસ કીધા વગર બહાર પડયા હતા, અને તેથી તેમનું "કહેવું ઉતાવળીયુ છે," એવાં અમારાં અનુમાનના ટેકામાં એમના નીચલા વિચારો અમે રજુ કરીએ છીએ.

"આપણે ઇરાનની તવારીખમાં વાંચ્યું છે કે માણસો હવામાં ઉડતા હતા.-ત્રીસ ચાળીસ વરસ ઉપર આપણે તેને દંતકથા (Mythology) સમજતા હતા, આજે વીમાનો આપણે માથે ઉડે છે. આપણે અસલની ચોપડીઓમાં જીન અને પરીઓની વારતા વાંચતા હતા જેમાં જણાવ્યું હતું કે તેઓ એક બટન દાબતા કે તરત મહેલમાં રોશની થતી. આજે સાધારણ મછીઆંવાળાઓ અને પાનવાળાઓની દુકાન ઉપર ઇલેક્ટ્રીક લાઇટ છે."

(વધુ માટે જુઓ પાનું ૧૫૫.)

# ॥ जातकी ॥

ભાષાન્તર કર્તા:—
શાસ્ત્રી તુલજાશંકર ધીરજરામ પંડયા.

(પૃષ્ઠ ૧૧૬ થી ચાલુ.)







આ પ્રમાણે અદલ બદલ કરી આ યોગ કલ્પનાથી તૈયાર કરવા જોઇએ અને તેપર લક્ષ આપી યોગાનુયોગ ફલ સમજવુ જોઇએ.

શ્લોકમાં કહેલા રાજયોગમાં અમુક ગ્રહ અમુક રાશિમાં અથવા અમુક સ્થાનમાં હોવો જોઇએ એમ કહેલું નથી એમ કોઇ કહે પણ જો એમ ધારવા બેસીએ તો તો પછી કાંઇ વિચાર થઇ શકેજ નહિ એટલે એ તો કલ્પનાથીજ વિચારી લેવું જોઇએ. કર્ક અથવા સિંહ રાશિનું લગ્ન હોય તોજ મનુષ્ય છત્રધારી રાજા બને, બીજી રાશિઓના લગનથી તે રાજા થાય કે નહિ તે કંઇ કહી શકાય નહિ. માત્ર ખાસ કરીને એટલુ કહી શકાય કે ઉપર કહેલાં સ્થાનોમાં જો તે પ્રમાણે ગ્રહ હોય અને તેનું વિશેષ દૃષ્ટિબળ લગ્ન બાજુ હોય તો તે મનુષ્ય મોટી યોગ્યતા પ્રાપ્ત કરનારો થશે એમ માનવામાં હરકત નથી; એટલે કે એ રાજયોગની તેવી કુંડલી કાલ્પનિક રીતે પણ ગોઠવી તે પરથી ફળ જો બરાબર સમજવામાં આવે અને તે પ્રમાણે જો કુંડલીમાં લગ્ન તથા ગ્રહોની સ્થિતિ બરાબર રીતે સંભવિત હોય તો તે રાજયોગનું ફળ મનુષ્ય અવશ્ય રીતે પ્રાપ્ત કરે છે. અથવા તો તે તરફનું કોઇ મહાન્ સન્માન પ્રાપ્ત કરીને પણ તેવો કોઇ મહાન્ દરજ્જો મેળવવા ભાગ્યશાળી થાય છે.

लग्ने चैव यदा जीवश्चतुर्थे चन्द्रमा बुधः ॥
दशमे च यदा भौमो राजयोगस्तदा भवेत् ॥१७॥

જો લગ્નમાં ગુરૂ રહેલો હોય અને ચોથા સ્થાનમાં ચંદ્રમા અને બુધ હોય તેમજ દશમા સ્થાનમાં મંગળ રહેલો હોય છે તો રાજયોગ થાય છે.

આ યોગ જો મેષરાશિનું લગ્ન હોય છે તો તે વધારે બળવાન્ ગણાય છે. કારણ કે લગ્નમાં મેષરાશિનો ગુરૂ હોવા સાથે ચોથા સ્થાનમાં કર્કરાશિનો ચંદ્ર અને દશમામાં મકર રાશિનો ઉચ્ચ મંગળ એમ ગ્રહો બરાબર ઉત્તમ રીતે બેસે છે. મીન લગ્ન હોય છે તો પણ

ફળ આપે છે. તેમાં પણ જો મિથુન, મેષ અથવા તુલા રાશિનું લગ્ન હોય છે તો આ યોગ ઉત્તમ પ્રકારનો ગણાય છે અને તેથી મનુષ્યને અન્ય સ્થાનોના ઉત્તમ ફળનો અભાવ હોવા છતાં પણ આ ત્રણ સ્થાનો તો આવશ્યક રીતે ઉત્તમ મનાતાં હોવાથી તેમનું ફળ તો તે પ્રમાણે ઉત્તમ રીતનુંજ મનુષ્યને મળે છે.

लग्ने क्रूरो व्यये क्रूरो धने क्रूरस्तथैव च
सप्तमे भवने क्रूरः परिवारक्षयंकरः ॥ २४ ॥

મનુષ્યને જો લગ્ન સ્થાનમાં, વ્યયસ્થાનમાં એટલે બારમા સ્થાનમાં, ધનસ્થાનમાં અને સાતમા સ્ત્રી ભુવનને વિષે ક્રૂર ગ્રહો પડેલા હોય છે તો તે મનુષ્યના સર્વ કુટુંબનો નાશ થાય છે.

લગ્નપરથી હમેશાં શારીરિક તેમજ માનસિક વાતનો વિચાર કરવામાં આવે છે, બીજા ધન સ્થાનપરથી કુટુંબનો અને ધન સંબંધી વિચાર કરવામાં આવે છે, વ્યયસ્થાન પરથી એટલે બારમા સ્થાનપરથી ધનના સદસદ્ વ્યયનો તથા ઓછા વત્તા ખર્ચનો તેમજ સંકટો સંબંધી વિચાર કરવામાં આવે છે અને સાતમા સ્થાન પરથી સ્ત્રી સંબંધી સુખ દુઃખનો વિચાર કરવામાં આવે છે એટલે આ ચાર સ્થાન પરથી પરિવાર સંબંધી એટલે કે કુટુમ્બ સંબંધી નાશ થવાનું જે કાંઇ શ્લોકમાં લખ્યું છે તે બરાબર છે કારણ કે પરસ્પર એ ચારે સ્થાનોનું ફળ એકેકને આશ્રિત રહેલું હોય છે. શારીરિક સંપત્તિ, તે સાથેજ ધનપ્રાપ્તિ અને સ્ત્રી સંબંધી સુખ તેમજ સારો અને ઓછો ખર્ચ હોય તો મનુષ્ય પોતાનું કૌટુમ્બિક સુખ ઉત્તમ પ્રકારનું માને છે, પરંતુ આ ચારેના સુખનો અભાવ હોય છે તો મનુષ્ય પોતાના સર્વ સુખનો નાશ થયો માને છે. આ સ્થાનોમાં જો ક્રૂર ગ્રહો રહેલા હોય છે તો તેઓ એ ચારે સ્થાનોનો વિનાશ કરે છે અને તેથી ક્રૂર ગ્રહો સહિત સ્થાનોપરથી મનુષ્યના પરિવારનો નાશ થવો એમ ગ્રન્થકર્તાનું લખવું યોગ્ય છે.

द्वादशे च यदा चन्द्रो भौमो राहुर्धने तथा ।
दरिद्रं तं विजानीयात् पुत्रस्त्रीसहबांधवैः ॥ २६ ॥

બારમા વ્યયસ્થાનને વિષે જો ચંદ્ર રહેલો હોય અને બીજા ધનસ્થાનને વિષે મંગળ અને રાહુ રહેલો હોય છે તો દરિદ્ર યોગ થાય છે અને તેથી તે યોગ મનુષ્યને તેના પુત્ર, સ્ત્રી, અને બંધુઓ સહિત દરિદ્રી બનાવે છે.

આ યોગ પણ મનુષ્યને દરિદ્રતા આપનાર યોગ તરીકે ગણેલો છે, પરંતુ એમાં પણ એક મત એવો છે કે ધનસ્થાનમાં રાહુ અને મંગળ હોવાથી દરિદ્રતા પ્રાપ્ત થાય છે જેમાં રાહુ એ દરિદ્રતા પ્રાપ્ત કરાવતો નથી પરંતુ ખરી રીતે જેના ધન સ્થાનમાં રાહુ પડેલો હોય છે તે ધનનો સંગ્રહ કરે છે અને ખર્ચ માત્ર જોઇએ તેટલોજ કરે છે એટલે કે તેથી તે ધનિક થાય છે પરંતુ નિર્ધન થતો નથી. માત્ર મંગળજ એ ધન સ્થાનમાં રહેલો દરિદ્રતા આપે છે એમાં સંશય નથી. જો કે આ મંતવ્ય તે મતકારના પોતાના મત પ્રમાણે બરાબર હશે પરંતુ જો રાહુ અને મંગળ એ બને જો એકઠા રહેલા હોય તોજ ક્વચિત્ મતકારના મત પ્રમાણે રાહુ ઉત્તમ અને મંગળ અનિષ્ટ એ પ્રમાણે ફળ આપતા હશે પરંતુ મૂળ ગ્રંથકારે તો અહીંઆં બારમા સ્થાનમાં ચંદ્ર હોવા સાથે ધન સ્થાનમાં રાહુ અને મંગળ બનેનો સહચારી યોગ દરિદ્રતા પ્રાપ્ત કરાવનાર તરીકે ગણેલો છે, અને તેથી તે બને જો એક સાથે રહેલા હોય તો ગ્રંથકર્તાના મત પ્રમાણે અનિષ્ટ ફળ આપે એમાં સંશય નથી; માત્ર તેનાં બલાબલનું પ્રમાણ જોતાં ક્વચિત વિશેષાલ્પ ફળનો ભેદ આવી શકે તો તે એક જુદી વાત છે.

सप्तमे च यदा राहुर्दशमे रविनंदनः ॥
अकर्मा हि तदा जातो दासकर्म कारिष्यति ॥ २७ ॥

જો મનુષ્યના સાતમા સ્થાનમાં રાહુ હોય અને દશમા સ્થાનને વિષે શનિ રહેલો હોય તે મનુષ્ય દુષ્ટ કર્મ કરનારાળો અને દાસ કર્મ કરનારાળો થાય છે.

દશમા સ્થાનમાં રહેલો શનિ મનુષ્યને દુષ્ટ કર્મ કરાવવા વાળો થાય છે એમ કહ્યું તેમાં પણ જો દશમા સ્થાનમાં મેષ, કર્ક, સિંહ કે વૃશ્ચિક રાશિનો શનિ રહેલો હોય છે તો તે મનુષ્યને અવશ્ય રીતે અધમ કર્મ કરાવવાવાળો થાય છે. વળી સાતમા સ્થાનમાં જો રાહુ રહેલો હોય છે તો તે મનુષ્ય વ્યભિચારી થાય છે એમાં પણ સંશય નથી.

દશમા સ્થાનનું નામ કર્મ સ્થાન છે અને તેથી સાતમા સ્થાનમાં જો રાહુ રહેલો હોય અને દશમા કર્મ સ્થાનને વિષે શનિ રહેલો હોય તો મનુષ્ય અવશ્ય રીતે અધમ કર્મ કરવાવાળો થાય એમાં સંશય નથી કારણ રાહુ અને શનિનો એવો જાતનો યોગજ મનુષ્યને નીચ કર્મ કરવા તરફ પ્રેરે છે. તેમજ તેવી રીતે સેવા વૃત્તિ-નોકરી ચાકરી અથવા દાસત્વ પણ કરાવે છે.

द्वादशे नवमे चन्द्रो द्यूने तिष्ठति च भृगुः ॥
हिबुकस्था यदा पापा वंशच्छेदो भविष्यति ॥ २८ ॥

બારમા વ્યયસ્થાનમાં અથવા તો નવમા સ્થાનમાં ચંદ્ર હોવા સાથે સાતમા સ્થાનને વિષે શુક્ર રહ્યો હોય અને ચોથાં સ્થાનને વિષે પાપગ્રહો રહેલા હોય તો તે માણસના વંશનો ઉચ્છેદ થાય છે.

કેટલાક જ્યોતિર્વિદોના અનુભવ પ્રમાણે આ ફલોપપત્તિ બરાબર હોય એમ લાગતી નથી. કારણ કે આ પ્રમાણેનો યોગ હોવા છતાં પણ જે મનુષ્યનો આવો યોગ હોય છે તેને આ પ્રમાણેના ફલનો અનુભવ જોવામાં આવેલો નથી. વખતે ગ્રંથકારને એકાદ કુંડલીમાં આવો યોગ દૃષ્ટિએ પડતાં અથવા આવા યોગ પ્રમાણે કોઈને કવચિત્ ફલાનુભવ થયો હોય એમ જણાતાંજ ગ્રંથકારે આ યોગની આ પ્રમાણે ફલોપપત્તિ વર્ણવી હોય એમ લાગે છે. નહિ તો બહુધા તેમ બનવા સંભવ નથી.

अष्टमे च यदा क्रूरो रिपौ सौम्यास्तथैव च ॥
श्वेतकुष्ठं विजानीयान्महापापीभवेन्नरः ॥ २९ ॥

જે મનુષ્યની જન્મકુંડલીમાં આઠમા સ્થાનને વિષે ક્રૂર ગ્રહ રહેલો હોય અને છઠ્ઠા શત્રુ સ્થાનને વિષે સૌમ્ય ગ્રહો રહેલા હોય છે તે મનુષ્યને શ્વેત કુષ્ઠ-સફેદ કોઢ-નામનો રોગ થાય છે એમ જાણવું અને વળી તે મહાન્ પાપ કર્મ કરવાવાળો થાય છે.

આ યોગ ઘણાઓના અનુભવમાં આવે તેવો નથી એટલે કે આવી ફલોપપત્તિનો સંભવ બહુધા દેખાતોજ નથી છતાં ગ્રંથકારે લખ્યું છે એટલે તે તેમના અનુભવ પ્રમાણે કોઈ વિશેષ યોગ તરીકે માનીને તેમણે લખેલું હોવું જોઈએ.

अष्टमे भवने भौमे सप्तमे राहुसंभवे ॥
षष्ठे चैव यदा सौरिर्भार्या तस्य न जीवति ॥ ३० ॥

જો મનુષ્યના આઠમા સ્થાનને વિષે મંગળ, સાતમા સ્ત્રીભુવનને વિષે રાહુ અને છઠ્ઠા સ્થાનને વિષે શનિ રહેલો હોય છે તો તે મનુષ્યની સ્ત્રી જીવતી નથી-અર્થાત્ સ્ત્રી નાશ પામતાં સ્ત્રી સંબંધી સુખ તે મેળવી શકતો નથી.

આ છઠ્ઠા, સાતમા તથા આઠમા સ્થાનોમાં ક્રમાનુસાર મંગળ, શનિ ને રાહુ એ ત્રણે ક્રૂર ગ્રહોનું રહેવું એકંદર સ્ત્રીસંબંધી ખરાબ ફળ આપનાર થાય છે એટલે કે આવો યોગ થતાં મનુષ્યની સ્ત્રી મૃત્યુ પામે છે અથવા તો જેનાં લગ્ન ન થયાં હોય તેનો વિવાહ સબંધ થવો અશક્ય થાય છે અથવા તો વેશવાળ થયું હોય તો તે પણ ટકવું મુશ્કેલ થાય છે.

लग्ने व्यये च पाताले यामित्रे चाष्टमे कुजे ॥
कन्या भर्तृविनाशाय पतिस्त्री च विनश्यति ॥ ३१ ॥

લગ્નમાં, બારમા સ્થાનમાં, ચોથામાં, સાતમામાં અને આઠમા સ્થાનમાં જો મંગળ રહ્યો હોય તો, તે જો સ્ત્રીની કુંડલીમાં રહ્યો હોય તો સ્વામીનો નાશ કરે છે અને પુરૂષની કુંડલીમાં રહ્યો હોય છે તો પહેલી વખતની સ્ત્રી નાશ પામે છે.

જોશી લોકો જ્યારે વરકન્યાનાં વેશવાળ કરવાનો સમય હોય છે ત્યારે વરકન્યાને બનતી રાશ આવે છે કે કેમ અથવા તેઓના ગ્રહો એકેકને મળતા આવે છે કે કેમ તે જોતી વખતે પહેલાંજ કુંડલીમાં મંગળ જોવા તરફ ધ્યાન આપે છે અને અને તેથી જો ઉપરોક્ત સ્થાનો પૈકી કોઇપણ સ્થાનમાં મંગળ કન્યાની કુંડલીમાં હોય અને છોકરાની કુંડલીમાં ન હોય તો કન્યાને ઘાટડીએ મગળ છે એમ માની છોકરાવાળા તે કન્યા સાથે તેનો સંબંધ બાંધતા નથી અને તેજ પ્રમાણે વરની કુંડલીમાં મંગળ હોય અને કન્યાની કુંડલીમાં ન હોય તો પણ છોકરાને પાઘડીએ મંગળ છે એમ માની કન્યા વાળાં વેશવાળ કરતાં નથી કારણ કે તેવો મંગળ પરસ્પર એકેકનો વિઘાતક થાય છે, પરંતુ આમાં વિશેષ એટલું છે કે જો એ મગળ બંનેની કુંડલીમાં પડયો હોય છે તો કોઇ કોઇનો વિઘાતક થતો નથી અથવા મંગળના બદલામાં સામો કન્યાની કુંડલીમાં શનિ પડયો હોય તો પણ તે કોઇ કોઇનો વિઘાતક થતો નથી. એટલે કે જો બંનેની કુંડલીમાં મંગળ રહ્યો હોય છે તો પરસ્પર વેશવાળ થઇ શકે છે. આ વિઘાતક મંગળની સ્પષ્ટ સમજ પડે તે હેતુથી કયા કયા સ્થાનોને વિષે એ મંગળ હાનિ કારક થાય છે તે જાણવા માટે આ બાજુમાં કુંડલી આપી છે આ પ્રમાણેના સ્થાનોમાંથી જો કોઇપણ સ્થાનમાં (કન્યાને) મંગળ રહ્યો હોય તો વરનો ને વરને રહ્યો હોય તો કન્યાનો વિઘાતક થાય છે. અને પરસ્પર હોય તો કોઇનો પણ વિઘાતક થતો નથી.




तृतीये नवमे क्रूरा जन्मकाले यदा ग्रहाः ॥
भ्रातरस्तस्य बालस्य न जीवन्ति कदाचन ॥ ३२ ॥

જો બાળકના જન્મકાળને વિષે ત્રીજા તથા નવમા સ્થાનને વિષે ક્રૂર ગ્રહો રહેલ હોય છે તો તે બાળકના ભાઇઓ જીવતા નથી.

ત્રીજું સ્થાન એ ભાઇઓનું સ્થાન કહેવામાં આવે છે અને નવમું સ્થાન એ બરાબર આ ત્રીજા સ્થાનની સામે આવે છે અને તેથી જો નવમા સ્થાનને વિષે પાપ ગ્રહો રહેલા હોય છે તો તે પાપગ્રહોની પૂર્ણ દૃષ્ટિ આ ત્રીજા સ્થાનપર પડે છે અને તેથી તેમજ એ ત્રીજા સ્થાનને વિષે પણ પાપગ્રહ રહેલો હોય એટલે એમ એ બંને પાપગ્રહોનું સહબળ થતાં એ ભાઇઓના સ્થાનને બગાડે છે અને તેથીજ તે બાળકને ભાઇઓનું સુખ મળતું નથી એમ ગ્રન્થકાર કહે છે.

नवमे च यदा भानुः स्वक्षेत्रीयो बृहस्पतिः ॥
तस्य जीवति भ्रातापि एको जीवति पुत्रकः ॥ ३३ ॥

જો નવમા સ્થાનમાં સૂર્ય રહયો હોય અને ગુરુ જો સ્વગૃહી થઇને રહેલો હોય તો તેને એક ભાઇ જીવે છે અને એક પુત્ર પણ જીવે છે.

આ શ્લોકનું ફલ પૂર્વોકત શ્લોકને સંબંધિત હોય એમ લાગે છે. આગલા શ્લોકમાં ભાઇઓ ન જીવવા સંબંધી લખેલું છે અને તેથી એમ માની શકાય છે કે જો ઉપર પ્રમાણેનો ભાઇઓનો નાશકારક ત્રીજા અને નવમા સ્થાનના ક્રૂર ગ્રહોનો યોગ હોય તો પણ તેમાં જો વળી નવમા સ્થાનમાં સૂર્ય રહ્યો હોય અને ગુરૂ ( કોઇ પણ સ્થાનમાં ? ) સ્વરાશિનો થઇને રહ્યો હોય તો તેનો એક ભાઇ તો જીવે છેજ એટલે પૂર્વના યોગથી બીજા ભાઇઓ નાશ પામે છે.

આ શ્લોકમાં ગ્રન્થકારે ગુરૂ સ્વગૃહી થઇને રહેલો હોય એમ લખેલું છે પરન્તુ તે કયા સ્થાનમાં એ સ્પષ્ટ લખ્યું નથી તો પણ સબંધિત રીતે એમ સમજી શકાય કે તે પણ નવમા સ્થાનને વિષેજ જો રહેલો હોય તો.

लग्ने चैव यदा जीवो धने सौरिर्यदा भवेत् ॥
राहुश्च सहजस्थाने माता तस्य न जीवति ॥ ३४ ॥

જે મનુષ્યના જન્મકાળમાં લગ્ન સ્થાનને વિષે ગુરૂ, ધનસ્થાનને વિષે શનિ અને ત્રીજા સ્થાનને વિષે રાહુ રહેલો હોય છે તેની માતા જીવતી નથી.

બીજું સ્થાન એ કુટુંબસ્થાન તરીકે ગણવામાં આવ્યું છે એટલે એ સ્થાનમાં જો શનિ રહેલો હોય તો કુટુંબનો નાશ કરનારો થાય છે અને તેની ચતુર્થસ્થાન એટલે માતૃસ્થાનપર પૂર્ણ દૃષ્ટિ પડતી હોવાથી તે માતાનો નાશકારક થાય એ સ્વાભાવિક છે. જો કે શનિ બીજા સ્થાનમાં હોય તો તેજ માત્ર માતાનો નાશકારક થાય છે એમ આ પરથી સમજવાનું નથી પરંતુ શનિની એ સ્થાનમાં સ્થિતિ અને ચતુર્થસ્થાન પર પૂર્ણ દૃષ્ટિ એ તેમજ ત્રીજા સ્થાનમાં હમેશાં ભાઇઓના સુખનો વિચાર કરવામાં આવે છે અને તેથી ત્રીજા સ્થાનમાં રાહુ એ ભાઇઓને અથવા ભાઇઓ સંબંધી સુખ મનુષ્યને આપતો નથી એ હેતુ, તેમજ ગુરૂનું લગ્નમાં રહેવું એ ત્રણેનો પરસ્પરનો યોગ એજ માતાના વિનાશક યોગ છે. માતાનો નાશ કરનાર આ યોગ સામાન્ય યોગ નથી. પણ વિશેષ યોગ છે. એમ કેટલાકનું માનવું છે.

अष्टमे च यदा राहुर्भौमे राहुश्च सूर्यगः ॥
सप्तमे दिवसे मृत्यु र्मासे वा स न जीवति ॥ ३५ ॥

જો બાળકના જન્મ સમયે જન્મ કુંડલીમાં આઠમા સ્થાનને વિષે રાહુ અને મંગળ પડેલા હોય અને વળી તે રાહુ સૂર્યને અનુસરીને એટલે કે સૂર્યની સાથે મંગળના સ્થાનમાં રહેલો હોય ( અહીંઆં 'સૂર્યગ' નો અર્થ સૂર્યની રાશિ સિંહ એમ કેટલાક અર્થ કરે છે પરંતુ તે બરાબર લાગતો નથી ) એટલે કે મેષ અથવા વૃશ્ચિક રાશિમાં રહેલો હોય તો તે બાળક સાતમે દિવસે અથવા સાતમે મહિને ( અથવા તેની અંદર ) મૃત્યુ પામે છે.

(અપૂર્ણ.)

(અનુસંધાન પૃ૪ ૧૪૬.)

અહીં મી૦ પટેલ જીન અને પરીઓની હસ્તીને "ભજીઆંવાળાઓ અને પાનવાળાઓની દુકાન ઉપર ઇલેકટ્રીક લાઇટ છે," તેની સાથે ભેળી નાંખે છે. આ ઉપરથી ખુલ્લું દેખાય છે કે મી૦ પટેલ જીન અને પરીઓની હસ્તીને સ્વીકારતા ન હોય. ત્યારે અવસ્તામાં પરીઓ વિષે જગેજગ. આવતા ઇશારાનું કેમ ? ત્યાં તો "ઇલેકટ્રીક લાઇટ" સાથે તેમનો સંબંધ જોડવાને બદલે એ હસ્તીઓને વખોડી કાઢી છે. વળી કોઇપણ દેશ, કાળ કે પ્રજાની તવારીખ એવી નથી કે જેમાં આ હસ્તીને સ્વીકારવામાં આવી ન હોય. મી૦ પટેલ આટલું તો સમજતા હોવા જોઇએ કે જગતની સઘળી મહાન સચાઇઓ (great truths) કશા પણ અપવાદ વગર રોજે અવ્વલથી સઘળા દેશો, સઘળા જમાનાઓ અને સઘળી પ્રજાઓમાં ફેલાયલી હોય છે. દુન્યાની કોઇ પણ પ્રજા એવી નથી કે જે આ હસ્તીઓને સ્વીકારતી ન હોય. આ જમાનો અજા-યબીઓનો તેમજ દુન્યાના સઘળા મજહબોમાં જણાવેલા "મહાન ફેરફાર" નો છે, અને તેથી મીનોઇ શક્તિઓ માણસોના વધુ ને વધુ સમાગમમાં આવે એવી તૈયારીઓ ચોમેર થતી આપણે જોઇએ છીએ.

સર આર્થર કોનન ડૌઇલનું નામ ઇંગ્રેજી સાહિત્યના શોખીનોને અજાણ્યું નથી. આ લખનારને જીન પરીઓની હસ્તી માનવાની કેમ ફરજ પડી તેનો એહવાલ "ધી સ્ટ્રેન્ડ મેગે-ઝીન" ના ડીસેમ્બર ૧૯૨૦ના અંકમાં પ્રગટ થયલો છે, અને તે વાંચવાની અમે મી૦ પટેલને ભલામણ કરીશું. આ લખનાર નબળી મનઃશક્તિનો માણસ નથી, અને તે હવે આ દુન્યાની બહારની હસ્તીઓ વિષેની શોધખોળ પાછળ મંડયો છે. આ વિદ્વાનનું કહેવું ખરું માનીએ તો આપણને જીન પરીઓની હસ્તી સ્વીકારવાની જરૂર પડે છે; જો તે હસ્તી ખોટીજ હોય તો આ વિદ્વાન્ ઠગાતો હોવો જોઇએ યા તેની મનઃશક્તિમાં કાંઇ ખામી આવવી જોઇએ. કયા અનુમાન ઉપર આવવું તે મી૦ પટેલનું કામ છે; પણ એક તરફ દુન્યાના તમામ મજહબો, કવિઓ, ફીલસુફો, અને આજની સાયન્સના કેટલાક આગળ વધેલા ઉસ્તાદોનું મત અને બીજી તરફ થોડાક જડવાદી સાયન્ટીસ્ટો અને મી૦ પટેલનું મત,–આ બેમાંથી "વિચાર કરવાને પરવર-દેગારે જે અકલનું ગોહર બક્ષ્યું છે," તેનો ઉપયોગ કરી નક્કી નિર્ણય ઉપર સહેલથી આવી શકાય તેમ છે.

ગુજર પામેલાઓના હૈયાત માણસો સાથના સંબંધને મી૦ પટેલે વહેમના વર્ગમાં મુકયો છે. કોઇબી અપક્ષપાત વાંચનાર જોઇ શકશે કે અતિ અગત્યની આ બાબદ વહેમના વર્ગમાં કેમ આવી શકે ? સઘળા ધર્મો શરીર, રૂહ અને આત્માની હસ્તી તો માને છેજ. જર-થોસ્તી ધર્મ તો આગળ વધીને માણસના સાત શરીરોની હસ્તી* સ્વીકારે છે. આ તો અકલમાં ઉતરે એવું છે કે મરણ પછી માણસનું ખાકી શરીર, લિંગ શરીર (કેહર્પ) અને ઉસ્તાન અથવા પ્રાણનો નાશ થતો હોવાથી તેનું ભાન ચોથા શરીર "તેવીષી" અથવા વાસના—શરી-રમાં કામ કરવાનું શરૂ કરે છે, અને જીવતાં માણસોમાં પણ એવુંજ શરીર હસ્તી ધરાવતું હોવાથી તેની મારફતે ગુજરેલાંએ, જીવતાંઓ સાથે સ્વપ્નામાં અથવા બીજી રીતે દેખાવ દઇને

સંબંધ પાડી શકે છે અને પોતાની ઇચ્છાઓ જાહેર કરી શકે છે. પણ કેટલે દરજ્જે પેલો જીવતો માણસ તેઓની સૂચનાઓ સ્વીકારે છે તે તેના પ્રગટીકરણનાં તબક્કા ઉપર આધાર રાખે છે. આ બાબતનો વધારે ખુલાસો મી૦ લીડબેટરનાં "મોતની પેલી મેર" ( The Other Side of Death ) નામના પુસ્તકમાંથી મળશે.

મી૦ પટેલના વાપરેલા નીચલા શબ્દો ઉપરથી જણાય છે કે પોતે હાથ ધરેલા વિષય માટે પોતે ચોક્સ નહી હોવાથી સઘળાંને તેવીજ અચોક્સ સ્થિતિ (Suspense) માં રહેવાની તેઓ ભલામણ કરે છે.

"એજ પ્રમાણે જો થોડા વરસમાં આપણા ગુજરેલાઓના આત્મા કોઇ જાતિની વાયરલેશ ટેલીગ્રાફીથી આપણી સાથે સંદેશા ચલાવે તો અજાયબ થવાનું નથી.

"જરથોસ્તી ધર્મ પ્રમાણે એક માણસ મરી જાય છે તો તેનો જીવતાઓ સાથનો સંબંધ બંધ પડતો નથી. તે ગેબી અને અનદીઠ રીતે ચાલુજ રહે છે. (જુઓ ફર્વદીન યસ્તનો ૧૩ મો કરદો) મુકતાદના દશ દિવસો ઉપર આપણે ગુજરેલાંઓને યાદ કરીએ છીએ અને તેઓ આપણને આશીશ દે છે. આ માનવું કે નહી માનવું તે આપણા યકીન (faith)ની વાત છે અને તે યકીન આપણા સ્વભાવ (tem perament) ઉપર આધાર રાખે છે. એટલું આપણે હરદમ યાદ રાખવું કે યુરોપના વિદ્વાનોની બહુમતી Spiritualisdm અને psychism એટલે આત્મવિદ્યાને હસી કાઢે છે, તેના પ્રયોગોની બેઠક જેને ઇંગ્રેજીમાં (seance) કહે છે તે કાંઇજ નહી. પણ એક જાતની છેતરપીંડી (deception) છે. મારા મરહુમ બપાવાનો રૂહ (spirit) દેખાડવા મને એક ધુતારાએ ઘણા વર્ષની વાત ઉપર નણ રાત ઉજાગરો કરાવ્યો હતો અને ફોકટનો મને બેવકુફ બનાવ્યો, હતો. આટલું તો ચોક્સ છે કે આત્મવાદીઓએ (psychists) પોતાની શક્તિના ખાત્રીપૂર્વક પુરાવા આપ્યા નથી. બીજા હાથ ઉપર તેઓના વિરોધીઓએ પણ તેઓના પ્રયોગોના ખુલાસા આપ્યા નથી. આવી હાલતમાં મેં ઉપર કહ્યું તે પ્રમાણે કોઇ પણ માણસે હઠીલાઇથી મત આપવું એ જોખમ ભર્યું છે."

અહી મી૦ પટેલ જણાવે છે કે "ગુજરેલાઓના આત્મા (રૂહ) આપણી સાથે સંદેશા ચલાવે તો અજાયબ થવાનું નથી." વળી જરથોસ્તી મજહબની રૂએ ગુજરેલાંઓનો "જીવતાંઓ સાથનો સંબંધ બંધ પડતો નથી;" છતાં "આ માનવું કે નહી માનવું તે આપણા યકીનની વાત છે"! અને પોતે એકવાર કોઇ ઠગારાને હાથે ઠગાયલા હોવાથી તેઓ "સ્પીરીચુએલીઝમ" ના પ્રયોગની બેઠક (seance) ને "એક જાતની છેતરપીંડી (deception)" ગણી આ બાબતને ઉડાવી દે છે. તેઓ જણાવે છે કે "આત્મવાદીઓએ પોતાની શક્તિના ખાત્રીપૂર્વક પુરાવા આપ્યા નથી." તેમજ "તેઓના વિરોધીઓએ પણ તેઓના પ્રયોગોના ખુલાસા આપ્યા નથી." આટલા માટે "કોઇ પણ માણસે હઠીલાઇથી મત આપવું એ જોખમ ભર્યું છે." અને તે છતાં મી૦ પટેલ "સ્પીરીચુએલીઝમ" ના પ્રયોગોને "છેતરપીંડી" ગણવાની હઠીલાઇ કરે છે. અમે ઉપર ટાંકેલાં ફકરો ધ્યાનથી વાંચતાં કોઇપણ વાંચનાર જોઇ શકશે કે મી૦ પટેલે આ બાબતોનો પુરતો અભ્યાસ કીધેલો નહીં હોવાથી તેઓ પોતે બહુ ગુંચવાડામાં છે, અને તેથી એક કે બીજી તરફ મત આપવા જેવી સ્થિતિમાં તેઓ નથી, અને તેટલા માટે પોતાનાં સાંભળનારાઓને તેઓ ગુંચવાડામાંજ રહેવા દે છે. પોતાની સલાહની વિરૂદ્ધ તેઓ પોતે વર્તે છે તે તેઓ જોઇ શકતા નથી.

એક વિકટ બાબદ વિષે વસવસો (suspense) રાખીને બેસી રહેવું -એ સચાઇના શોધકો અને જ્ઞાનના ઉમેદવારોનુ લક્ષણ નથી. તે માણસના વધારા (progress) ને અટકાવે છે. મીનોઇ બાબદોના પ્રત્યક્ષ પુરાવા (evident proofs) હોઇ શકે નહિં. માટે આવી બાબદોમાં એકીન રાખી અભ્યાસ અને અવલોકનથીજ આગળ વધી શકાય છે. ઠગાઇ ક્યાં નથી હોતી! પણ પારસી ટોળામાં કોઇક ચુરો હોય તો તેથી જરથોસ્તી મજહબને બદનામ કરવો એ જેટલું બેહુદું છે તેટલુંજ એક વિદ્યાની બાબદમાં કોઇ ઠગારો નીકળે તેથી તે વિદ્યાને બદનામ કરવી એ બેહુદું છે.

આ ટીકા મી૦ પટેલના જ્યોતિષવિદ્યાને લગતા વિચારોને પણ લાગુ પડે છે. આ વિદ્યાના સંબંધમાં દુન્યામાં હમણાં એટલું બહોળું સાહિત્ય બહાર પડેલું છે, અને તેના પ્રત્યક્ષ પુરાવા મેળવવા એટલા સહેલ છે કે તેની સચાઇ હવે ના પાડવી એ માત્ર અજ્ઞાનપણું અને "હઠીલાઇથી મત આપવા" જેવુંજ છે. આ વિદ્યા ખગોળવિદ્યા (Astronomy) ગણિત શાસ્ત્ર(Mathematics) અને તર્કશાસ્ત્ર (Logic) ઉપર સ્થાપલી છે. ચેરાગના આગલા અંકો (૧૯૧૬–૧૭) માં આ વિષય ઉપર લંબાણ વિવેચન કરવામાં આવ્યું છે, અને તે જુદાં ચોપાન્યાં તરીકે મુફત વહેંચવામાં આવ્યું હતું.

આ વિદ્યાની સચાઇ માટે ખાત્રી કરવાનું કામ મુશ્કેલ નથી. કેઇ પણ કેળવાયલો માણસ આ વિદ્યાની દેશી યા ઇંગ્રેજી રૂઢીથી જાતે તપાસ લઇ શકે, અને પોતાની જીંદગી પર થતી ગ્રહોની અસર માટે ખાત્રી કરી શકે તેમ છે. અમે કબુલ કરીએ છીએ કે આ વિદ્યામાં થોડુ જાણનારાઓ ઠગાઇ કરે છે, પણ તેથી તે વિદ્યા ખોટી ઠરતી નથી.

જ્ઞાન અને સ્વાર્થને વેર હોય છે. ખરા જ્ઞાની પુરૂષો વિદ્યા સાથે સ્વાર્થને જોડેલો રાખતા નથી; અને તેથી જ્યાં વિદ્યા અને સ્વાર્થ જોડાયલાં રહે. ત્યાં ઠગાઇનો અંશ ભેળાયો જોઇએ, એ દેખીતું છે. જો આટલા સિદ્ધાંત પારસી કોમ સમજતી થાય તો તે સહેલથી ઠગાય નહિ.

ધુણવાનાં ધતીંગમાં અને ગોસાંઇઓ, ફકીરો વગેરેની સેવામાં પારસીઓ જે ભાગ લે છે, તે ખચીત સખત રીતે વખોડવા જોગ છે, આ ધિક્કારવા જોગ રસમો અને માન્યતાઓ સામેની મી૦ પટેલની કોશેશ તરફ અમારી સંપૂર્ણ દીલસોજી અને ટેકો છે પણ આવાં કામો માટે "જરથોસ્તી ધર્મમાં સખત મનાઇ છે, અને તેને એક ઘણુ મોટું પાપ ગણવામાં આવે છે," એટલું કહેવાથી આ કામો ઉપર આસ્થા ધરાવનાર પારસીઓ હટી જાય તેમ નથી. માણસોના "દીલમાં આવવું" ( possession ), સાધના ( necromancy ), તંત્ર વિદ્યા ( black magic ), વગેરે માટે બીન માહીતગાર કેળવાયલા પુરૂષો ભલે તુચ્છકાર દેખાડે, —તેથી આવી ચીજોની હસ્તી નિર્મુળ થતી નથી. આવાં કામોમાં પહેલાં થોડો કે ઘણો ફાયદો થાય છેજ, અને તેથી તે કામોમાં પડનારાંઓની આસ્થા વધે છે, અને એકવાર એવાં કામોમાં સપડાયલાંઓને પાછળથી છુટાં થવું મુશ્કેલ થઇ પડે છે. આ કામો આયદે માણસોનાં તન, મનની ખરાબી કરે છે, અને તે સઘળાંનો પાકો અભ્યાસ અને જાત તપાસ કરીને પછી આ વિષય જો સમજાવવામાં આવે, તો બેશક થોડી ઘણી અસર થવાનો સંભવ રહે. પણ પારસી લખનારાઓ અને ભાષણકર્તાઓ અરધી સદી થઇ આવાં કામોને "વહેમ" ગણી તે સામે લડત ચલાવતા રહ્યા છે, છતાં તે કોમમાંથી નાબુદ થયાં નથી.

(અપૂર્ણ.)

श्री

# ॥ कालप्रकाशिका ग्रंथः ॥

(પૃષ્ઠ ૧૨૬ થી ચાલુ)

**केतुश्चतुष्टये पुत्रं नवमे पितरं तथा ॥ हन्याद्राहुश्च तद्वत्स्यात्पापदृष्टे दिनत्रये ॥२२॥ भ्रातृस्थाने स्थिताः क्रूराः भ्रातरं घ्नंति निश्चितम् ॥ क्रूरेक्षिते क्षणाद्धन्याच्छुभदृष्टेऽष्टवत्सरात् ॥ २३ ॥ लग्ने सपापो मंदश्चेत् षोडशाद्वात्सुतं हरेत् ॥ मासेन पापदृष्टश्चेत् यद्वा वर्षेण केवलम् ॥ २४ ॥ अर्कश्चंद्रः कुजः सौरिः पंचमस्थाः क्रमाद्यदि ॥ पितरं मातरं भ्रातॄनात्मानञ्च जिघांसति ॥ २५ ॥ शनिः सूर्यः कुजश्चैव जातपुत्रस्य सप्तमे ॥ पितरं मातरं पुत्रं स्थिता घ्नंति यथाक्रमम् ॥ २६ ॥**

ચોથા ભાવમાં કેતુ જન્મનાર બાલકને અને નવમે કેતુ બાલકના પિતાને અને એવી રીતે રહેલો રાહુ પણ પિતા પુત્રને હણનાર છે. તેમાં જો તે પાપગ્રહથી જોવાયલા રાહુ કેતુ હોય તો ત્રણ દિવસમાંજ હણે છે. ॥ ૨૨ ॥ ત્રીજા સ્થાનમાં પાપગ્રહોથી જોવાતા, પાપગ્રહો હોય તો તત્કાળ ભાઇઓને હણે છે, અને શુભગ્રહોની નજરવાળા પાપગ્રહો જો હોય તો આઠ વર્ષે સહોદરનો નાશ કરે છે. ॥ ૨૩ ॥ જો લગ્નમાં પાપગ્રહથી યુક્ત શનિ હોય તો સોળમે વર્ષે, અને પાપગ્રહોથી જોવાતો હોય તો, એક માસમાં તથા એકલો શનિજ જો લગ્નમાં હોય તો એક વર્ષે જન્મનાર મરણ પામે છે. ॥ ૨૪ ॥ પાંચમા સ્થાનમાં જો સૂર્ય, ચંદ્ર, મંગળ, કે શનિ હોય. તો ક્રમથી પિતા, માતા, ભ્રાતા અને પોતાને નેષ્ટ છે ॥ ૨૫ ॥ બાલકને જો સાતમા સ્થાને શનિ, સૂર્ય, અને મંગળ હોય તો અનુક્રમે. પિતા, માતા, અને પુત્રને હણનારા જાણવા ॥ ૨૬ ॥

### ॥ કેવા પ્રકારે મરણ થશે તેના યોગો. ॥

**पापेन संयुतो भानुश्चरराशिस्थितो यदि ॥ विषांबुशस्त्रैर्मरणं सूनोः कुर्यात्तथा पितुः ॥ २७॥ मंदे रसातले चंद्रे कामे व्योम्नि धरासुते ॥ अस्मिन्योगे प्रसूतस्य कूपे वा कलहे मृतिः ॥ २८ ॥ लग्नस्थेऽर्के तु कन्यायां शीतराशिसमन्विते ॥ पापे दृष्टे भवेन्मृत्युस्तोयेन कलहेन वा ॥ २९ ॥ मीने दिनकरे चंद्रे सपापे चास्तराशिगे ॥ स्त्रीहेतुको भवेन्मृत्युः स्वगेहे नात्र संशयः ॥ ३० ॥ भौमे सुखेऽथवा सूर्ये धर्मे मृत्यौ निशाकरे ॥ अग्निना मरणं याति शूलप्रोतोऽथवा भवेत् ॥३१॥ सुखास्तकर्मगैर्भानुभौममंदैर्यथाक्रमम् ॥ आयुधेनाग्निना वापि भूताद्वा मरणं भवेत ॥ ३२ ॥ मंदे द्वितीयगे चंद्रे सुखगे दशमे कुजे ॥ वृणाद्वा कीटदोषाद्वा मरणं तस्य जायते ॥३३॥ भौमे सुते नाभस्तेऽर्के निधने तु निशाकरे ॥ वृक्षाद्वा वाहनाद्वापि मरणं तस्य निर्दिशेत् ॥ ३४ ॥ रविचन्द्रौ विलग्नस्थौ द्विस्वभाव खले क्षितौ ॥ मरणं जलमध्ये स्याच्छृङ्गिणा दंष्ट्रिणाथ वा ॥ ३५ ॥**

જો સૂર્ય પાપગ્રહ યુક્ત ચરરાશિ–૧–૪–૭–૧૦ માં હોય તો ઝેર, જળ, અથવા શસ્ત્રથી જન્મનાર બાળક તથા તેના પિતાનું મરણ કરનાર જાણવો. ॥ ૨૭ ॥ જો ચોથા સ્થાનમાં શનિ, સાતમે ચંદ્ર, અને દશમે મંગળ હોય તો તે યોગમાં જન્મેલાનું કુવામાં પડવાથી અથવા કલેશથી મરણ નિપજે. ॥ ૨૮ ॥ પાપગ્રહથી જોવાયલો સૂર્ય જો કન્યા કે કર્ક રાશિનો લગ્નમાં હોય તો જળથી અથવા કફ્જ્વરથી તે બાળકનું મરણ થાય છે ॥ ૨૯ ॥ મીનરાશિમાં સૂર્ય હોય અને ચંદ્ર, પાપગ્રહ સાથે સાતમા સ્થાનમાં રહેલો હોય તો તેવા યોગવાળો પુરૂષ પોતાના ઘરમાં પોતાની સ્ત્રીથીજ મૃત્યુ પામે તેમાં જરાપણ શંકા નથી. ॥ ૩૦ ॥ મંગળ જો ચોથા ભાવમાં હોય, અને નવમા ભાવમાં સૂર્ય તેમજ આઠમે ચંદ્રમા પડયો હોય તો તેવા યોગમાં જન્મેલો પુરૂષ અગ્નિ તથા શૂળીથી મરણ પામે છે. ॥ ૩૧ ॥ ચોથે, સાતમે, અને દશમા ભાવે જો અનુક્રમે સૂર્ય, મંગળ અને શનિ રહ્યા હોય. તો આયુધ ( હથીઆર ) અગ્નિ અથવા ભૂત પ્રેતની પીડાથી તેનું મૃત્યુ થાય છે. ॥ ૩૨ ॥ જેના બીજા સ્થાનમાં શનિ, ચોથે ચંદ્ર અને દશમે મંગળ હોય, તો ગડગુમડ અથવા ઝેરી જંતુથી તે મૃત્યુ પામે છે. ॥ ૩૩ ॥ પાંચમે મંગળ, દશમે સૂર્ય અને આઠમે જો ચંદ્રમા રહેલા હોય તો ઝાડ અથવા વાહનપરથી પડી જઇ પીડા ભોગવીને મરણ પામે. ॥ ૩૪ ॥ જો લગ્નમાં સૂર્ય અને ચંદ્ર હોય, અને તે પાપગ્રહથી જોવાયલા દ્વિસ્વભાવ ૩–૬–૯–૧૨ રાશિમાં હોય તો આવા યોગવાળો મનુષ્ય પાણીમાં ડુબી જવાથી અથવા શીંગડાવાળા જાનવરોથી કાંતો દાઢવાળાં હિંસક પ્રાણીથી મરણ પામે છે. ॥ ૩૫ ॥

पुत्रस्थाने शुभैर्युक्ते शुभैर्दृष्टेऽथवा युते॥ चंद्राद्वा पुत्रसंपत्स्याद्विपरीते विपर्ययः ॥३६। पुत्रस्थानगतो भौमः पुत्रमृत्युं प्रयच्छति ॥

જો શુભ ગ્રહોથી યુક્ત અથવા જોવાયલું પાંચમું સ્થાન શુભ રાશિનું હોય કાંતો ચંદ્ર યુક્ત પાંચમું સ્થાન હોય તો પુત્રપ્રાપ્તિ થાય. અને એનાથી ઉલટું એટલે અશુભ ગ્રહથી યુક્ત કે જોવાયલું, અશુભ રાશિનું અને ચંદ્રથી અયુક્ત પાંચમું સ્થાન હોય તો પુત્રપ્રાપ્તિ ના થાય. ॥ ૩૬ ॥ તથા પુત્ર સ્થાન ( પાંચમા ) માં જો મંગળ હોય તો પુત્રોનાં મરણ ઉપજાવનાર યોગ થાય છે.

### ( સ્ત્રી સુખાસુખ યોગ. )

भार्यास्थाने शुभोपेते भार्यासंपत्र संशयः ॥ ३७ ॥ विलग्नादथवा चंद्रात्तापदृष्टे विपर्ययः ॥ पाथोनगो रविर्मंदो मीनस्थो दारनाशनः ॥ ३८ ॥ कामत्रिकोणगौ सूर्यशुक्रौ दारविनाशकौ ॥ शुक्राद्विष्टि तराशेस्तु पापा चेच्चटागा यदि ॥ ३९ ॥ तस्य भार्या मृतिं विद्याद्वन्हिपातनिपातजैः ॥ लग्ने मंदारयोर्वर्गे सप्तमे चंद्रशुक्रयोः ॥ ४० ॥ जातस्य भार्या म्रियते पूर्वमेव सुतास्तथा ॥ सप्तमस्थं भृगुं, चंद्रं वीक्षेरन्ग्रहा यदि ॥४१॥ स्ववंशसदृशीं कन्यां विवाहं कुरुते नरः ॥ व्यये चंद्रे रिपौ सूर्ये जातः काणः स्त्रिया युतः ॥ ४२ ॥

(અપૂર્ણ.)

# ચર્ચાપત્ર.

## પંચાંગવિચાર.

## ગ્રહલાઘવની ગણિત રીતિથી શનિ સંબંધી ચર્ચા.

यथा शिखा मयूराणां नागानां मणयो यथा ।
तद्वद्वेदाङ्गशास्त्राणां ज्योतिषं मूर्ध्नि संस्थितम् १

મયૂરો(મોર)ને માથે જેમ શિખાઓ ને સર્પોને માથા ઉપર જેમ મણિઓ છે તેમ વેદનાં અંગ રૂપ શાસ્ત્રોને માથે જ્યોતિષ શાસ્ત્ર રહેલું છે.

अप्रत्यक्षाणि शास्त्राणि विवादस्तेषु केवलम् ।
प्रत्यक्षं ज्योतिषं शास्त्र चन्द्रार्कौ यस्य साक्षिणौ २

અપ્રત્યક્ષ–એવાં શાસ્ત્રો, જેવાં કે, જેનો કંઇ પણ પુરાવો મળતો નથી–એવાં શાસ્ત્રોમાં વિવાદ–કેવળ વિવાદ છે, (પણ) પુરાવો અને પ્રત્યક્ષ પ્રમાણ બતાવનાર–જ્યોતિષ શાસ્ત્રજ છે–કારણ કે જેના સૂર્ય અને ચંદ્ર સાક્ષીઓ છે.

એવા, જ્યોતિષશાસ્ત્રના અઢાર સિદ્ધાન્તીઓ થયા છે: તેઓ જેવા કે સૂર્ય, બ્રહ્મા, અગ્નિ, કશ્યપ, નારદ, મરીચિ, અંગિરા, લોમશ, પુલસ્ત્ય, ચ્યવન, મનુ, યવન, બૃહસ્પતિ, પરાશર, વ્યાસ, શૌનક, વસિષ્ઠ, ગર્ગ વગેરે. તેઓ સ્વાભાવિક રીતે પોતાનાં નિયમથી ફરતા કાળચક્રની ગતિનું જ્ઞાન મેળવી ખગોળભૂગોળના નિરીક્ષણથી સિધ્ધાન્ત ગ્રંથો ઉત્તરોત્તર બનાવી તે ઉપરથી પંચાંગો અને ગ્રહોની દૃગ્પ્રત્યય સ્થિતિ જાણતા હતા, તે આપણા પૂર્વાચાર્યોના રચેલા ગ્રંથો સાક્ષી આપે છે. તેઓના રચેલા ગ્રંથોના આધારથીજ પ્રાચીન–અર્વાચીન કાળમાં થયેલા વિદ્વાનોને (કાળજ્ઞાન) જ્યોતિષ શાસ્ત્રનું જ્ઞાન થયું છે. એ પ્રમાણે કાળ વીત્યા પછી કળિયુગના આરંભમાં યુધિષ્ઠિરનો શક સમાપ્ત થયા પછી ઘણાં વર્ષે વિક્રમનો સંવત્ થયો. તે સમયમાં બ્રહ્મગુપ્ત સિધ્ધાન્ત અને શાકલ્ય સિધ્ધાન્ત બંધાયો. ત્યાર પછી શાલીવાહનનો શક શરૂ થયો, તેમાં રોમક અને સોમ સિદ્ધાન્ત એ બે ગ્રંથો બંધાયા. તે ઉપરથી આર્ય સિધ્ધાન્તને રાજમૃગાંક બંધાયાં. ત્યાર પછી વરાહમિહિર નામના પંડિતે પંચસિદ્ધાન્તિકા નામનો ગ્રંથ બાંધ્યો. તે ગ્રંથનો ગ્રંથારંભ શ. ૪૨૭ છે–વરાહમિહિરાચાર્યના રચેલા પંચસિધ્ધાન્તિકા પૈકી સઘળા ગ્રંથપર ભટ્ટોત્પલની ટીકા છે. ભટ્ટોત્પલ વરાહમિહિરાચાર્ય પાછળ આશરે ૪૨૫ થી ૪૫૦ વર્ષે થયેલ છે. ત્યાર પછી શ્રીમાન્ ભાસ્કરાચાર્યે શક ૧૧૦૫ માં સિદ્ધાન્ત શિરોમણિ અને કરણકુતુહલ (બ્રહ્મતુલ્ય) નામના બે ગ્રંથો બાંધી તેને નૂતન બીજ સંસ્કૃત કરી–દૃગ્પ્રત્યય બનાવ્યા. પછી શકે ૧૪૪૨માં બ્રહ્મપક્ષ–આર્યપક્ષ–સૌરપક્ષ–એ ત્રણે પક્ષનો આશ્રય લઇ ગ્રહલાઘવ નામનો ગ્રંથ–દૃગ્ પ્રત્યય મેં બાંધ્યો છે, એમ ગ્રહસાધનાધિકારમાં ગણેશ દૈવજ્ઞે જણાવ્યું છે. પણ તે ગ્રહલાઘવ બાંધતાં આચાર્યે–(ગણેશ) દૈવજ્ઞે ગ્રહોનાં શીઘ્ર ફળ અને મંદ ફળ સાધવામાં કેટલાક પૂર્ણાંકો ગ્રહણ કર્યા છે અને અપૂર્ણાંકો છોડી દીધા છે. તે કાલાતિક્રમે એમના દોષથી રજનું ગજ થઇ પડયું અને દરેક ગ્રહ પોતાના ઉચમાંથી આઘા પાછા ખસી ગયા–તેમ.

પ્રાન્તમાંથી પણ પોતાના સ્થાનથી ખસી ગયા; જેથી ગ્રહલાઘવપરથી બનેલાં પંચાંગો તથા જન્મોતરી, વર્ષના ગણિતમાં કરવામાં આવતું ગ્રહોનું સ્પષ્ટીકરણ સ્પષ્ટ થતું નથી, તે કારણથીજ ફલાદેશમાં મોટો તફાવત પડે છે; જેથી જ્યોતિષ શાસ્ત્રપરથી આધુનિક કાળમાં શ્રદ્ધા ઓછી થતી જાય છે. એ બાબત સર્વ વિદ્વાનોના લક્ષ્યમાં હશેજ, કારણ કે શકે ૧૪૪૧ એટલે વિક્રમ સંવત્ ૧૫૭૭ થી ૧૮૧ વર્ષ સુધી ગ્રહલાઘવ પ્રમાણે દરેક ગ્રહનાં ઉદયાસ્ત, યુતિગ્રહણો વગેરે બરાબર રીતે ગણિતથી આવેલા ટાઇમેજ આકાશમાં થતાં હતાં. ત્યાર પછી વિશ્વનાથ નામના દૈવજ્ઞે ઉપરના ગ્રંથમાં આર્યપક્ષનાં બીજો ઉમેરી ગ્રહ શુદ્ધિ કરી; જ્યારે ગ્રહણો વગેરે બરાબર મળતાં આવતાં. તે પણ ૬૧ વર્ષ સુધી ચાલ્યા પછી આશરે પોણાબસો વર્ષ થયાં ગ્રહલાઘવના કાલાતિક્રમણનો બીજસંસ્કાર આપી નવો કરણગ્રંથ દૃગ્પ્રત્યય બંધાયો નથી, ત્યાં સુધી અંધશ્રદ્ધાની પેઠે તેનાજ પરથી દરેક વિદ્વાન્ પંચાંગો રચે છે અને રચાય છે. તેમાં આપેલા ગ્રહોના ઉદયાસ્ત અને ગ્રહણો વગેરે બરાબર મળતા નથી. વળી આશ્ચર્ય થાય છે કે, એ ગ્રંથ ઉપરથી બનાવેલાં પંચાંગોમાં નીચે પ્રમાણે ફેરફાર દેખાય છે.

નિર્ણયસાગરીય પંચાંગમાં સંવત્ ૧૯૭૯ શકે ૧૮૪૫ના ભાદરવા વદિ ૧ બુધવારે મીન રાશિના ચંદ્રમામાં શનિ તુલા રાશિનો થયો, એમ લખવામાં આવ્યું છે.

"ગુજરાતી" પ્રેસના ચૈત્રી તથા કાર્તિકી પંચાંગમાં ભાદરવા વદિ ૨ ગુરુવારે મેષ રાશિના ચંદ્રમામાં શનિ તુલા રાશિનો થયો, એમ લખવામાં આવ્યું છે. તો પનોતીના પાયા ગણવાના હીસાબમાં અને તેના ફળમાં તફાવત આવે અને તેથી લાભાલાભ, શત્રુ, મિત્ર, વસ્તુઓનાં તેજી મંદી, વૃષ્ટિ, અનાવૃષ્ટિ, મહામારી, ઉલ્કાપાત, ભૂકંપાદિ વગેરે જ્યોતિષ શાસ્ત્ર જોવાનું ફરમાન કરે છે તેમજ વળી શનેરષ્ટમમાયુઃ શનિથી આઠમું સ્થાન જન્મકુંડલીમાં આયુષ્યનું સ્થાન મનાય છે તો કેટલોક આધાર શનિ ઉપર રહેલો છે. ઉપરનાં બે પંચાંગો પ્રમાણે શનિની રાશિ તુલા ક્યારે થવી જોઇએ ? એનો પ્રશ્ન મારા મગજમાં આવતાં ગ્રહલાઘવની રીતિથી કરેલું ગણિત નીચે પ્રમાણે.

ભાદરવા સુદ ૧૫ સોમવારે અહર્ગણ ૨૭૯૫ ચક્ર ૨.

| | |
|---|---|
| મધ્યમ સૂર્ય રાસ્યાદિ | મધ્યમ શનિ રાસ્યાદિ |
| ૫-૮-૫૬-૩ | ૫-૨૩-૩૬-૫૪ |
| શનિ પ્રથમ કેન્દ્ર | પ્રથમ શીઘ્ર ફળ |
| ૧૧-૧૫-૧૯-૬ | ૦-૨૮-૫ |
| શીઘ્રાર્દ્ધ ફલ સંસ્કૃત શનિ | મન્દોચ્ચ રાસ્યાદિ |
| ૫-૨૨-૫૨-૫૧ | ૮-૦-૦-૦ |
| મન્દ કેન્દ્ર | મંદફળ રાસ્યાદિ |
| ૨-૭-૭-૮ | ૦-૮-૧૬-૧૧ ધનમ્ |
| મંદસ્પષ્ટ શનિ | દ્વિતીય શીઘ્ર કેન્દ્ર |
| ૬-૧-૫૩-૫ | ૦-૨૨-૫૭-૨૨ |
| દ્વિતીય શીઘ્ર ફળ | મંદસ્પષ્ટ શનિઃ |
| ૦-૨-૧૧-૧૮ ઋણમ્ | ૬-૧-૫૩-૫ |
| સ્પષ્ટ શનિ રાસ્યાદિ | ગતિ શીઘ્ર ફળ કલાદિ |
| ૫-૨૮-૪૧-૪૭ | ૭-૧૨ ધનમ્ |
| ગતિમંદ ફળ કલાદિ | સ્પષ્ટા ગતિઃ |
| ૦-૯ ઋ | ૭-૩ |

# પંચાંગ વિચાર ચર્ચા.



તા. ૧૪ અકટોબર ૧૯૨૩ ના 'ગુજરાતી'ના અંકમાં " જ્યોતિષ ચન્દ્રોદય'માં પંચાંગ–વિચાર " વિષેનું ચર્ચા પત્ર વાંચ્યું.

ગુજરાતી પ્રજામાં જ્યોતિષ સંબંધી ચર્ચા જગાડવાની કોશીષ કરવા માટે તેમને ધન્યવાદ આપવો ઘટે છે તેમના જેવા વિદ્વાન જ્યોતિષી ( મ્હને ખાત્રી નથી ) કઇ પણ તપાસ કર્યા વગર એકદમ ઉતાવળમાં " સાયન પદ્ધતિ પ્રમાણેનાં પંચાંગો જ્યોતિષ શાસ્ત્રથી અગ્ર છે " એમ કહી નાંખે છે, છતાં તેનાં કારણો ન તો ગુજરાતી પત્રમાં જણાવે છે ન તો કઇ રીતસરનો ખંડનાત્મક લેખ ' જ્યોતિષ ચંદ્રોદય ' માં લખી મોકલે છે.

આપના પત્ર મારફત મારે હવે તેમને વિનંતિ કરવાની કે:–

૧, તેમણે પોતાની શંકાઓ તથા સાયન મતવાદીઓની દલીલોનુ ખંડન, જાહેર પ્રજાના પ્રશ્ન તરીકે કરવુ જોઇએ કે જેથી હુ તેમને દરેક પ્રકારે સંતોષ આપી શકું, કારણ કે હું " શ્રુતિ, સૂત્ર, સ્મૃતિ પુરાણ વિહિત કાલ દર્શક ( ધર્મ શાસ્ત્ર શુદ્ધ ) પંચાંગો તો સાયન પંચાગો જ હોય " આમ માનનારો છું.

૨. તેઓશ્રી જો સંવત ૧૯૭૯ 'યુગધર્મ'ના જ્યેષ્ઠ માસના અંકમાં " પુરૂષોત્તમ માહાત્મ્ય " નામનો શ્રીયુત્ હરિહર પ્રાણજીવન ભટ્ટનો લેખ, " कुंडली-विज्ञान " નામના માસિકોમાં તથા " જ્યોતિર્માલા નામના માસિકોમાં તથા કૈ. વા. શંકર બાલકૃષ્ણ દીક્ષિતનું ' भारतीय ज्योतिःशास्त्राच्या इतिहास ' નામનું પુસ્તક વાંચી જશે તો તેમને સમાધાન થશે અને કદાચ સમાધાન ન થાય તો સાયન પદ્ધતિની ત્રુટીઓ તો જરૂર બતાવી શકશે અને છેવટે ખાસ ચેલેંજથી દર્શાવું છું કે:–

૩ તેઓ હવે પછી પોતાની શંકાઓ વગેરે " ભારતીય જ્યોતિષ ચન્દ્રોદય " જેવાં જ્યોતિષ સંબંધી ચર્ચા કરનારાં માસિકમાં લખશે તો વિષયની ચર્ચા ઉત્તમ થશે અને જાહેર પ્રજાને અમુક વસ્તુ ક્યાંથી મેળવવી તે માલુમ હોય છેજ. सुज्ञेषु किंबहुना.

( સાયનવાદી ) જે. કે. જોશી.

## શ્રુતિ સૂત્ર સ્મૃતિ પુરાણ વિહિત કાલદર્શક ( ધર્મશાસ્ત્ર શુદ્ધ ) પંચાંગ તો સાયન પંચાંગજ હોય.

શ્રીયુત ( જ્યોતિષચંદ્રોદયના ) તંત્રી શ્રી ! જોગ.

ગુજરાતી પત્રના તા. ૧૪–૧૦–૨૩ ના અંકમાં શાસ્ત્રીજી પ્રભાકર વિઠ્ઠલજીનું ' જ્યોતિષ–ચન્દ્રોદય' પંચાંગ વિચારના મથાળા વાળું ચર્ચાપત્ર વાંચ્યું. તેનાપ્રત્યુત્તર રૂપે નીચેનો લેખ લેશોજી એવી આશા છે. આ સાથે પ્રથમ તો શાસ્ત્રીજીએ ' ચન્દ્રોદય ' માં મ્હારો અનુવાદ કરેલો લેખ પૂરો વાંચી જવો જોઇતો હતો અનુવાદક તરીકે કોઇ પણ જાતનો

દોષારોપ તેઓ મ્હારી ઉપર મુકતા નથી. પણ મ્હારા પૂજ્ય ગુરૂવર્ય સુપ્રસિદ્ધ સાયનવાદી જ્યોતિષી ગણકભાસ્કર શ્રી વિષ્ણુ ગોપાલ નવાથે 'નાશિક વસન્ત વ્યાખ્યાન માળા' માં એ લેખ વાંચેલા તે પોતાનાજ 'જાતક સંગ્રહ' માં પ્રસિદ્ધ કરેલા 'शुद्ध पंचांग' નામના લેખના અનુવાદ સાથે મ્હેં ન્હાની શી પ્રસ્તાવના જોડી છે તેથી તે લેખની અંદર 'सायन पंचांग, हेंच सॉं खरें शास्त्र शुद्ध पंचांग आहे, તેનાં આપેલાં પ્રમાણો મ્હારાં હૃદયને સંપૂર્ણ માન્ય છે તેમ 'ચન્દ્રોદય' વાંચનાર દરેકને જણાઇ આવશે. એટલે કે જે જાતનો દોષારોપ શ્રીયુત શાસ્ત્રીજી મ્હારા ઉપર મુકવા માંગે છે તેને હુ પૂર્ણ પાત્ર છું.

"આજે હજારો વર્ષ થયાં ભારતના પ્રાચીન ઋષિ મહાત્માઓએ રચેલા જ્યોતિઃશાસ્ત્રના ગ્રંથો અને તેના ઉપરથી થતાં પંચાંગો હવે નવી પદ્ધતિ પ્રમાણે થતાં સાયન પંચાંગોથી ઉતરતા છે." આમ લખી શ્રીયુત શાસ્ત્રીજી હિન્દુસ્થાનની પોતે પોતાની મેળે ધારી લીધેલી અધઃસ્થિતિનો શોક કરવા મંડી પડ્યા છે. પણ—

'હજારો વર્ષ થયાં ભારતના પ્રાચીન ઋષિ મહાત્માઓએ રચેલા જ્યોતિઃ શાસ્ત્રના ગ્રંથો અને તેના ઉપરથી થતાં પંચાંગો માન્ય થવાં જોઇએને તે 'જ્યોતિઃ શાસ્ત્રથી ભ્રષ્ટ' નથી આ વાત સાથે શ્રીયુત શાસ્ત્રીજી સાથે હું સંમત છું. અને પુરેપુરી ખાત્રીથી માનું છું કે તે પ્રમાણેજ પંચાંગો થવાં જોઇએ. ને તેથી ચૈત્ર માસમાં સર્વદા વસન્ત ઋતુ હોવી જોઇએ એવા હેતુ સારૂ આપણે સાયન પદ્ધતિનાંજ પંચાંગ માન્ય કરવાં જોઇએ.

ખરેખર શુદ્ધ પંચાંગ તેજ હોય કે જેના યોગથી સર્વ પ્રકારે દૃક્ પ્રત્યય બરાબર મળે અને જે શ્રુતિ સૂત્ર સ્મૃતિ પુરાણ વિહિત કાલ દર્શક હોય આથી વિરૂદ્ધનાં પંચાંગો તે કાલરૂપી પરમેશ્વરનું જાણી બુઝીને અપમાન કરનારાં છે. પણ આવાં વિરોધી પંચાંગો કે જેમાં લખવામાં આવ્યું હોય કે 'દૃક્ પ્રત્યય બરાબર મળતાં આવે છે. તેમાં 'ગ્રહણકાલ–કે જે જ્યોતિષીઓનાં ગણિત સાચાં છે કે ખોટાં તે બરાબર બતાવી આપનાર તાળા રૂપ છે–ને બરાબર મલતાં આવે છે' ને તેથી 'ગણિત શુદ્ધ પણ છે' તેથીજ માન્ય કરવાં જોઈએ નહિ પણ–

यस्मिन्पक्षे यत्रकाले येन दृग्गणितैक्यकम्
दृश्यते तेन पक्षेण कुर्यात्तिथ्यादि निर्णयम् ।

ઉપલાં વસિષ્ઠ વચન સાથે ગ્રહ લાઘવકાર ગણેશ દૈવજ્ઞના બાપ કેશવ પણ સંમત છે; તથા બીજા ઘણા કાશીના તથા આ તરફના વિદ્વાન જ્યોતિષીઓ પણ સંમત છે. તેથી દૃક્ પ્રત્યય બરાબર મલતાં,

તથા, પૂર્વે સાયન પંચાંગો થતાં ન હતાં તેમ કહેનારાઓને પુષ્કળ ધોટ ખાવા નાંખનાર (જો કે પૂર્વે સાયન નિરયન વાદનો ભેદજ નહતો પણ હાલમાં જેને સાયનવાદ કહીએ છીએ તે પદ્ધતિ પ્રમાણે થતાં ઋતુ માસ વિપર્યાસ વિનાનાં પંચાંગો ચાલતા.) વચનો જેવાં કે:—

"चलसंस्कृततिग्मांशोः संक्रमोयः सुसंक्रमः।
अजागलस्तनश्च राशिसंक्रान्तिरुच्यते ॥
पुण्यदां राशिसंक्रान्ति केचिदाहुर्मनीपिणः।
नैतन्मम मतं यस्मान्नस्पृशोत्क्रान्तिकक्षया॥
वसिष्ठः"

तथा

'चलसंस्कृत तिग्मांशोः संक्रमो यः सुसंक्रमः।
तान्योऽन्यत्र चतद्धेयं नैति तत्क्रान्ति यक्षया
शाकल्पसंहिता"

વગેરે વગેરે પરથી ( જો કે આ સાયન-નિરયનનો ભેદ પડયા પછીનાં વચનો છે.) પુણ્ય દેવાવાળાં ધર્મશાસ્ત્ર શુદ્ધ તથા ગણિત શુદ્ધ (અત્યારનાં દરેકે દરેક પ્રકારનાં પંચાંગનાં ગણિતના આંકડા તો શુદ્ધજ હશે.) એવાં સાયન પંચાંગોજ સર્વ-માન્ય થવાં જોઇએ.

"સાયન" શબ્દથી લેખકશ્રી ભડકયા લાગે છે. કદાચ તેમણે 'સાયન્સ્' શબ્દના અ[illegible]
[illegible] ય તરીકે તો 'સાયન' શબ્દને નહી
કારણો ન[illegible] હોય ઇશ્વર જાણે. તેમણે પારીજ
ક[illegible] ગેતગર[illegible] મત પ્રમાણે થતાં પંચાંગો
ચંદ્રોદય' માં લ[illegible] બનાવલ ; અને પાશ્ચાત્યોએ
આપતા પત્ર મો[illegible] બંધારી મોહજાળમાં-
વિનંતિ કરવાની કે:- [illegible] એટલે કે પાશ્ચાત્ય

૧, તેમણે પોતાની શ[illegible] ગો દોરવાઇ ગયેલ છે
મતવાદીઓની દલીલોનું [illegible]
પ્રશ્ન તરીકે કરવું જો[illegible] તથા અનુવાદક
દરેક પ્રકારે મનોપ અ[illegible] જાય છે ! સત્ય શું
" શ્રુતિ, સૂત્ર, સ્ર[illegible] ને [illegible]
દર્શક ( ધર્મ[illegible] તેમને ધન્વર ; પણ
[illegible] ઉત્તર વારસો એકલા
શ્રુતિ સૂત્ર સ્ર[illegible] જો મત્ય શોધવા
મનુષ્યજાને; આધુનિક
માપવા તરફ થયેલા

'श्रीमद्गणेशरचितं ग्रहलाघवाख्यं
भूमण्डले विजयते करणं तथापि।
दृक्प्रत्ययेऽतिशिथिलं समभूदिदानीं
सद्वेधसिद्धगणितंरचयामि तस्मात् ॥

આમ લખી

"...सूक्ष्मतरं सुयन्त्रैर्विद्वद्वरैराधुनिकैः प्रमाय"

એટલે કે આધુનિક વિદ્વદ્વરોએ સુયંત્રો વડે સૂક્ષ્મ રીતે માપેલા ને તેથી વેધ સિદ્ધ-દૃક્ પ્રત્યય બરાબર મળતા થાય છે.

પ્રસિદ્ધ જ્યોતિર્ગણિત વેત્તા કે. વા. રા. બ. કેર નાના છત્રે એ 'આધુનિક વિદ્વદ્વરોના વેદ સિદ્ધ ગણિત પ્રમાણેજ પંચાંગો થવાં જોઇએ તેમ પોતાના 'ગ્રહસાધન' નામના પુસ્તકની પ્રસ્તાવનામાં લખ્યું છે. ( જુઓ 'બા. જ્યો. ચન્દ્રોદયના જ્યેષ્ઠ માસના અંકમાં, મ્હારા અનુવાદ કરેલા પંચાંગ વિચારના લેખમાં પાનું ૮૭ )

'श्रीनाथ पंचांग' બનાવનાર કાશીજીના સુપ્રસિદ્ધ સિદ્ધાન્તિ જ્યોતિષી પણ્ડિતવર્ય શ્રી સુન્દરદેવજીના ચાલુ વર્ષના 'श्रीनाथ पंचांग'માં છેલ્લા પાના ઉપર આધુનિક તથા પ્રાચીન પાશ્ચાત્ય વિદ્વદ્વરોની કરેલી શ્લોકાત્મક પ્રશસ્તિ:

આવા આવા પ્રસિદ્ધ જ્યોતિષીઓ પણ જ્યાં જ્યાં સત્ય છે તેને સ્વીકારે છે.

(અમારે સાયનવાદીઓને તેમણે સ્વીકારેલાં આરંભ સ્થાન તથા વર્તમાનનાં લક્ષણો સાથે

તે પ્રમાણે બનતાં પંચાંગોથી ગ્રહણકાલ બરાબર મલતો આવતો નથી.

આ સત્ય વાત હિમાચળથી માંડી ઠેઠ કન્યા કુમારી સુધી તથા કલકત્તાથી માંડી ઠેઠ કરાંચી સુધી તમામને જાણીતી છે. ને જ્યોતિઃ શાસ્ત્ર તો

' प्रत्यक्षं ज्योतिषं शास्त्रं चन्द्रार्कौ यत्र साक्षिणौ ' એટલે કે જ્યોતિઃ શાસ્ત્ર પ્રત્યક્ષ છે ચન્દ્ર સૂર્ય જ્યાં સાક્ષીરૂપે છે તો જે વખતે ચન્દ્ર અથવા સૂર્યનું ગ્રહણ થાય તે વખત ગ્રહલાઘવીય પંચાંગ પ્રમાણે બરાબર મલતો આવવો જોઇએ પણ તે મલતો આવતો નથી. ચન્દ્ર સૂર્ય વગેરે ગ્રહોએ આપણાં ગ્રહલાઘવીય પંચાંગોમાં લખેલા વખત પ્રમાણેજ ચાલવું જોઇએ તેમ તેઓ કંઈ આપણા બંધાયેલા નથી. પણ તેમની ગતિ અનુસાર અમુક વખતે અમુક—ગ્રહણ, યુતિ વગેરે—થાય છે ને પ્રમાણે આપણા પચાંગોનું ગણિત હોવું જોઇએ. રેલ્વે ટ્રેન કંઇ ઘોરીજ આપણો ટાઇમ સાચવવા બેઠી છે. આપણેજ રેલ્વે ટાઇમ બરાબર સાચવવો જોઇએ. સાધન ભૂત ઘડીયાલ રેલ્વે ટાઇમ અનુસારજ રાખવું જોઇએ. તે ટાઇમમાં ચૂકીયે તો જરૂર રેલ્વે ટ્રેન પણ ચૂકીયે. પણ હાલમાં યુરોપ તથા અમેરિકામાં નૌકા શાસ્ત્રની વૃદ્ધિ થવાને લીધે નાવિકો સારૂ ગણિતથી ગ્રહો, સર્વદા દૃક્‌પ્રત્યય બરાબર થાય તે સારૂ બહુ બહુ ખર્ચ કરી મોટી મોટી વેધ શાળાઓ સ્થાપી પૂર્ણ દૃક્‌ પ્રત્યય પંચાંગ (નોટીકલ આલ્મનાક) દરસાલ છપાવે છે. તે ઉપરથી કરેલાં ગણિત પ્રમાણે ગ્રહણકાલ, ગ્રહ યુતિ વગેરે બરાબર મલતાં આવે છે. માટે તે વેધ સિદ્ધ ગ્રહ ગણિત પ્રમાણે આપણી પદ્ધતિ પ્રમાણે રચાયલું સાયન પંચાંગ સ્વીકારવામાં કઇ અંધારી દિશામાં અમે ઘસડાઇ જઇએ છે તેનો શ્રીયુત શાસ્ત્રીજી જરૂર જવાબ આપશે.

સાયન પંચાંગો વાસ્તે ઋષિ મુનિઓની આજ્ઞાઓ વાંચવી હોય તો ' ભારતીય જ્યોતિષ ચન્દ્રોદય ' માં મ્હારા કરવામાં આવશે તે અનુવાદો તથા લખવામાં આવશે તે લેખો તથા ' भारतीय ज्योतिः शास्त्र का इतिहास ' નામનું કે. વા. શ્રી શંકર બાલકૃષ્ણ દીક્ષિતે રચેલું પુસ્તક, તથા શ્રી વિ. ગો. નવાથેનાં ' कुडली विज्ञान ' માસિકનાં તેર પુસ્તકો, તથા ' जातक संग्रह ' તથા શ્રીયુત યશવન્ત કેશવ પ્રધાનના ' ज्योतिर्माला ' માસિકના જુના નવા અંકોમાંથી આ વિષયને લગતું સાહિત્ય ' યુગધર્મ ના ' ૧૯૭૯ ના જ્યેષ્ઠ અષાઢ તથા શ્રાવણ માસના અંકોમાં શ્રીયુત પ્રાણજીવન હરિહર ભટ્ટ, સત્યાગ્રહાશ્રમ—અમદાવાદવાળાએ લખેલો ' શ્રી પુરૂષોત્તમ માહાત્મ્ય ' નામનો બહુજ સરળને સરસ લેખ વાંચી જવા શાસ્ત્રીજીનું તથા ગુજરાતી પ્રજાનું ધ્યાન ખેંચું છું. તથાં ' સાયન પદ્ધતિ પ્રમાણે થતાં પંચાંગો જ ધર્મશાસ્ત્ર શુદ્ધ છે ને તેથી સાયન પંચાંગો જ વાપરવા શ્રેષ્ઠ છે તથા તે ઉપરથી થતાં જન્મોત્રી વર્ષફળ વગેરે સત્ય થાય છે. ફલ દેશમાં પણ મલતાં આવે છે તેથી પણ સાયન પચાંગો વાપરવાં શ્રેષ્ઠ છે તેથી સાયન પંચાંગો પ્રમાણેજ સમસ્ત ધર્મ કાર્ય કરવાં એમ મ્હારા ગુજરાતી ભાઇઓને નમ્રતાપૂર્વક પ્રાર્થના કરૂં છું.

' પંચાંગ વિચાર ' ના મૂળ લેખક અત્યારે બીમાર હોઇ સેનાવસે હવા ફેર કરવા વાસ્તે ગયેલા હોવાથી તેમના તરફનો ખુલાસો જાહેર

પ્રજાના હિતને ખાતર તેઓ પોતે તો અત્યારે આપી શકે તેમ પણ નથી, પણ પોતાનાં 'जातक संग्रह'ના ભાગ ૩ જા સંગ્રહ ૪ થામાં 'पचांगाची एक वाक्यता આ મથાળા હેઠળના લેખમાં લખેલા સાયન પક્ષ તરફના નીચલા પ્રશ્નોજ તેમના તરફના ખુલાસા રૂપ થઇ પડશે જેમના ઉત્તરો જ્યોતિષ પ્રત્યે પ્રેમ ધરાવનાર શાસ્ત્રીજી પ્રભાકર અથવા બીજા કોઇ આપશે.

૧ વૈદિક કાળમાં વર્ષમાન કેવા પ્રકારનું હતું તથા આરંભ સ્થાન કયું ધરવામાં આવતું હતું ?

૨ વેદાંગ જ્યોતિષમાં આરંભ સ્થાન કયું માનવામાં આવ્યું છે ?

૩ સૂર્ય સિદ્ધાન્ત અને સિદ્ધાન્ત શિરોમણિમાં વર્ષમાનનું લક્ષણ કેવું બાંધવામાં આવ્યું છે ?

૪ સૂર્ય સિદ્ધાન્તમાં સ્વીકારવામાં આવેલું વર્ષમાન નાક્ષત્ર સૌરજ છે તેનાં પ્રમાણ ?

૫ પંચાંગો ઋતુમાન ન થવાં જોઇએ ? ને જો થવાં જોઇએ તો કઇ પદ્ધતિથી ઋતુમાન પ્રમાણે પંચાંગો સિદ્ધ થઇ શકે ?

૬ સંપાતનું આંદોલન થાય છે કે સંપૂર્ણ ભ્રમણ થાય છે ? આંદોલન થાય છે તો તે કેટલું અને કયાંથી ?

૭ વૈદિક કાળમાં 'મૃગ' તારામાં સંપાત હતો તે લોકમાન્ય ટિળકનો મત ખરો છે કે ? *

* સ્વ. સાક્ષરવર્ય શ્રીયુત ઇચ્છારામભાઇએ લખેલી, 'ગુજરાતી પ્રેસે છાપેલાં મહાભારતની ગુજરાતી ભાષાંતરની પ્રસ્તાવનામાં 'સંપાત પુનર્વસુમાં હતો' તો પુનર્વસુમાં પણ સપાત આવી શકે ખરો કે ? (કૃ. વા. ભટ્ટ.)

૮ અધિક માસ સ્વીકારવાનો હેતુ શું ને તે કઇ પધ્ધતિ પ્રમાણે સાધ્ય છે ?

૯ પંચાંગોનું ગણિત દૃક્પ્રત્યય તુલ્ય થયું એટલે તે પંચાંગો શુધ્ધ સમજવાં ? 'શુધ્ધ' શબ્દની વ્યાખ્યા શું ?

આ નવ પ્રશ્નો મૂળ લેખક તરફના છે.

ગુજરાતી પ્રજામાં, સાયન નિરયન વાદમાં સત્ય કયો વાદ તેની ચર્ચા થવાની બહુજ જરૂર છે કારણ કે લોકોને એક જાતનું શુધ્ધ સાચ પંચાંગ જોઇએ છે. ચાર પાંચ જાતનાં હાલમાં નીકળતાં પંચાંગોમાં ખરૂં કયું પંચાંગ માનવું તેમાં લોકો મુંઝાયા કરે છે." હમણા હમણામાંજ નિરયન મત પ્રમાણે શનિ દેવ તુલાના થયા પણ નિરયન મતના નોખા નોખા ભેદોને લીધે શનિ દેવને જુદે જુદે દિવસે બદલ્યા તેમ જુદે જુદાં પંચાંગો પરથી જણાવાને લીધે લોકો તો બહુ મુંઝાઇ ગયા કે અમને પનોતી બેઠી (જેમને પનોતી બેસતી હતી તેઓ) તે કયા પાયા પર ? રૂપાને, ત્રાંબાને, લોઢાને કે સોનાને ? કે ચારેય પાયે ભેગી ચડી બેઠી ? કારણ કે જુદે જુદાં પંચાંગોમાં જુદે જુદી રાશિનો ચન્દ્ર હોતાં શનિદેવ બદલાયા છે. જુઓ ટિળક પંચ ગ, શકે ૧૮૪૫ ભાદ્રપદ શુક્લ પ્રતિપદા કન્યા રાશિના ચન્દ્ર હોતાં શનિ તુલાનો થયો.

આપણાં ગ્રહલાઘવીય પંચાંગ-ભાદરવા વદ એકમ તથા બીજ ! મત ભેદ ! કોઇમાં મીનનો ચન્દ્ર છે તો કોઇમાં મેષનો છે.

ચંડૂપંચાંગ, બ્રહ્મપક્ષીય-મારવાડનું-કાર્તિકી (હિંદી) વદ આઠમને દિને કર્કનો ચન્દ્ર છે.

કેતકી પંચાંગ આસો સુદ ૫ ને દિવસે વૃશ્ચિકનો ચન્દ્ર છે.

ખરેખર ચર્ચા થતાં સત્ય જરૂર હાથ લાગશે શ્રીયુત પ્રભાકર શાસ્ત્રીજીએ સત્યતાને વાસ્તે બૂમ મારીને પ્રજાને જાગૃતિ આપી છે. જેથી પ્રજાને સત્ય જાણવાનું મળશે.

આ ચર્ચાસ્પદ પ્રશ્ન સારી રીતે ચર્ચી પ્રજામાં સત્ય બતાવનાર 'ચંદ્રોદયને' અધિક યશ મળશે. એવું મારૂં માનવું છે. ઇતિશમ્ કૃષ્ણારામ બહાલજી ભટ્ટ માધવ પૂરકર

(ભયંકર શાસ્ત્રી)

ઠે. માવજી પ્રેમજીની વાડીમાં પાછલી ચાલીમાં મુંબઈ-૨.

સંવત્ ૧૯૮૦ સાયન કાર્તિક શુકલ પૂર્ણિમા બુધવાર.

## તંત્રીની નોંધ.

### મહાત્મા ગાંધીજી છુટશે કે ?

બારમું સ્થાન કારાગ્રહવાસ છે તે સ્થાનમાં રવિ કારાગ્રહવાસ કારક શનિથી બગડવાથી ચલિત રવિ મૂલ શનિની સમક્રાંતિમાં આવવા લાગ્યા હતા તે પ્રમાણે ચલિત લગ્ન અને ચલિત શનિની યુતિ થવાથી કારાગ્રહ નિવાસ મલ્યો તે સમયે શુભ ગ્રહ યોગ કોઇ નહિ હતો. ત્યાર પછી ચાલું વરસની આખેરમા શનિનું ભ્રમણ વ્યયસ્થાનથી પસાર થઇ તનુ સ્થાન (લગ્ન) માં અઢી વરસ થશે. તે વખતે મૂલ મંગલ-ચંદ્રાદિ ગ્રહ બગડીને રવિ-શનિના સમક્રાંતિ યોગ ચાલુ છે બાદ ૧૯૨૪ સનેમાં ચલિત મંગલ અને ચલિત દશમ તેના કેન્દ્ર યોગ થશે ત્રણ ચાર વરસ ચાલનાર છે તે સર્વ યોગ કેદખાનામાંથી છુટકારો થવાને ઘણો પ્રતિકુલ છે તે કહેવાની જરૂર રહેતીજ નથી; છતાં પણ મધ્યમ રીતે તપાસ કરતાં સને ૧૯૨૪ ના **એપ્રીલ** અને **નવેંબર** આ મહિનામાં ગોચર ગુરૂ મૂલ દશમ સ્થાને રહેલા ચંદ્ર સાથે શુભ યોગ કરે છે અને ચલિત લગ્ન અને ચંદ્રના ત્રિકોણ યોગ તેજ વખતે થાય છે જેથી છુટકારાની આશા રહે છે. સને ૧૯૨૭ ના જુલાઇ મહિના પર્યંત કારાગ્રહમાંથી છુટવાનો યોગ જો દેખાતો હોય તો અમો આગલા અંકમાં જન્મ કુંડલી અને આધાન કુંડલીઓ આપીને કેટલાક વધુ વિસ્તારથી વર્ણન કરવા ધારૂં છું. સંપાદક.

—:o:—

## સને ૧૯૨૪ સાલનું ભયંકર ભવિષ્ય.

અલ્હાબાદ તા૦ ૬ જાનેવારી અભ્યુદય પત્રમાં એક અમેરિકન ભવિષ્ય વેત્તાએ સને ૧૮૭૬ ની સાલમાં તૈયાર કરેલા એક ભવિષ્યની આગાહી પ્રસિદ્ધ કરી છે. તેમાં એવો સારાંશ છે કે-સન ૧૮૬૧ ની સાલથી ૬૩ માં વર્ષમાં એટલે સને ૧૯૨૪ ની સાલમાં યુરોપ, એશીઆ, હિંદુસ્થાન વિગેરે ઠેકાણે મ્હોટી ક્રાંતિકારક ગડબડ થવી જોઇએ, ફ્રાંન્સ મધ્યે ગયા સૈકા પહેલાં જેવી રાજ્યક્રાંતિ થઇ હતી. તેના કરતાં સને ૧૯૨૪ માં વધારે મોટી ક્રાંતિ રાજ્યક્રાંતિ થવી જોઇએ. પ્રુશીઆની સરકાર આપણી પ્રજાનું રક્ષણ કરશે જર્મની રૂશીઆ, તુર્કી અને બેલજીઅમ વિગેરે એક થઇ જશે, સ્પેન નિર્બલ બનવાથી ઇટાલીના તાબામાં

જશે, આસ્ટ્રીઆના ટુકડા ટુકડા થશે. તુર્કસ્થાનમાં તુર્કીરાજ્ય કાયમ થશે આયર્લેંડમાં સ્વતંત્રતાની વૃદ્ધિ થશે. કાનડા અમેરીકામાં જોડાશે. ચીનમાં ભયકર ત્રાસ વર્તશે, પછી એક મોટો જબરજસ્ત સમર્થ દેશ બનશે. જાપાન વિગેરે બીજા નાનાં નાનાં રાજ્યોનું જોડાવું થશે હિંદુસ્થાન સ્વતંત્ર થશે આસ્ટ્રેલીઆ ઉપર પોતાની સત્તા જામશે. એવા એક મહાન પુરૂષ પેદા થશે કે ગૌતમ બુદ્ધ, ક્રાઇસ્ટ, મહમદ વિગેરે કરતાં વધારે સમર્થ હશે. તે પ્રેમ પૂર્વક ઐકયતા વધારશે. તે એકલા પોતાના મજબુત કાર્યનો આરંભ કરી જનસમુદાયને અનુયાયી કરશે તે પુરૂષ શાંતિનો અવતાર લેખાશે આ ભવિષ્ય સન ૧૮૪૬ માં વર્તેલું છે સન ૧૮૬૧ થી ૬૩ માં વરસમાં આ બનાવ બનવા પામશે એવો અભિપ્રાય છે. (જ્યોતિર્માલા.)

સ્વરાજ્ય તા. ૧૮ જાનેવારી

જર્મનીમાં એટન જોન્મન નામના એક વૃધ્ધ ભવિષ્ય વેત્તા શેઠ છે તેમણે મહાયુધ્ધ શરૂ થતા પહેલાં જર્મનીનું ઇશારા પૂર્વક ભવિષ્ય ભાખેલું હતું તે ખરૂં પડયું છે. બેલજીઅમ દેશ કાંટા સરખા પગમાં લાગશે માટે જર્મનીએ યુધ્ધમા પડવું નહિ તેણે જગા સંબધી કરેલી નવીન આગાહી વધારે ભયકર છે. મોટા યુધ્ધ થયા બાદ અમેરીકાનો સબંધ જુદો થશે પછી ૩૦ વરસ સુધી અમેરીકામાં પાંચ મહાયુધ્ધ થવાં જોઇએ તેમાં જાદવાસ્થલીના જેવો પ્રસંગ છે. ઇંગ્લંડ અને હિંદુસ્થાનને ૧૯૨૫ ની સાલમાં યુધ્ધ જેવો પ્રસંગ બને; તેનો આરંભ ઉત્તર-હિંદુસ્થાનના ઉપરના ભાગમાં બને; પરદેશીઓને સમુદ્રનો આશ્રય લેવો પડે; આ યુધ્ધમાં ૨॥ કરોડ માણસનો નાશ થાય આ યુધ્ધ પ્રસંગના વધુ બનાવો કલકત્તા દીલ્હી વિગેરે શહેરોમાં બને; હિંદુસ્થાનનો સન ૧૯૩૦ ની સાલમાં ફ્રાન્સ અને સ્પેનપ મહા યુધ્ધ થશે. જર્મનીના પરસ્પર કલહથી ને રાજ્યક્રાંતિથી ઉલટા સુલટી કેટલીક ચીણગારીઓ ઉડયા કરશે અને સંગ્રામ ચાલશે આવી યાદવાસ્થલી સન ૧૯૩૩ પર્યંત ચાલશે ત્યારબાદ ફરીથી જર્મની સ્થિર સ્થાવર થઇ શકશે. (જ્યોતિર્માલા.)

—:૦:—

## "દિવસે તારાઓ દેખાવાની આગાહી"

### શુક્રનો તારો બે વખત ખરા બપોરે સારી રીતે જોઇ શકાશે.



સને ૧૯૨૪ ની સાલમાં બે વખતે દીવસના ખરા મધ્યાન્હ કાલમાં શુક્રનો તારો દેખાવાની ચોકકસ ગણત્રીથી આગાહી કરવામાં આવે છે.

૧ તા. ૨૫ મી મે ૧૯૨૪ સવારથી સાંજના બે વાગતા સુધી.

૨ તા. ૭ મી આગષ્ટ ૧૯૨૪ સવારથી સાંજના પાંચ વાગતા સુધી; શુક્રનો તારો ૧૯૨૨ ડીસેંબર માસના આખર તારીખોમાં દેખાયા બાદ ઘણી મોટી વેપારોમાં ઉથલ પાથલ થયેલી અને રાજ્યદ્વારી પ્રપંચો બનેલા તે અનુભવેલું છે તેના કરતાં આ વખતે ચોકસ મોટા ફેરફારો થવાની વકી છે. આ બાબદનો વિગતવાર કેટલોક હેવાલ અને દેખાવાનું કારણ અને નીપજતું ફલાદેશ ચોકકસ દાખલા દલીલો સાથે આવતા અંકોમાં પ્રથમથી આપવા ધારીએ છીએ, જેથી જનસમુદાયને અને અમારા ગ્રાહક બધુંઓને કેટલુંક વિશેષ જાણવાનું મલશે.








# ભારતીય જ્યોતિષ-ચંદ્રોદય

BHARATIYA JYOTISH CHANDRODAYA.

ग्रहैस्तु व्यापितं सर्वं त्रैलोक्यं सचराचरम्

| પુસ્તક ૨ જું. | ભાદ્રપદ માસ ૧૯૪૫. | અંક ૬ ઠ્ઠો. |
| --- | --- | --- |
| VOL. II. | SEPTEMBER 1923. | NO. 6. |


# ॥ जातकी ॥


ભાષાન્તર કર્તા—

શાસ્ત્રી તુલજાશંકર ધીરજરામ પંડ્યા.



(પૃષ્ઠ ૧૫૪ થી ચાલુ.)


૧ અહીંઆં 'સૂર્યગ' એ શબ્દનો અર્થ સૂર્ય જે રાશિનો હોય તે રાશિમાં એમ અર્થ લેવો એટલે કે સૂર્ય જે રાશિમાં રહ્યો હોય તે રાશિમાં રાહુ રહેલો હોય એમ અર્થ લેવો. બીજું અહીંઆં મૂળ શ્લોકમાં 'ભૌમે' આ સાતમી વિભક્તિવાળું પદ મુકેલું છે અને તેથી તેનો અર્થ મંગળના સ્થાનમાં એવો થઇ શકે એટલે આ શ્લોકનો એકંદર અર્થ કરતાં બે યોગ થવાનો સંભવ છે. જેમકે ૧ લો યોગ જો આઠમા સ્થાનમાં રાહુ હોય તો એવો અને બીજો યોગ આઠમા સ્થાનમાં રાહુ પણ તે જો મંગળ અને સૂર્યની સાથે રહેલો હોય તો એવો એમ થાય છે. વળી સામાન્ય રીતે કોઇ બીજો અર્થ પણ કરી શકે કે, જો આઠમા સ્થાનમાં રાહુ હોય તો અથવા તો આઠમા સ્થાનમાં રાહુ એટલુંજ નહીં પણ 'ભૌમે' એટલે મંગળના સ્થાનમાં એટલે મંગળની રાશિમાં એટલે કે મેષ અથવા વૃશ્ચિક રાશિમાં સૂર્યની સાથે રાહુ રહેલો હોય તો. આમ ભિન્ન ભિન્ન પ્રકારે સર્વ અર્થની માન્યતા ધરાવે છે. પણ ખરી રીતે વિચાર કરતાં એમ જણાય છે કે જો આઠમા સ્થાનમાં રાહુ રહેલો હોય અથવા તો

રાહુ મંગળના સ્થાનમાં એટલે મેષ કે વૃશ્ચિક રાશિમાં સૂર્યની સાથે રહેલો હોય તો સાત દિવસમાં મૃત્યુ થાય છે અથવા સાત માસ પણ તે જીવી શકતો નથી એમ અર્થ કરવો યોગ્ય છે.

કેટલાક આનો અર્થ આઠમા સ્થાનમાં સિંહ રાશિમાં રાહુ અથવા મંગળ હોય અથવા તો રાહુ, રવિ ને મંગળ તે સ્થાનમાં ક્રૂર રાશિમાં રહેલા હોય એવો કરે છે પણ તે યોગ્ય નથી, કારણ કે અહીં સિંહ રાશિમાં એવો અર્થ 'સૂર્યગ' એ શબ્દનો સંભવતો નથી કેમકે 'સૂર્યગ' નો અર્થ સૂર્ય જે રાશિમાં અથવા સ્થાનમાં રહેલો હોય ત્યાં, નહિ કે સૂર્યની રાશિમાં એટલે સિંહ રાશિમાં રાહુ હોય તો એમ અર્થ થઇ શકે. માટે ઉપલોજ અર્થ બરાબર હોય તેમ લાગે છે.

सप्तमे च यदा राहुः केन्द्रे क्रूराश्च संस्थिताः ॥
सद्यो मृत्युकरो योगश्चंद्रे वा क्रूरमाश्रिते ॥ ३६ ॥

જો સાતમા સ્થાનને વિષે રાહુ રહેલો હોય અને કેન્દ્ર સ્થાનોમાં ક્રૂર ગ્રહો રહેલા હોય અથવા સાતમા સ્થાનમાં રાહુ રહેલો હોય અને ચંદ્ર ક્રૂર ગ્રહની સાથે રહેલો હોય તો એ યોગ તાત્કાલિક મૃત્યુ આપનાર થાય છે.

અહીંઆં કેટલાક જનો 'क्रूरमाश्रिते' નો અથ ક્રૂર ગ્રહની રાશિમાં જો ચંદ્ર રહેલો હોય તો એવો અર્થ કરે છે પરંતુ તે યોગ્ય નથી કારણ કે 'क्रूरमाश्रिते' નો અર્થ ક્રૂર ગ્રહનો આશ્રય કરીને ચંદ્ર રહેલો હોય તો એમજ થઇ શકે છે પણ ક્રૂર ગ્રહની રાશિમાં એ અર્થ નીકળી શકતો નથી અને તેથી મૂળ અર્થજ લેવો બરાબર યોગ્ય છે.

दशमे च यदा राहुः शशी षष्ठाष्टमो यदि ॥
सद्यो मृत्युकरो योगः षण्मासं स न जीवति ॥ ३७ ॥

દશમા સ્થાનમાં જો રાહુ રહેલો હોય અને ચંદ્રમા જો છઠ્ઠા અથવા આઠમા સ્થાનને વિષે રહેલો હોય તો એ યોગ તત્કાળ મૃત્યુ આપનારો થાય છે એટલે બાળક મૃત્યુ પામે છે. અને વખતે જીવે તો પણ તે પૂરા છ માસ પણ જીવી શકે નહિં.

જ્યોતિષ શાસ્ત્રના જાતક ગ્રંથોમાં આવી જાતના એકાકી વિનાશક યોગો ઘણા છે પરંતુ તેમનું ફળ બહુ લાંબો વિચાર કરીનેજ કહેવું અથવા માનવું જોઇએ. કારણકે કેટલાકના મત પ્રમાણે કેવળ દશમા સ્થાનમાં રાહુ અને છઠ્ઠા અથવા આઠમા સ્થાનમાં ચંદ્ર હોય તો તાત્કાલિક મૃત્યુ કરનાર થાય છે અને તેવા યોગવાળું બાળક છ માસ પણ જીવતું નથી એમ છે પણ એકદમ એમ કહેવું તે યોગ્ય નથી. કારણકે એવા ઘણા યોગવાળાઓનું પણ યોગથી કહેલા ફળથી વિરૂદ્ધ ફળ જોવામાં આવે છે એટલે કે તેઓ મૃત્યુ પામેલા હોતા નથી. જો કે તેમાં પણ બીજા યોગોનું બળાબળ પણ હશે તો પણ આ યોગને સ્પષ્ટ રીતે વિનાશક માની લેવો યોગ્ય નથી. આવા યોગપરથી કેટલાક અજાણ્યા વાંચક ગભરાઇ જાય છે તેમ કેટલાક ઉપર ઉપરથી જ્યોતિષના ફળાદેશનું કથન કરનાર માણસો સામા

માણસને ગભરાવી નાખે છે. એટલે તેથી સુજ્ઞ વાંચકોએ આવા યોગથી મૃત્યુનો ભય ન રાખતાં (વખતે ક્વચિત્ આ યોગનું તેવું ફળ મળતું પણ હશે તો પણ) માત્ર કેટલેક અંશે શારીરિક વ્યાધિનો ઉત્પાદક આ યોગ થઇ શકે છે અથવા તો શરીરનિમિત્તક વિઘ્નો વારંવાર આવ્યા કરે એમજ સમજવું યોગ્ય છે.

लग्ने चैव यदा राहुर्बुधः षष्ठाष्टगो यदा ॥
षड्वर्षतो भवेन्मृत्युः शंकरो यदि रक्षिता ॥ २८ ॥

જે બાલકનાં જન્મ સમયે લગ્નમાં રાહુ હોય અને છઠ્ઠા અથવા આઠમા સ્થાનને વિષે બુધ પડેલો હોય તે બાળક ભલે તેનું શંકર રક્ષણ કરે તો પણ છ વર્ષમાં અથવા છઠ્ઠે વર્ષે મૃત્યુ પામે છે.

આ યોગને પણ કેટલાક અસંભવિત યોગ માને છે અને તેથી આ યોગ પ્રમાણેનું ફળ ક્વચિત્ મળતું જોવામાં આવતું હશે તો પણ બહુધા તેવો સંભવ ઘણો ઓછો રહે છે અને તેથી આ યોગને અવિશ્વસનીય યોગ તરીકે માને છે. એટલે આ યોગપર ખાસ વિશ્વાસ રાખવા જેવું નથી.

व्यये लग्ने तथा राहुः शशिः षष्ठाष्टगो यदि ॥
सूतिकाले भवेन्मृत्युः शंकरो यदि रक्षिता ॥ २९ ॥

જે બાળકના જન્મ સમયે બારમા વ્યયસ્થાનમાં અથવા લગ્નમાં રાહુ હોય અને ચંદ્રમા છઠ્ઠા અથવા આઠમા સ્થાનને વિષે રહેલો હોય તો તે બાળકનું ભલે શંકર રક્ષણ કરે તો પણ પ્રસવ કાળમાંજ તેનું મૃત્યુ થાય છે.

આ યોગને પણ કેટલાક વિશ્વાસ કરવા યોગ્ય યોગ માનતા નથી અને તેમાં કેટલાક તો આવા યોગોને ચોખ્ખી રીતે ખોટાજ યોગો—એટલે તદ્દન અસંભવિત યોગો તરીકેજ માને છે. જ્યારે કેટલાક તેના પરના ગ્રહોના બલાબલને તથા દૃષ્ટિપાત અને ક્રૂરતા તથા સૌમ્યતાનો વિચાર કરી ફળ સંગતિ મેળવી ત્યાર પછીજ ઓછું વત્તું ફળ માની એ યોગોના ફળની સ્પષ્ટ મહત્તા માને છે.

આવા યોગો માટેના ફળાદેશ સંબંધમાં જ્યોતિર્વિદોના વિવિધ પ્રકારના મત હોય છે. ઘણા જાતક ગ્રંથોમાં આવા નાના યોગો અનેક પ્રકારના હોય છે જેમાં કેટલાક યોગો અમુક ફળ આપનારા હોય છે જ્યારે કેટલાકનું ફળ તેના લખવા પ્રમાણમાં મળતું નથી. મૂળ ગ્રંથકારે એ ફળનો આધાર ગમે તે પ્રકારે લીધો હોય પરંતુ એટલું તો ચોક્કસ છે કે જ્યોતિષનો ફળાદેશ જોવામાં જે વિવિધ વિચારો ને સંબંધોની જરૂર પડે છે તે સર્વ પર વિચાર કરી ત્યાર પછી જો ફળાદેશ બરાબર કહેવામાં આવે તો તેવા યોગોનું ફળ બરાબર મળતું થવામાં હરકત આવતી નથી. પરંતુ કેટલીક વખતે એવું બને છે કે જે યોગ એક સામાન્ય યોગ તરીકે કહ્યો હોય અને તે યોગ પ્રમાણે બરાબર જન્મ કુંડલીમાં ગ્રહો પડેલા

હોય છતાં પણ તે કુંડલીવાળાને તેવું ફળ મળતું જોવામાં આવતું નથી. અને એવા દરેક યોગો પૈકી ઘણા યોગોને માટે તેમ બને છે. આમાં મૂળ ગ્રંથકારે તો માત્ર તે યોગનુંજ કથન કરી ફળની સમાપ્તિ કરી દીધેલી હોય છે અને આજુબાજુના સંબંધ સંબંધમાં કાંઇ પણ કથન કરેલું હોતું નથી. અને તેથી જો માત્ર તે પ્રમાણેજ મેળવવા જાય તો બરાબ મળતું આવવા સંભવ હોતો નથી. એટલે ઘણી વખત તે બાબત વિચારવા જેવી થઇ પડે છે. એટલે પછી કેટલાક એવા યોગોનું ફળાદેશ મળતું આવતાં તેમને વિશ્વસનીય અને ફળાદેશ મળતું ન આવતાં અવિશ્વસનીય માને છે. એટલે હવે એ સંબંધમાં તો એમજ માનવું જોઇએ કે જે જે યોગો જેવી જેવી રીતે કહેલા હોય તે તે યોગોના સંપૂર્ણ ફળમાં અન્ય ગ્રહોના યોગો, દૃષ્ટિ અથવા બળાબળ પર વિચાર કરી તેમાં વિશેષતા અથવા ન્યૂનતા માની ફળાદેશનું કથન કરવું યોગ્ય છે અને તેથી એ યોગોપર અવિશ્વસનીયતા ન ઠેરવતાં સંબંધ પરત્વેજ ધ્યાન આપી ત્યાર પછીજ તે યોગોના ફળાદેશ પર વિચાર કરવો. અને ત્યારેજ એવા યોગોનું ફળ બરાબર મળતું આવી શકે છે અથવા તો વિશ્વસનીય થઇ શકે છે.

चतुर्थे शनिराहू च द्वादशे शशिसंयुते ॥
सद्यो मृत्युर्भवेद्बालस्यांतकस्य न संशयः ॥ ४० ॥

જો બાળકના ચોથા સ્થાનને વિષે શનિ અને રાહુ પડેલા હોય અને બારમું સ્થાન ચંદ્રમા યુક્ત હોય એટલે કે બારમા સ્થાનમાં ચંદ્રમા પડેલો હોય તો તે બાળકનું તત્કાળ મૃત્યુ થાય છે એમાં કાંઇ પણ સંશય નથી.

આ યોગ એકંદર સારો ગણાતો નથી, કારણ કે ચોથું સ્થાન એ સુખસ્થાન કહેવાય છે અને તેથી એ ચોથા સ્થાનમાં જો બંને પાપગ્રહો રહેલા હોય તો તે અનિષ્ટ ફળ આપનારા થાય છે અને તેમાં પણ શનિ ને રાહુ એ સ્વાભાવિક રીતેજ વધારે અનિષ્ટકારક ગ્રહો છે અને તેથી જેના ચોથા સ્થાનમાં એ બે ગ્રહો રહેલા હોય છે ને બાળક જો કદાચિત્ બીજા સહચારી ગ્રહોના બળથી મૃત્યુ ન પામે તો પણ કષ્ટથી દિવસો કાઢે છે. એટલે કે એકંદર સુખી અવસ્થા ઘણીજ ઓછી ભોગવે છે. વળી એ ચોથું સ્થાન માતાનું સ્થાન પણ કહેવાય છે અને તેથી માતાને પણ એ ગ્રહો પીડાકારક થાય છે. ઘણાકનું માનવું એમ છે કે આ યોગ બાળકને હાનિ કરવા પહેલાં તેની માતાનેજ વધારે હાનિકારક થઇ પડે છે કારણ કે એ ચતુર્થસ્થાનપરથી માતા સંબંધી સુખ ખાસ જોવામાં આવે છે. એટલે બાળકની માતાને પીડાકારક હોવા સાથે આ યોગથી બાળકને માતાનું સુખ પણ મળતું નથી એટલે આવા બાળકને માતાના દુધની પ્રાપ્તિ થવી પણ દુર્લભ થઇ પડે છે અને તેથી તે બાળક હમેશાં રોગી અવસ્થામાંજ પોતાના દિવસો નિર્ગમન કરે એવો સંભવ રહે છે. આ સિવાય આવા યોગવાળા બાળકને પેટમાં ડબ્બો વિગેરે જે બાળકોના રોગો કહેવામાં આવે છે તેવા રોગો થવાનો સંભવ પણ રહે છે. એકંદર કે આવા યોગવાળું બાળક મૃત્યુ પામે છે અથવા તો જો તે જીવે છે તો તેની માતાને તે પીડાકારક થાય છે અને તેજ પ્રમાણે તે પોતે પણ દુઃખી અવસ્થાજ ભોગવે છે.

लग्ने व्यये यदा चन्द्रो ह्यष्टमे गुरुभार्गवौ ॥
तुर्ये वर्षे भवेन्मृत्युः शंकरो यदि रक्षिता ॥ ४१ ॥

જો બાલકની કુંડલીમાં લગ્નસ્થાનમાં અને બારમા સ્થાનમાં ચન્દ્રમા હોય અને આઠમા સ્થાનને વિષે ગુરૂ અને શુક્ર રહ્યા હોય તો તે બાલકનું ભલે શંકર રક્ષણ કરે તો પણ ચોથે વર્ષે મૃત્યુ થાય છે.

કેટલાક જ્યોતિર્વિદોની માન્યતા પ્રમાણે આ યોગ ખાસ વિશ્વસનીય હોતો નથી કારણ કે વ્યયસ્થાનમાં ચંદ્ર રહ્યો હોય અને આઠમામાં જો ગુરૂ અને શુક્ર રહ્યા હોય તો તેથી કોઇપણ પ્રકારનું અનિષ્ટ થવાનો સંભવ રહેતો નથી અને તેમાં પણ આ શ્લોકમાં કહ્યા પ્રમાણે જો ચંદ્ર લગ્નમાં રહેલો હોય છે તો તે યોગ ખાસ ઉત્તમજ મનાય છે.

આ પ્રમાણેની માન્યતા છતાં ઘણાના મત મુજબ અષ્ટમસ્થાનમાં કોઇપણ ગ્રહોની સ્થિતિ યોગ્ય ગણાતી નથી અને તેમાં પણ ગુરૂની સ્થિતિ જો તેમાં હોય છે તો ઘણાઓને અનિષ્ટ ફળ માટે શંકા રહેતી નથી અને તેથીજ ગ્રંથકારે પરસ્પરના સંયોગોને આધારે આ યોગો કહ્યો હોય તેમ લાગે છે.

चन्द्रो मंगलसंयुक्तो ह्यष्टमे भवने यदा ॥
संवत्सरं न जीवेत्तु शंकरो यदि रक्षिता ॥ ४२ ॥

જો જન્મ સમયે ચંદ્ર મંગળથી યુક્ત થઇને આઠમા ભવનને વિષે રહેલો હોય છે તો તે બાળકનું ભલે શંકર રક્ષણ કરે તો પણ તે એક વરસ પણ જીવી શકતું નથી.

આ યોગમાં ચંદ્ર મંગળથી યુક્ત થઇ આઠમા ભવનમાં રહ્યો હોય તો ખાસ મૃત્યુ થાય છે એમ કેટલાકનું માનવું નથી કારણ કે આ યોગ ખાસ મૃત્યુકારક અનુભવપરથી નીવડતો નથી. વખતે જો તેનો જન્મ આવો યોગ હોવા સાથે પણ કોઇ અન્ય અયોગ્ય યોગમાં એટલે કે જેમ કે યુતિદોષ વિગેરેમાં થયો હોય તો પછી તેના જીવન માટે કાંઇ કહેવાય નહીં એટલે કે તેવા યોગમાં જન્મ હોવા સાથે જો આ ઉપરોક્ત યોગ પણ હોય તો તેનું અનિષ્ટ થાય છે એમ માનવામાં તેમને સંશય રહેતો નથી. તો પણ તેમાંએ પણ એવા યોગવાળાનું મૃત્યુજ થાય છે એમ તો તેઓ માનતાજ નથી અને વળી તેનું અનિષ્ટ થવાનો સંભવ જો વખતે હોય તો તે બાળક માત્ર અશક્ત અથવા કોઇ પ્રકારના સામાન્ય વ્યાધિથી પીડાયુક્ત થાય છે અને તેમાં મંગળ તેના પર વિશેષ અસર કરતાં તેના સંબંધી પીડા તેને વારંવાર થતી રહે છે, અને તેથી એનાથી વિશેષ કાંઇ તેને મૃત્યુ જેવું અનિષ્ટ થવાનો સંભવ રહેતો નથી. આમાં પણ જો મંગળ કોઇ અનિષ્ટ અથવા નીચનો કે ક્ષીણ ચંદ્રની સાથે કે એવી રીતે રહેલો હોય છે ત્યારે વખતે ગ્રંથકારના મત પ્રમાણેનું અનિષ્ટ થવાનો સંભવ ખાસ રહે છે એમાં સંશય નથી.

लग्ने चैव यदा जीवो ह्यष्टमे गुरुभार्गवौ ॥
द्वादशे च यदा चन्द्रो बालमृत्युर्भवेत्तदा ॥ ४३ ॥

લગ્નમાં જો ગુરૂ હોય અથવા આઠમા સ્થાનમાં ગુરૂ અને શુક્ર હોયઅને બારમા સ્થાનમાં ચંદ્ર હોય તો તે બાલકનું મૃત્યુ થાય છે.

અહીંઆં લગ્નમાં ગુરુ અને આઠમામાં ગુરૂ શુક્ર એમ કહેલું હોવાથી બે જાતના યોગો માનવા પડે તેમ છે અને તેથી લગ્નમાં ગુરૂ અને બારમામાં ચન્દ્ર એ પહેલો અને આઠમામાં ગુરૂ શુક્ર અને બારમામાં ચંદ્ર એ બીજો, એમ એવા યોગ હોય ત્યારે બાળક મૃત્યુ પામે છે એમ માનવું જોઈએ. આ યોગમાં લગ્નમાં ગુરૂ હોય અને ચંદ્ર બારમામાં હોય તો અનિષ્ટકારક યોગ થાય એમ ઘણાનું માનવું નથી છતાં ગ્રંથકારે તે યોગ લખ્યો છે તે શા પરથી તે કહી શકાતું નથી તો પણ કવચિત્ તેમના અનુભવમાં આવેલું હોય અને તે પ્રમાણે લખ્યું હોય તો કહી શકાય નહીં. અને બીજા યોગ માટે તો કવચિત્ સંભવ રહી શકે એમ છે એટલે તે માટે તો કહેવાનુંજ નથી.

पातालांबरपंचमं द्विनवमं लग्नेऽपि सौम्यग्रहाः ॥
क्रूराः षष्टगताः शशांकसहिताः सर्वत्र एकादशे ॥
यात्राजन्मविवाहकालसमये राज्याभिषेके नृणां ॥
जामित्रे ग्रहवर्जितं निगदितं लग्नाच्च ते शोभनाः ॥६४॥

જો બાળકના જન્મ સમયે ચોથા, દશમા, પાંચમા, બીજા, નવમા અને લગ્નસ્થાનમાં શુભગ્રહ, છઠ્ઠા સ્થાનમાં ક્રૂર ગ્રહ અને અગીઆરમા સ્થાનને વિષે સર્વ ગ્રહો ચંદ્ર સહિત રહેલા હોય છે, તેમ જો સાતમા સ્થાનમાં કોઇ પણ ગ્રહ ન રહેલો હોય તો તેને યાત્રા, જન્મ, અને વિવાહ સમયમાં તેમજ રાજ્યાભિષેક સંબંધી ઉત્તમ પ્રકારનું સુખ પ્રાપ્ત થાય છે.

આ યોગ ખાસ કોઇ વિશેષ યોગ કરનો નથી પરંતુ સામાન્ય યોગ છે, અને તેથી તેનું ફળ પરસ્પર ગ્રહસ્થિતિ જોઇ તે તે સ્થાનમાં જોવાતી સામાન્ય ફલિક વસ્તુઓ માટેજ થોડી રીતે આપવામાં આવેલું છે.

लाभस्थाने यदा चन्द्रः पंचमे गुरुभार्गवौ ॥
बहुशास्त्रसमभ्यासी सर्वज्ञानी भवेन्नरः ॥ ६५ ॥

જો મનુષ્યના, લાભસ્થાનને વિષે ચંદ્ર અને પાંચમા સ્થાનને વિષે ગુરૂ અને શુક્ર રહેલા હોય છે તો તે અનેક શાસ્ત્રનો અભ્યાસ કરવા વાળો અને ઉત્તમ પ્રકારનો જ્ઞાની થાય છે.

પાંચમું સ્થાન એ વિદ્યાસ્થાન હોવાથી તેમાં જો ગુરૂ અને શુક્ર રહેલા હોય તો માણસ સ્વાભાવિક રીતેજ જ્ઞાનવાળો થાય એટલે કે અનેક શાસ્ત્રોનો અભ્યાસી એટલે વિદ્વાન્ અને બુદ્ધિમાન્ થાય છે. અને લાભસ્થાન તેના બરાબર સામે આવેલું હોવાથી અને તેમાં ચંદ્ર રહેલો હોવાથી અને તે પણ જો પૂર્ણાંશનો અને બળવાન્ રહેલો હોય તો તેની તે સ્થાનપર પૂર્ણ દૃષ્ટિ પડતી હોવાથી તે ઉજ્જવલ બુદ્ધિવાળો અને જ્ઞાની થાય એમાં સંશય નથી.

कार्म्ये कलत्रे रिपुलग्नछिद्रे केन्द्रत्रिकोणे व्ययगे च राहुः ॥
मंत्री च शूरो बलवान् प्रतापी गजाश्वनाथो बहुपुत्रनाथः ॥ ४६ ॥

જો મનુષ્યના જન્મ સમયે સાત, ૭, લગ્ન, આઠ, અને બાર એ સ્થાનોમાં તેમજ કેન્દ્ર ૧–૪–૭–૧૦ તથા ત્રિકોણ સ્થાનમાં રાહુ રહેલો હોય છે તો તે માણસ મંત્રી, પરાક્રમી, બળવાન, પ્રતાપી, હાથી અને ઘોડાઓનો સ્વામી અને અનેક પુત્રવાળો થાય છે.

ગ્રંથકારે આ શ્લોકમાં 'કામ્યે' પદ મુકેલું છે પરંતુ તેનો અર્થ બરાબર સંબંધિત હોય તેમ જણાતો નથી. આ યોગપરથી ગ્રંથકારના મતમાં બીજું અને ત્રીજું એ બેજ સ્થાન રાહુને માટે અયોગ્ય હોય એમ જણાય છે કારણ કે એ સિવાય બધાં સ્થાનોમાં રાહુનું રહેવું તેઓએ ઉત્તમ માનેલું છે. કેટલાક જ્યોતિર્વિદોના મત પ્રમાણે ૨, ૪, ૭ અને ૮ એજ સ્થાનોમાં રહેલો રાહુ ઉત્તમ ફળ આપતો નથી પણ ૩, ૬, ૧૦ એ સ્થાનોમાંજ રાહુ ઉત્તમ ફળ આપવાવાળો થાય છે.

જો કે આ બાબતમાં ગ્રંથકારની વિરૂદ્ધમાં મત મતાંતર જોવામાં આવે છે. તોપણ તે મતવાળાની માન્યતામાં પણ સંપૂર્ણ રીતે તથ્યાંશ હોય તેમ જણાતું નથી કારણ કે રાહુ સંબંધનો આ યોગ કેવળ રાહુ પરત્વેજ ફળને આપવા વાળો જણાવેલો છે પરંતુ જ્યારે અન્ય ગ્રહો તરફ વિચાર કરવામાં આવે છે તેમજ જ્યારે અન્ય યોગો તરફ પણ થોડો દૃષ્ટિક્ષેપ કરવામાં આવે છે તો તેમાં બનાવેલા રાહુના ફળની સાથે આ યોગને સંમિલિત કરતાં ફળમાં કોઇ પણ જાતનો ફરક આવ્યા સિવાય રહેતો નથી. એટલે એ બાબતમાં ગ્રંથકારે ગમે તેમ દૃષ્ટિએ એ યોગ કહ્યો હોય અથવા અન્ય મતધારીઓ તે માટે ગમે તે માનતા હોય તો પણ અન્ય યોગો તરફ જો વિચાર કરવામાં ન આવે તો વખતે ગ્રંથકારના અનુભવ પ્રમાણે તે ફળ બરાબર કે અલ્પાંશે પણ માનવામાં હરકત જેવું નથી. એટલે કે ગ્રંથકારે લખેલો આ યોગ એકંદરે તેમના મત પ્રમાણે બરાબર હશે પરંતુ તેમાં કહ્યા પ્રમાણેનું બરાબર ફળ મળવા માટે તો અન્ય ગ્રહોનું બલ પણ જો સારૂં હોય તો તે પ્રમાણે ફળ મળવાનો સંભવ રહે છે; નહિ તો એકલા રાહુથીજ આવું ઉત્તમ પ્રકારનું ફળ મળવાનો સંભવ રહેતો નથી. વખતે મળે તો પણ તે ઉત્તમ સ્થિતિ ભોગવી શકે પરંતુ ઘણી વિશેષતાયુક્ત ફળની મહત્તા ભોગવવા જેવું તો તેને થાયજ નહીં.

एकं पुत्रं रविर्दद्याच्चन्द्रो तत्र सुतद्वयम्
भौमे तत्र त्रयः पुत्रा बुधे पुत्रीचतुष्टयम् ॥ ४७ ॥
पंच पुत्रा गुरौ वापि षट् कन्या भार्गवे शनौ ॥
बलवद्भिर्ग्रहैर्वाच्यं संख्या युक्तेक्षणादिभिः ॥ ४८ ॥

જન્મ કુંડલીમાં પંચમ સ્થાનને વિષે જો રવિ પડેલો હોય છે તો તે એક પુત્ર આપે છે અને ચન્દ્ર રહેલો હોય છે તો બે પુત્ર ( પુત્રી ? ) આપે છે. એટલે તેને સૂર્યના રહેવાથી એક પુત્ર અને ચંદ્રના રહેવાથી બે પુત્રો ( પુત્રી ? ) થાય છે. અને જો તે સ્થાનમાં મંગળ રહ્યો હોય છે તો ત્રણ પુત્રો, બુધ રહ્યો હોય છે તો ચાર પુત્રી, ગુરૂ હોય તો પાંચ પુત્રો અને શુક્ર

નહિ હોવાથી બીજાના અભિપ્રાય ઉપર તરતજ દોરવાય છે. તેઓ ચાલતા માનવીની પરીક્ષા કરી શકે છે અને બહુજ શેખશલ્લીના વિચારવાળા હોય છે. તેઓ એજન્સીના ધંધામાં ઘણા ફાવે છે. અને વિજયી નીવડે છે. આ લોકોને બ્હોળું કુટુંબ હોય છે, તેઓને નુકસાન અને દુઃખનું કારણ તેમના વડીલો અથવા મુરબ્બીઓ હોય છે, અને તેથી તેમની જીંદગી ક્લેશના સબબથી ઘણી ટૂંકી થઇ જાય છે. આ શકલના માનવીને સંતતી ઘણીજ થોડી થાય છે અથવા વાંઝીયા ( Childless ) રહે છે, અને ઘણી વખત દત્તક વિધાન ( Adoption ) કરવું પડે છે. ખાવિંદ અથવા જોરૂ એકદમ ( Accidental ) પૈસાદાર થાય છે અથવા બેમાંથી એકને વારસો મળે છે. ફરાહમાં અગ્નિ, વાયુ, અને પૃથ્વિ તત્વ ખુલ્લાં હોવાથી, આ શકલના શખ્સોને ઘણી મુસાફરીઓ અચાનક થાય છે અને તે જમીન અને હવા માર્ગની ઘણી જ્યોએ સંબંધ થાય છે અને ઘણી જગોએ ભટકવું પડે છે. તેઓને સટ્ટા, સોરટી અને રેસના વ્યાપારથી ધન, માન, અને વિજય મળે છે. તેઓની આબરૂ ( Credit ) કાયમની હોતી નથી અને દેખીતા મિત્રો તેમના ગુપ્ત રીતે શત્રુઓ નિવડે છે આ શકલના માનવી ન્યાયી, દયાળુ, પરોપકારી અને ધાર્મિક વિચારના હોય છે. ઉચ્ચ સ્વભાવ અને મોટી અભિલાષાવાળા હોય છે. ધર્મગુરૂઓના આશિર્વાદથી તેમનું ઘણી વખતે ભલું થાય છે. પોતાની જાતે ઘણી પ્રકારની મોજમજાહ કરનાર હોય છે. આ માણસો પર કોઇનું ચાલતું નથી. તેઓ ઘણાજ સ્વતંત્ર રહે છે પણ તેઓના ઉપર ઇન્છા શક્તિઓનું એટલું બધું જોર હોય છે કે તેઓ બાહ્ય વસ્તુઓના કેવળદાસ અથવા ગુલામ થઇ જાય છે આવા લોકો બાહ્ય જગતનેજ ઇશ્વર માને છે અને આપેલી શિખામણ વ્યર્થ જાય છે. એઓ ધંધા રોજગાર એક પ્રકારના કદી કરતા નથી અને છેવટે ટપલા ખાઇ ખાઇને આત્મ કલ્યાણના માર્ગ ઉપર ચઢે છે.

આ શકલના માનવીને પેટના, ધાતુ વિકારના પેશાબના અને વ્યભિચારથી થતા રોગો અને ખાનીપીનીયા અને એશ આરામથી થતા રોગો થાય છે. તેઓને રોગ અને ઉપાય અંતર્ગળ અથવા એવા બીજા વ્યાધિ એકદમ થઇ આવે છે. આવા શખ્સોએ પોતાની તન્દુરસ્તી સારૂં હીરા (Diamond)નું નંગ વિધિસર પહેરવું તેમાં ૭ પહેલનો હીરો બનતા સુધી નહિ પહેરવો ફક્ત ૧૨ અથવા ૨૪ પહેલનો હીરો પહેરવો ઉત્તમ છે. હીરામાં કાળા છાંટા હોય તો તે કદી પહેરવો નહિ કારણકે તે કાગપગી હીરો કહેવાય છે અને તે ખાના ખરાબી કરનાર છે. સફેદ પાણીવાળા હીરામાં લીલી ઝાંઇ હોય તેને વનસ્પતિ કહેછે અને તેમાં ઉપર લખેલી એબ ન હોય તો તે નંગ વિધિસર પહેરવાથી સટ્ટા (Speculation) માં ઘણો ફાયદો આપે છે. ફરહાશકલ સટ્ટાની છે.

## ઉકલા

એ ઞેરેશ (શનિ Saturn)ની શકલ છે.

**શરીર ચ્હેરા વિગેરે.** રંગ કાળો, મ્હોટું અને કાળા રંગનું મ્હોટું, દુર્ગંધવાળું શરીર, બહુ ઝીણાં નેત્ર, ઠીંગણુ કદ, કાળો ચહેરો, નાની કાળી આંખો, નીચી દાઢી, કાળાવાળ, મોટું નાક, જાડાં, કાન મોટા, અસતોષી ચહેરો, અંગના ભાગ મોટા અને જાડા અને પગ રાફડા જેવા.

**સ્વભાવ ધંધો વિગેરે.** હલકી જાત, બોલવામાં હોશિઆર, જેલ જવામાં તત્પર, ખરાબ સ્થાન પ્રિય, લુચ્ચો, ખરાબ કામ કરવું હોય તો તેમાં ઘણી હોશિઆરી બતાવે છે. સદાય, ઝઘડા કરવાવાળો, અદેખો, લોભી, આળસુ વ્હેમી, જુઠો પારકી નિંદા કરનાર, આ શકલ માનવીની પડતી જોવાના ખપમાં ઘણી ઉપયોગી છે. આ શકલના ઇસમો ભિખારી, સાધુ, ફકીર, ખોદણ ખોદનાર, કુંભાર, હજામ, પુંજો વાળનાર, ચાકર, ઈટો અને ચુનો બનાવનાર, પત્થર ફોડનાર, ઘોડાવાળો, રાંધનારો, (Cook) વીશીવાળો, રંગરેજ (Dyer) ગોવાળ, જમીન ખોદનાર, સડક બનાવનાર, લાકડાં કાપનાર, ઘર બાંધનાર, બાગ બગીચામાં કામ કરનાર, વખરી, કોળી, ભીલ, દાકરડા અને બહુધા દાસપણું કરનાર હોય છે. આ શકલના માનવી ઘણા લોભી, મ્હોમાં ન સમાય તેવી વાત કરનાર, કંજુસ, પ્રપચી, ઉદ્યમી, મહેનતુ, તેઓ પોતાના સ્વાર્થની ખાતર બીજાના નુકશાનની દરકાર કરતા નથી. પોતાના વચનનો ભંગ કરે છે અને ફરી જતાં વાર લાગતી નથી. આ શકલ ઉપર શુભ શકલોની દૃષ્ટિ હોય છે તો પુષ્કલ દ્રવ્ય (Wealth) મળે છે, અને વારસો મળે છે. અકસ્માત લાભ આપે છે. કારણ કે શકલ પૃથ્વિ તત્વની છે અને જમીનો, ખેતરો, ખાણો અને દાટેલુ ધન આપે છે. આ શકલના ઇસમોને દુઃખ અને આફતો પડવાથી ઘણા ઘડાયલા હોય છે. તેઓ હમેશાં નબળી બાજુ જોનારા હોય છે. તેઓને ભાઇઓ અને બહેનો ઘણી હોય છે અને તેથી કુટુંબ કલેશ ઘણોજ રહે છે. ગુપ્ત ઉપાધીઓ પણ ઘણીજ રહે છે. તેઓને જમીન માર્ગે ઘણી મુસાફરીઓ કરવી પડે છે. બચપણમાં પડી જવાથી અથવા લોખંડ, કે પત્થર વાગવાથી તેમના માથા ઉપર અથવા પગ ઉપર નિશાનીઓ અથવા ખોડ હોય છે. તેઓ ખંધા અને મુફિલ બાજ હોય છે. તેઓ સાધારણ રીતે દવાઓ જાણે છે. તેઓમાંના કેટલાક ઘણા જાદુ ભુત-ભુવાના પણ ધંધા કરે છે.

**રોગ અને ઉપાય.** આ શકલની ખરાબ અસર દરેક માનવીને ભોગવવી પડે છે અને તે વખતે જળોધર, ભગંદર, મુળ વ્યાધિ, સંધિવા અને કોઇ વખતે પત, કોઢ અને ક્ષય પણ થાય છે ત્યારે તેમાંથી બચવા સારૂ શનિનું નંગ (નીલમ) વીંટીમાં જડાવીને વિધિસર પહેરવું. આ લીલમી નંગ જેને સદે તેને ઓલદાર બનાવે છે અને ન સદે તો મેદાન મેદાન કરી નાખે છે. માટે ચોક્કસ પરીક્ષા કર્યા શિવાય પહેરવું નહિં. આ ગ્રહ અનાડી છે. એમ વગરનો શનિ લેવો અર્થાત્ જાળા વિનાનો લેવો. લંકાના રાજા રાવણનું નખ્ખોદ શનિએ કર્યું હતું. શનિનું નંગ પહેરવામાં આવે અને સદે તો ઉપરના રોગથી માનવી બચે અને લક્ષ્મીની લીલા લહેર થાય.

## શનિ વિષે વધારે બ્યાન.

અમો પણ શનિ મહારાજની બુરી અસરમાં પસાર થએલા છીએ. તે વખતે જાતે ઘણી ઘણી ક્રિયાઓ કરી હતી અને તે ઉપરાંત ઘણા સારા ધાર્મિક તેમજ ચમત્કારિક અખતરા કર્યા હતા. એક આફતમાંથી નિકળ્યા ના હોય તેટલામાં બીજી ઘણી આફતો ખડીજ હોય. શું કરવું તેની સુજ અમોને પડે નહિ અમોએ જેજે શનિની માઠી અસરમાં અનુભવ્યું છે અને અમારૂં અકલ્યાણ થવાને બદલે અમોને શાન્તિ,-દ્રવ્ય લાભ, સંતતી લાભ અને તેવા બીજા સંસારી સુખો મળ્યા છે તે વિષે આગળ પ્રસંગને અનુસરીને લખીશું. હાલમાં વેચાતા તાવીજો, વીંટીઓ, કરામતો અને દેવતાઇ યંત્રો કોઇ પણ પ્રકારનાં આશીર્વાદ રૂપ નિવડશે કે કેમ તે શનિથી રીબાતા માનવી જાણે. અમો શનિની બુરી અસરમાંથી પસાર થતા હતા તે વખતે અમારા જીવને શાંતન કરવા સારૂ નીચે મુજબ એક પાઠ વાંચતા હતા અને તે વાંચકના લાભાર્થે નીચે લખીએ છીએ:-

## શનિની પીડા ઓછી કરવાનો ઉપાય.

જીત, ફતેહ અને આબાદી એ મારો જન્મસિદ્ધ હક્ક છે. કમનસીબ અને ગરીબાઈના વિચારો જુઠ્ઠા છે. મારા નસીબમાં ફતેહ લખેલી છે. કુદરતે મને જગતમાં જીત મેળવવા સારૂ જન્મ આપ્યો છે. મારા બાપ (GOD) પાસે ગણત્રી થાય નહિ અને ખુટે નહિ તેટલું ધન છે. મને ખુદાઈ વારસો મળવાનો છે. મારા વિચાર અને મનની સત્તાની હદ નથી: જીતનું બોર્ડ મારા અંતઃકરણ ઉપર લખેલું છે અને તે હરહંમેશ હું વાંચુ છું. ફતેહ અને જીત મારી પાસે હાજર થશે અને મારી પાસે રહેવા સારૂ આજીજી કરશે મારા પિતા કહે છે કે જીતના વિચાર જીતને ખેંચે છે અને દુઃખના વિચાર દુઃખને ખેંચે છે. મારા શ્વાસોશ્વાસમાં ફતેહના આવતા ઘુંટડા હું કદી નાસીપાસના વિચારથી અટકાવીશ નહિ. મારી મજબૂત શ્રદ્ધા, જીત અને સુખનો ન ખુટે તેવો ખજાનો છે. મારો દરેક શ્વાસોશ્વાસ મારા પિતા તરફથી કંઈક મુબારકબાદીની ચીજ લાવે છે. જીત, આનંદ, વૈભવ અને સુખ સારૂ મારો જન્મ થયો છે. સંપૂર્ણ જીત જોઇતી હોય તો નીચેની ક્રિયા કર-

### ક્રિયા.

૧. કુદરતના પિતાનું ધ્યાન ધરતી વખતે પવિત્ર શબ્દ (ગુરૂમંત્ર, નમઃ શિવાય, રામ, કૃષ્ણ, અલ્લાહ; દાદાર વિ૦) જીભની મદદ વગર બોલ.
૨. કુદરતના પિતાનું ધ્યાન ધરતી વખતે પવિત્ર આકૃતિ (Photo) આંખની મદદ વગર જો.
૩. કુદરતના પિતાના ધ્યાનમાં લીન થઇ જઇને તારા હાથ અને શરીરની મદદ વગર ભેટ. એજ તારી ફતેહ.

(સંપૂર્ણ.)

# લગ્નની રાસ.

## AFFINITY IN MARRIAGE.

પારસી વર્તમાન પત્રોમાં લખનારાઓનો એક ભાગ એવો છે કે જે કોઇ બાબતનું સંગીન જ્ઞાન કે અનુભવ નહીં હોવા છતાં, જે કાંઇ પોતાની ટૂંકી બુધ્ધિમાં નહિં ઉતરે તેવા વિષયને હસી કાઢવાની શોખાઇ ધરાવે છે. આવા વિષયોમાં સૌથી વધુ ગેરઇનસાફ પામેલો વિષય તે "લગ્નની રાસ" છે. ઘણાક લખનારાઓ જેઓ જ્યોતિષ વિદ્યાના મુળાક્ષરો જાણતા નથી, તેઓ તે જાણવાની કોશીશ કર્યા વગર, સચ્ચાઇની તેહકીક કર્યા વગર આ અતી બીકર બાબદ ઉપર મત આપવા જેટલું "ડહાપણ" ધરાવે છે.

જ્યોતિષવિદ્યા એ ગણીત વિદ્યા ખગોળ વિદ્યા અને તર્ક વિદ્યાના બેગા આધાર ઉપર રચાયલી એક અતિ અઘરી, ઉંડી અને બીકટ વિદ્યા છે. ઘણા ખંતીલો અને ઉંડો અભ્યાસ આ એક વિદ્યા માટે પુરતો નહીં ગણાય. તે માલુમ જ્ઞાનની જીંદગીના એવા ભેદો ખુલ્લા થાય છે, કે જેની આગળ કહાણી કીસ્સા કાંઇ બીસાદમાં ગણાય નહી. આ વિદ્યાની સચાઇ પુરવાર કરવાને સહેલ ઉપાય તેનાં થોડાં મુળ તત્વોનો અભ્યાસ કરી તે ઉપરથી માણસના શરીર અને ચાલચલણનો જે ખુલાસો મળે છે, તે પોતાનાજ બાબદમાં અજમાવી જોવામા સમાયલો છે.

કમનસીબે પારસી કોમમાં આ વિદ્યાનો અભ્યાસ માત્ર જ્ઞાન મેળવવાની નેમ-થીજ કરનારા બહુ જુજ જીવે છે. હિંદી કોમમા ગુજરાનનાં સાધન તરીકે આ વિદ્યાનો અભ્યાસ બહોળા પ્રમાણમાં થાય છે, પણ આ જ્ઞાનનો કાંઇક આધાર અંતર પ્રેરણા ( બશારત=intuition )ઉપર રહેલો છે, અને તેથી પૈસાનો લોભ અંતરજ્ઞાનની શક્તિને મંદ કરી નાખે છે.

ઘણીવાર જોશીઓની સલાહ લેવા જતાં તેઓમાંનો મોટો ભાગ પોતાનો વધુમાં વધુ લાભ જોય છે. અને સલાહ લેવા આવનાર ખુશી થઇને જાય તો પોતાને વધુ લાભ થાય એ ખ્યાલથી ખરી હકીકતને છુપાવી, તે સલાહ લેવા આવનારની ખાહેશને મળતી થાય તેવાં રૂપમાં મુકે છે. ઘણાક જોશીઓ કુનેહથી સલાહ લેવા આવનાર આદમની પોતાની મરજી જાણી લે છે, અને પછી તે મરજીને અનુસરતો જવાબ દેવાની પેરવી કરે છે. આવા અનેક પ્રપંચોથી આ દૈવી વિદ્યા અધમ સ્થિતિમાં આવી પડી છે, અને તેથી તેના ખરી સચાઇઓ અને સિદ્ધાંતો વરીક અજ્ઞાન અને નાસ્તિક માણસોની હસીમાં આવી પડે છે.

---

"કામોનોઆ ઓઇલ" વૈદકીય નિયમ મુજબ બનેલું છે.

"લગ્નની રાશ"નો સવાલ ધારવામાં આવે છે તેટલો સહેલ નથી. એ એક સવાલનાં પેટામાં બીજા અનેક સવાલો સમાયલા છે, પણ જેમ એક હાથ ઉપર હિંદુ ધંધાદારી જોશીઓ કોઇ પણ સવાલનાં ઉંડાણમાં ઉતરવાની કાળજી ધરાવતા નથી, તેમ બીજા હાથ ઉપર જ્યારે લગ્નનો ખર્ચ હજારો રૂપીઆ પર જાય, ત્યારે જે સવાલ પર જીંદગીનાં સુખ દુ:ખનો આધાર લટકેલો છે, તે સવાલ એકાદ બે રૂપીઆની કીંમતે અંકાય છે.

જ્યોતિષ વિદ્યાનો મૂળ નિયમ એ છે કે ફળાદેશ કહેતી વખતે દેશ, કાળ, અને પ્રજાનો વિચાર કરીને ફળાદેશ કહેવું. એક દર્દીના દુ:ખનો ઇલાજ કરવા અગાઉ તેની "નાડ વૈદના હાથમાં આવવી" જોઇએ. એક વિદ્વાન 'તબીબ' એક બીકટ દર્દનો ઉપાય કરવા અગાઉ પોતાના દર્દીના વડીલોની, કુટુંબની આગલી હકીકત, તેનાં પોતાના સંજોગો, તેનો કામ ધંધો, તેની રહેણી કરણી, તેનો વસવાટ, તેની પ્રકૃતિ, વગેરે માટે અનેક સવાલો પુછી વાકેફ થવા ચાહે છે, કે જેથી દર્દનું મૂળ અને તેનો ઇલાજ નક્કી કરવાને તે ચોક્કસ અનુમાન પર આવી શકે. તેવીજ રીતે બે જુદા જુદા જીવોને એક કરવા અગાઉ એક જોશીએ તે બંને જીવોની તમામ હકીકતથી વાકેફ થવાની જરૂર છે. આ કામ માટે દરેકની આખી જન્મ કુંડળી બારીકીથી તપાસી તે મેળવી લેવી જોઇએ. ને સિદ્ધ કરવા માટે બંનેની જીંદગીને લગતી અને તેટલી હકીકત તેણે જાણવી જોઇએ, ત્યાર પછીજ તે નક્કી અનુમાન ઉપર આવી શકે. માત્ર ઉપર ટપકેથી ટપકા તપાસી ગુણક મેળવી આપવાથી પરિણામ જોઇએ તેવું સંતોષકારક આવતું નથી.

"લગ્નની રાસ"નો સવાલ સામાન્ય ખફગીમાં આવી પડવાનું કારણ એ છે કે ઘણીવાર "રાસ મેળવવી" હોવા છતાં ઘણી ટુંક મુદતમાં એમાંથી એકનું મરણ થાય છે. આવા બનાવો વખતે જ્યોતિષ વિદ્યા બદનામીમાં આવી પડે છે. એમ થવાનું કારણ ધંધાદારી જોશીઓની બેપરવાહી છે. જો રાસનો સવાલ તપાસતી વખતે બંનેના આવરદાના યોગો તપાસી ઘટતી ચેતવણી આપવામાં આવે તો આ વિદ્યાને બદનામી મળે નહીં. પણ કેટલીક વાર ઉપર ટપકેની તપાસ, પુરતી માહિતગારીની ગેરહાજરી, સ્વાર્થ, વગેરે કારણોસર માત્ર ગુણક મેળવી લઇ કાસળ પતાવી દક્ષિણા ગજવામાં મુકવામાંજ જોશી પોતાની ફરજ પુરી થએલી સમજે છે. બીજા હાથ ઉપર સામાન્ય લોકોનું અજ્ઞાનપણું ઓછા ઠપકાને પાત્ર નથી. "લગ્નની રાસ"નો અર્થ એવો થતો નથી કે બે જીવોની "રાસ મળી" એટલે તેઓમાંનાં એકનું ટુંક મુદતમાં મરણ થવું નહીં જોઇએ. "રાસ"નો અર્થ માત્ર બે જીવોનું મળતાપણું થાય છે. આયુષ્ય તો જે મુકરર થયલું હોય તે કાયમ રહે છે; તેમાં "રાસ મળવા"થી ફેરફાર થઇ શકતો નથી. પણ પ્રારબ્ધ પ્રમાણે જે જીવો સાથે મળનાર હોય તે મળીનેજ પોતાનું માગતું લેણું પુરું કરે છે. આ કારણને લીધે એક હાથ ઉપર જેમ સાધારણ લોકોએ મરણના સવાલને રાસના સવાલ સાથે ભેળી નાખવો જોઇતો નથી, તેમ બીજા હાથ ઉપર જોશીઓએ "રાસ"નો સવાલ તપાસતાં બંનેના આયુષ્યનો સવાલ પણ તપાસવાની અને તે માટે ઘટતી ચેતવણી આપવાની જરૂર છે. (અપૂર્ણ-)

# અનંત આકાશમાં દૃષ્ટિ*

થોડા વખત ઉપર અમારી વેધશાળાઓમાંથી સમાચાર આવ્યા કે બેટાસેટી (Beta eti) નામનો તારો આગથી બળે છે. એનું તેજ એકાએક વધ્યું હતું અને એ એક મોટા તારા જેવો પ્રથમ પરિમાણનો બન્યો હતો. અને તારાના તેજને પૃથ્વી પર આવતાં એંશી વર્ષ થયાં એવી ગણત્રી ખગોળયન્ત્રો વડે કરવામાં આવી હતી. પૃથ્વીથી બેટાસેટી તારો ૪૮૦,૫૫૭,૦૮૮,૦૦૦,૦૦૦ (ચારલાખ સાઠ હજાર પાંચસો સત્તાવન અબજ, આઠ કરોડ, એંશીલાખ માઇલ દૂર છે. અને તેજના કિરણોની ગતિ એક મિનીટની ૧,૧૦,૦૦,૦૦૦ એક કરોડ દસલાખ માઇલની છે, એટલે એ તેજને પૃથ્વી પર આવતાં એંશી વર્ષ થયાં.

વેધશાળા (Observatory)નાં યન્ત્રોમાંથી વિશ્વના આ વિશાળ આચ્છાદનનું નિરીક્ષણ કરવું એ અવર્ણનીય આનંદનો અનુભવ કરવા જેવું છે. દૂરબીનમાંથી જોતાં જાણે સ્વર્ગની સમીપ હોઇએ એમ લાગે છે. અને આ અનંત સૃષ્ટિના જે એક અણુ ઉપર આપણે રહીએ છીએ તેની અદ્ભુત ચમત્કૃતિઓ અને સૌન્દર્યનું આપણને ભાન થાય છે.

આપણા સૂર્યમંડળમાં આઠ ગ્રહો અને તેના સાડત્રીસ ચંદ્રો અને ૯૦૦ ઉપગ્રહોનો સમાવેશ થાય છે. અને આ સર્વથી રોકાયલી આકાશની વર્તુલાકાર જગાનો વ્યાસ (Diameter) ૬,૦૦,૦૦૦,૦૦૦ છ અબજ માઇલ છે.

દ્રવ્ય પૃથક્કરણયંત્ર (Spectroscope)* વડે કરેલાં નિરીક્ષણોથી સાબીત થયુ છે કે આપણા ચંદ્રમાં જે ગોળ આકૃતિઓ દેખાય છે તે જવાળામુખી પર્વતોનાં મુખ છે, અને તે પૃથ્વીપરના જ્વાળામુખી પર્વતોનાં મુખ કરતાં ઘણાં મોટાં છે. ચંદ્રની અંદર જે પર્વતમાળા દેખાય છે તેના શિખરો પંદરથી વીસ હજાર ફીટ ઉંચા છે. આપણા હિમાલયના શિખરો સાથે તેની તુલના કરી શકાય.

સૂર્યબિંબ ઉપર દેખીતા અણુજેવા ડાઘા જોવામાં આવે છે તેમનું કદ એટલું તો મોટું છે કે તેના વ્યાસ પૃથ્વીના વ્યાસ કરતાં લગભગ છ ગણા લાંબા છે. આકાશનાં તારાગણની સંખ્યા કરોડોની થાય છે. અમેરિકાની લીક (Lick) વેધશાળાના અધ્યક્ષ કેમ્પબેલ Campbell "ધી સાયંટીફીક મંથલી" નામના માસિકમાં લખે છે કે:

આપણા મોટામાં મોટા આકાશ-દૂરબીન (Refractory telescope) વડે સાત કરોડ તારા દેખી શકાય છે, અને પ્રતિબિંબગ્રાહી દૂરબીનો (Reflecting telescope) વડે એથી બમણા ત્રગણાની છબી લઇ શકાય છે. આપણા સૂર્યનારાયણ તો આ કરોડો તારાઓમાંનો એક તારોજ છે.

*આ યંત્ર વડે આકાશના કોઇપણ તારાનો રંગ વગેરે તમામ વસ્તુઓ પૃથક્કરણ કરી જાણી શકાય છે.

૧. ઇઓવા યુનિવર્સિટીના પ્રોફેસર ડૉ. સુધીન્દ્રબોઝના, મોડર્ન રીવ્યુના ઓગસ્ટ ૧૯૨૩ ના અંકમાં આવેલા "Americans Look Through a Telescope" એ મથાળાના લેખ ઉપરથી.

પૃથ્વી પોતાની ધરીની આસપાસ એક કલાકના હજાર માઇલ કરતાં વધુ વેગથી ફરે છે. અને પોતાની કક્ષામાં એક મિનીટમાં ૧૧૦૦ માઇલ દોડે છે. પૃથ્વી આપણે ઘણી વિશાળ માનીએ છીએ પરંતુ તેનું કદ સૂર્યના દશલાખમાં ભાગ કરતાં પણ નાનું છે.

ઉત્તર ધ્રુવનો તારો એક દેખાય છે પણ તે ત્રણ તારાનું ઝુમખુ છે. ૧૮૯૮ માં લીક વેધશાળામાં જણાયું. કે એમાંનો તેજસ્વી તારો અને સાથેનો બીજો દ્રશ્ય તારો બન્ને એકબીજાની આસપાસ ચાર દિવસમાં પરિભ્રમણ કરે છે. અને તે બન્ને પાછા પોતાની ધરી પર ફરતા ફરતા ત્રીજા અદ્રશ્ય તારાની આસપાસ પચીસ વર્ષમાં એક ભ્રમણ કરી રહે છે.

ખ્રિસ્તીઓનું પવિત્ર બાઇબલ કહે છે કે: ધાવાપૃથિવી સાથે આખુ વિશ્વ છ જ દિવસમાં બનાવવામાં આવ્યું છે." ભુસ્તરશાસ્ત્રીઓ કહે છે કે પૃથ્વીનાં ઉપલાં પડનેજ બનતાં આશરે દશ કરોડ વર્ષ થયાં છે, એમ એ પડોનું સંપૂર્ણ નિરીક્ષણ કરતાં સિદ્ધ થયું છે. નભોમંડલના તારાગણમાં પૃથ્વી એટલી તો ક્ષુદ્ર અને અણું જેવી નાની છે કે હાલના મોટામાં મોટા દૂરબીન કરતાં દશ હજારગણું મોટું અને પ્રબલતર દૂરબીન લઇ આકાશના કોઇ સ્થિર તારા પરથી કોઇ ખગોળશાસ્ત્રી જોવાનો પ્રયત્ન કરે તો પણ પૃથ્વીને ન દેખી શકે. પરંતુ એ નિર્વિકલ્પ પવિત્ર બાઇબલ આ મહાપ્રભાવ વિશ્વની સંપૂર્ણ ઉત્પત્તિ ૧૪૪ કલાકમાં થયેલી માને છે.

બે વર્ષ પહેલાં શીકાગો (Chicago) વિશ્વવિદ્યાલયના પ્રોફેસર માઇકેલસને (Michelson) બીટલ્ગ્યુઝ (Betelgeuse) નામનો તારો શોધી કાઢયો. એણે માઉન્ટ વિલસન (Mount-Wilson) વેધશાળાના ગંજાવર ૧૦૦-ઇંચી દૂરબીનથી એ તારાનું માપ કાઢયું. એનો વ્યાસ ૩૦૦,૦૦૦,૦૦૦ ત્રીસ કરોડ માઇલનો છે, અને એનું કદ સૂર્ય કરતાં ૨૭,૦૦૦,૦૦૦, ગણું મોટું છે; એટલે પૃથ્વી કરતાં ૮,૧૦૦,૦૦૦,૦૦૦,૦૦૦,૦૦૦ ગણું છે. એ રીતે એન્ટેરસ(Antares)નામના તારાનું માપ પણ કાઢેલું છે અને તે બીટલગ્યુઝ કરતાં પણ મોટો માલૂમ પડયો છે. આપણું સૂર્યમંડલ આવાં કરોડો સૂર્યમંડલોમાં એક માત્ર છે. આપણા બિચારા નાનકડા સૂર્ય કરતાં લાખો-ગણા મોટા સૂર્યોની બ્રહ્માંડમાં કલ્પના કરો! કેટલું મહાન્! કેટલું સુંદર!

આ અનંત અમેય વિરાટ સૃષ્ટિમાં કયાં એ પ્રચંડ સૂર્યો સમા બૃહત તારકો, કયાં આપણું ગ્રહગણ સમિત સૂર્યમંડલ, કયાં માનવ મનને વિશાળ લાગતી આપણી પૃથ્વી, અને તે ઉપર કયાં એક પરમાણુ જેવા આપણે એક ક્ષુદ્ર જંતુ! કેટલું આશ્ચર્યકારક! કેવું મહાન! કેટલું અદ્ભુત!

બુદ્ધિને અપરિમિત પ્રેરણા, કલ્પનાને પ્રબલ પ્રોત્સાહન, અને મનને અખંડ ઔદાર્ય આ મહાવિદ્યા ખગોળશાસ્ત્ર વિના બીજું કયું શાસ્ત્ર અર્પી શકે?

ધનોપાર્જનના ઉન્માદને લીધે, અને દ્રવ્યસંરક્ષણમાં નિમગ્ન રહેવાને લીધે અમેરિકનો ખગોળવિષયક નિરીક્ષણ અને શોધન કરે એ આશા વ્યર્થ છે એવી માન્યતા, યુરોપમાં ઓગણીસમી સદીની શરૂઆતમાં ચાલતી હતી. અને તેનો પ્રતિઘોષ ઇંગ્લાંડના બાદશાહી

ખગોળશાસ્ત્રી સર જ્યોર્જ બી. એરી ( Sir George B. Airy ) એ એક વખત કર્યો હતો: સર જ્યોર્જ એરીનો આત્મા હાલ પૃથ્વી પર હોય તો જાણી શકે કે અંતરિક્ષ શોધનના મહાકાર્યમાં અમેરિકાના યુનાઇટેડ સ્ટેટનું સ્થાન સર્વથી ઉંચું છે. અમેરિકાની સાઇનસીનેટી ( Cincinneti ) વેધશાળાનો અધ્યક્ષ લખે છે કે "આખી દુનિયામાં સર્વથી મોટામાં મોટા દૂરબીનો આ દેશમાં છે એટલુંજ નહિ, પરંતુ નિરીક્ષણ અને શોધખોળના ક્ષેત્રમાં પણ બીજી કોઇ પ્રજામાં ખગોળશાસ્ત્રીઓ અમેરિકનો કરતાં વધી શકયા નથી.

અમેરિકાના યુનાઇટેડ સ્ટેટસમાં ઘણી ખાનગી તેમજ જાહેર પ્રજા માટેની વેધશાળાઓ છે, તેમાં સૌથી મોટી, વોશિંગ્ટનના કારનેગી ઇન્સ્ટીટ્યુશનની ( Carnagie Institution) માઉન્ટ વીલસનની વેધશાળા છે. એ શાળા કેલીફોરનીઆ (California) માં પેસેડીના (Pasadena) શહેરની પાસે આવેલા માઉન્ટ વીલસન ઉપર આવેલી છે. એમાં એક મોટું રાક્ષસી દૂરબીન છે. વોશિંગ્ટનના "નેશનલ જ્યોગ્રોફીક મેગેઝીન" (National Geographic Magazine) નામના એક માસિકમાં એક લેખક લખે છે કે

"માઉન્ટ વીલસનના ગંજાવર ૧૦૦-ઇંચી દૂરબીનની વિસ્તારશકિત* દશહજાર વ્યાસ જેટલી છે—અર્થાત નરી આંખે દેખાતી વસ્તુ દશહજાર ગણી મોટી દેખાય છે. એટલે બે માઇલ છેટી વસ્તુ આપણી ચક્ષુ સમક્ષ ૧૨॥ ઇંચજ દૂર હોય એવડી દેખાય છે. એનો કાચ આંખની કીકી કરતાં અર્ધા લાખ ગણાં વધારે કિરણો ગ્રહણ કરી શકે છે."

માઉન્ટ વીલસન પછી બીજી પંકિતએ શીકાગો વિશ્વવિદ્યાલયની યેર્કસ (yerkes) નામની વેધશાળા છે. એ શાળા વાઇકોન્સીન (Wisconsin) આગળ વિલિયમ્સના અખાત (Williams Bay) ઉપર આવેલી છે, અને એ દુનિયામાં ઉત્કૃષ્ટ ગણાય છે એમાં ૪૦ ઇંચી દૂરબીન છે. અને તેની શકિત માણસની આંખ કરતાં ૪૦ હજાર ગણી વધારે છે. "માણસની આંખ એ દૂરબીન જેટલી શકિત વાળી થાય તો તેનો વ્યાસ પચીસ ફીટનો બને અને એવડી આંખવાળું મનુષ્ય ૧૨૦૦ ફીટ ઉંચુ હોય!"

કેલીફોરનીઆના વિશ્વવિદ્યાલયની માઉન્ટ હેમીલ્ટન (Mount Hamilton) પર આવેલી લીક નામની વેધશાળા ત્રીજે સ્થાને આવે છે, અને તે પ્રથમની બન્ને કરતાં જુની છે. એનાં મુખ્ય મકાનમાં ઓફીસો, ગણત્રી વિભાગો અને પુસ્તકાલયની સુંદર વ્યવસ્થા છે, અને ૧૨ અને ૩૬ ઇંચી ગ્રહશોધક દૂરબીનો (Equatorial Telescopes)ના ઘુમટો છે. વળી મોટા આકાશ-દૂરબીન માટે, કેન્દ્રરેખાચક્ર (Meridion circle) માટે અને બીજાં યંત્રો માટે જુદાં મકાનો છે. આ શાળાએ મોટા પ્રમાણમાં અગત્યનું શોધન કાર્ય કરેલું છે; અને એ શોધનની ટુંકી અનુક્રમ સૂચી પણ વેધશાળાના પત્રનાં બાર પાનાં ભરાય એટલી છે.

આશ્ચર્યજનક તો એ છે કે ખગોળવિદ્યાને લોકપ્રિય કરવા માટે અમેરિકામાં સાધારણ

* Magnifying power.

જનસમૂહ માટે મ્યુનિસિપાલિટીઓ વેધશાળા બંધાવે છે. અને લોકો તેનો ઉપયોગ કાંઇ પણ પૈસા આપ્યા વગર કરી શકે છે.

આ જાતની શાળાઓમાં સૌથી જુની સાઇનસીનેટીની વેધશાળા ૧૮૭૨ માં સ્થપાયેલી છે. અને સૌથી નવી ૧૯૨૧ માં સ્થપાયેલી ડેસ મોઇનેસ (Des moines) ની વેધશાળા છે, એ ડ્રેઇક (Darke) વિશ્વવિદ્યાલયના અધ્યાપક અને પોતાના નામરાશી ધૂમકેતુના શોધક પ્રોફેસર ડી. મોરહાઉસ (D. W. Morehouse) ના પ્રશંસનીય પ્રયત્નો વડે સ્થપાયેલી છે.

ડેસ મોઇનેસ શહેર પાસેના પરામાં બરફથી ઢંકાયેલી ટેકરીઓ વાળું વેવલેન્ડ પાર્ક (Waveland Park) નામનું સ્થળ છે. આ સુંદર અને મનોહર જગાની મધ્યમાં સર્વ યંત્રોથી સજ્જિત, મજબૂત બાંધણીવાળું અને એકાંતને લીધે પ્રશાંત સૌન્દર્યવાળું વેધશાળાનું મકાન આવેલું છે.

આ મકાન જુની ગ્રીસીઅન બાંધણીનું છે; અને તેના મુખ્ય દ્વાર આગળજ સૂર્યઘડી (Sun Dial) * ગોઠવેલી છે. આ આપણી પૃથ્વી સાથેના અગત્યના સંબંધના સૂચન માટે છે; અને દ્વારની પત્થરની છ બારસાખો ઉપર નક્ષત્રમંડલ હાથથી કોતરેલું છે. એ બધું પૃથ્વી, સૂર્ય, અને આસપાસના આકાશનો પરસ્પર સંબંધ બતાવે છે.

પ્રોફેસર મોરહાઉસ કહે છે કે બાંધણીની દૃષ્ટિએ પણ મકાન ઘણું ઉત્તમ છે. પત્થરનું કામ ઘણું વખાણવા લાયક છે. પત્થરના મકાનોમાં ઘણુંખરું થાય છે તેમ, અંદર ભેજ પેસીને શોભા ન બગાડે માટે, એ મુસ્કેલી દૂર કરવા, બહારની અને અંદરની ભીંતો વચ્ચે પોલી જગા રાખવામાં આવી છે, અને તેથી મકાનના દરેક ઓરડા ભેજ વિનાના સુકા રહી શકે છે. આ મકાન આગથી સુરક્ષિત છે.

જાહેર પ્રજા માટે એમાં આરામના સ્થાન રાખવામાં આવ્યાં છે. છબી પાડવાનું, ભૂકંપનિરૂપણયંત્રનું (Seismograph)* અને એવાં બીજાં યંત્રોનાં સ્થાન પણ છે.

પ્રવેશ કરતાં જ એક વિશાળ, ગોળ, સુશોભિત ઓરડો આવે છે. તેની જમીન આસમાની રંગની બનાવી છે. અને તેમાં આરસથી જડીને સૂર્યમંડલ વિગેરે બનાવ્યું છે. ઉપરની છત ઘુમટાકારની ગોળ છે. એથી આખો ઓરડો ખરેખરા ખગોલાર્ધ જેવોજ સુંદર અને તદ્રુપ દેખાય છે.

એ ગોળ ઓરડામાંથી નીકળતાં પશ્ચિમ તરફ ગ્રહણયંત્ર (Transit Instrument)† અને ઘડિકા છે; અને પૂર્વમાં સુવ્યવસ્થિત ઓફીસો છે. ઉત્તરમાં આખા મકાનની શોભારૂપ પુસ્તકાલય અને જાહેર ભાષણ માટે હોલની જગાઓ

* આ યંત્રથી સૂર્યના તડકાછાંયાથી દિવસનો વખત જાણી શકાય છે.

* આ યંત્રથી ધરતી કંપના આંચકાની નોંધ લઇ શકાય છે.

† આ યંત્રથી એક ગ્રહ કે તારાનાં બિંબ પરથી બીજો ગ્રહ જતો હોય તો જણાય છે, અને ગણત્રી થઇ શકે છે.

છે. દિવાલોની બાજુએ લાકડાની ઘોડીઓ પર ગ્રહો વિગેરેની દૂરબીનમાંથી દેખાય એવી છબીઓ લટકાવેલી છે. આ છબીઓ પારદર્શક છે, અને તેની પાછળ વિજળીના દીવા થતાં દૂરબીનમાંથી રાત્રે ખરેખરું ગ્રહનિરીક્ષણ કરીએ એવુંજ દેખાય છે.

ગોળ ઓરડાની ઉપર વેધગૃહ આવેલું છે. અને તેમાં ગોળાકાર લોખંડી દાદરથી જઇ શકાય છે. ભારે પત્થરની દિવાલો પર ચુનાના મજબૂત પાટડા ઉપર દૂરબીન મુકવામાં આવ્યું છે. અને તે ચલિત થતાં નિરીક્ષણમાં વાંધો ન આવે તે માટે તેની નીચે બુચના લાકડાના મોટા કકડા રાખવામા આવ્યા છે. ઘુમટનો વ્યાસ ૧૮ ફીટનો છે, અને તેને ત્રાંબાથી મઢવામાં આવ્યો છે.

આ વેધશાળા દરેક ખગોળવિષયક યંત્રોથી સુસજ્જિત છે. આકાશ-દૂરબીન, ગ્રહણ યંત્ર, કાલમાપન યંત્ર (Chronometer)* અને કોણમાપન યંત્ર, (Sextants) રાખવામાં આવ્યાં છે. દ્રવ્યપૃથક્કરણ યંત્ર પણ છે; એનાથી તારાઓની શિતોષ્ણતા, ગતિ, તેજ અને અંતર માપી શકાય છે, અને તારા જે જે વસ્તુઓના બનેલા છે તે પણ જાણી શકાય છે. આ સર્વનો ઉપયોગ લોકો વિના સંકોચે કરી શકે છે; અને દૂરબીન વડે ચંદ્રના જ્વાળામુખી પર્વતોનું, શનિના તેજવલયો (Rings of Saturn)નું એક કરતાં વધારે ચંદ્રો વાળા ગુરુમંડલ વિગેરે ગ્રહોનું, ચંદ્રની પેઠે કલાવાળા શુક્રનું, ધૂમકેતુની પૂંછડીનું અને બીજી કોઇ પણ રસમય વસ્તુનું નિરીક્ષણ કરી શકે છે.

ડેસ મોઇનેસની વેધશાળા જોવા જનારનું આદરયુકત સન્માન કરવામાં આવે છે સોમ અને શુક્રવારે સંધ્યાકાલ પછી સાડા સાતથી સાડા નવ સુધી જાહેર પ્રજાને માટે શાળા ખુલ્લી રહે છે. શાળાનો અધિકારીવર્ગ લોકોને બધું સમજાવે છે, ભાષણો આપે છે; અને દૂરબીનમાંથી નિરીક્ષણ કરાવે છે. બુધવાર લોકમંડળો, સભાઓ, અને નિશાળોને માટે નક્કી કરેલો છે. આ રીતે જગતની મહાન સુંદર અને અદ્‌ભુત કૃતિઓનું જ્ઞાન સાધારણ જનસમૂહ અને બાળકબાળકીઓ પણ લઇ શકે છે. ડેસ મોઇનેસની વેધશાળા ખરેખર લોકોએ પોતે, પોતાને પૈસે પોતાને માટે સ્થાપેલી છે, અને તેના પર લોકોની જ સત્તા છે.

કોઇ પૂછશે કે ખગોળના અભ્યાસની શી જરૂર? એ તો ફકત નવરાશનો વિનોદ થઇ શકે. શીકાગો વિશ્વવિદ્યાલયના પ્રોફેસર મોલ્ટન (Moulton) હાલ દુનિયામાં ખગોળ સિદ્ધાન્તો વિષે સર્વશ્રેષ્ટ પ્રમાણભૂત ગણાય છે. તેઓ ડેસ મોઇનેસની વેધશાળાની સ્થાપના વખતે કરેલા પોતાના ભાષણમાં ખગોળ વિદ્યા ઘણી ઉપયોગી છે એમ કહે છે. એ વિદ્યાએ મનુષ્યોને આ પૃથ્વી કરતાં મોટાં જગતોની શોધ કરવાને પ્રેર્યા છે, પ્રોત્સાહિત કર્યા છે; પછી એ જગત ગમે તે હોય-એ ક્ષેત્ર જડ જગત જ હોય, કે તત્વજ્ઞાનમય હોય. દાખલા તરીકે, જગતના જ્ઞાનને નવું તેજ બતાવનાર પ્રગતિવાદ Doctrine of Evolution ની પ્રેરણા

* આ યંત્રથી ખરો વખત કાઢી શકાય છે.

† આ યંત્રથી ગ્રહો અને તારાઓના એક બીજા સાથે પડતા ખુણાનું માપ કાઢી શકાય છે.

અનંત આકાશ અને એનાં તારાગણમાંથી થઇ છે. ખગોળશાસ્ત્રના વિસ્તૃત મહાત્મ્ય વિષે બોલતાં પ્રોફેસર મોલ્ટન કહે છે કે

"થોડી સદીઓ પહેલાં પ્રાણી અને વનસ્પતિ સ્થિર મનાતાં, અને હાલના મનુષ્ય પ્રાણીઓ સંપૂર્ણ અને બલવાન માણસોની નિર્માલ્ય પ્રજા છે, અને તેની ઉત્પત્તિ થોડાક જ હજાર વર્ષ પૂર્વેની છે એમ મનાતું. લગભગ દોઢસો વર્ષથી ખગોળશાસ્ત્રમાં ઉન્નતિ અને પ્રગતિનો સિદ્ધાન્ત પહેલો રાઇટ (Wright) અને પછી કેન્ટ (Kant) સાબીત કર્યો. તારાઓ એટલા બધા દૂર છે કે તેમને માટે ગમે તેમ અડસટ્ટા અને કલ્પના કરવા માટે પરંપરાગત સાંપ્રદાયિક દુરાગ્રહો કે અંગત વાંધાઓ નડતા નહોતા. રાઇટ અને કેન્ટ પછી ૧૭૯૬ માં લા પ્લેસે (La Place) એજ વાત સાબીત કરી, અને એક પ્રસિદ્ધ જ્યોતિષી તરીકે તેની મોટી ખ્યાતિને લીધે એ સિદ્ધાન્ત ઘણાએ માન્ય રાખ્યો. એણે પૃથ્વીની ઉત્પત્તિ અને વિકાસક્રમનો સિદ્ધાંત સબળતાથી સ્થાપ્યો. આ ઉપરથી પૃથ્વી પર વસ્તુઓ કરોડો વર્ષથી ક્રમે ક્રમે ઉન્નતિ પામી હાલને સ્વરૂપે બની છે, એમ ભૂસ્તરશાસ્ત્રીઓને લાગ્યું અને એમણે એ માન્ય રાખ્યું. અને છેવટે ૧૮૫૯ માં ડારવીન (Darwin) ને પૃથ્વી વિગેરેની ઉત્પત્તિના પોતાના સિદ્ધાન્તો માટે રસ્તો ખુલ્લો થયો. આ રીતે જગતની પ્રગતિનો સિદ્ધાન્ત ખગોળવિદ્યાપરથી ભૂસ્તરશાસ્ત્ર પર અને તેના પરથી પ્રાણીશાસ્ત્ર (Botany) ને પણ લગાડયો."

બુદ્ધિમાન અમેરિકનો જાહેર વેધશાળાઓનો ઉપયોગ કરે તેમાં શું આશ્ચર્ય? અજ્ઞાત રાનભૂત અંતરિક્ષના ભેદનું જ્ઞાન મેળવવું એ કાંઇ મિથ્યા જિજ્ઞાસાની માત્ર વૃથા તૃપ્તિજ નથી! ખગોળશાસ્ત્ર જીવનમાં ઉપયોગી થાય છે જ અને જગતની સંસ્કૃતિમાં એ કેટલો ભાગ લેશે એ પણ એક દિવસ ઇતિહાસ સિદ્ધ કરી આપશે.

રત્નમણીરાવ ભીમરાવ.

—:o:—

# ચર્ચાપત્રો.

## "पुणें-तत्वविचार आणि ज्योतिर्भूषण!" અને रा. वि. जोशी ज्योतिषी (?)

પૂજ્ય પંડિત શ્રી મણિશંકરભાઇ યોગ્ય,

સા. ન. વિ. વિ. સાથે લખવાનું કે નીચેની સત્ય હકીકતને આપના સુપ્રસિદ્ધ 'ચંન્દ્રોદયમાં' સ્થાન આપશો: પુનામાં 'तत्वविचार आणि ज्योतिर्भूषण' નામનું જ્યોતિષ સંબંધી ચર્ચા કરનારું તથા ખાસ ૧૮॥ અયનાંશ પ્રમાણે નીકળનારાં 'टिळक (शुद्ध?,)

પંચાંગ 'ને પુષ્ટિ આપનારૂં એક મરાઠી માસિક નીકળે છે તે માસિકના શકે ૧૮૪૫ ના કાર્તિક માર્ગશીર્ષ માસના અંકમાં 'रा. वि. जोशी ज्योतिषी' નામના એક લેખકે સત્યથી વેગળી એવી કેટલી વાતો લખી જનસમાજને ઉંધે માર્ગે દોરવવાનો પ્રયાસ કર્યો છે પણ તે તેમનો પ્રયાસ કેટલો નિષ્ફળ ગયો છે તથા તેઓ થોડા શબ્દો આમથી થોડા શબ્દો તેમથી ખેંચી કાઢી પોતાને અનુકૂળ પડતાં વાક્યો રચી કાઢવામાં કેવા કુશળ છે તેની પણ આપના ચન્દ્રોદયના વાંચકોને જાણ થશે.

તેઓશ્રીએ 'मुंबडला' निर्णयसागर प्रेसमध्ये 'त्रण त्रण रुपिया दक्षिणा माटे' जी एक सभा झाली होती ' તેનો ઇતિહાસ લખી કાઢયો.લાગે છે ? પણ તેઓશ્રીને તથા જાહેર પ્રજાને જાણ થવાથી કે "તે સભામાં જુના સુર્યના પંચાંગ પ્રમાણે જ્યેષ્ઠ મહિનોજ અધિક માનવો આવી રીતની ચપેટ પંજરી જે नवाथे पणशीकरप्रभृति निर्णयसागरांनी(?) केली होती त्यापैकींच उपरीनिर्दिष्ट मासिकाचे (चंन्द्रोदयना) संपादक हे एक आहेत " આમ લખી કાઢી નવાથે, પણશીકર તથા આપશ્રીને વગોવવાનો નિરર્થક પ્રયાસ કર્યો છે. તે સભા કંઇ 'ત્રણ ત્રણ રૂપિયા દક્ષિણા' માટે ન હતી પણ આનો ઉદ્ઘોષ કરવાને ભેગી મળી હતી-જેવો કે—

૧ જ્યાંસુધી સર્વ ગણિત જાણનારા પંચાંગ કરનારાઓ સંમત અથવા અધિકમત સંમત સારિણી તૈયાર થાય નહિ ત્યાં સુધી પૂર્વાપરથી ચાલતાં આવેલાં પંચાંગ પ્રમાણે અધિક માસ માનવો.

૨ નવીન પંચાંગ-(ટિળક પંચાંગ) પ્રમાણે અધિક શ્રાવણ માસ માનવો નહિ.

૩ પંચાંગનાં આધાર ભૂત નવિન કરણ ગ્રંથ તૈયાર થઇ તે વિદ્વાનોને માન્ય થતાં સુધી સર્વ ધાર્મિક કૃત્યોમાં નવીન પંચાંગ માનવું યોગ્ય નથી.

૪ નવીન પંચાગો વિકલાંગ અને અપૂર્ણતા પૂર્ણ છે.

તે સભામાં પ્રખ્યાત સાયનવાદી જ્યોતિષી વિષ્ણુ ગોપાલ નવાથે-ગણકભાસ્કરે વાંચેલા નિબન્ધમા કમિટીનાં નવીન પંચાંગો ન વાપરવા તેનાં કારણ રજુ કર્યાં હતા જેવાં કે

૧ વર્તમાન નાક્ષત્ર સૌર એ પ્રકાર જ્યોતિષ સિદ્ધાન્તને સંમત નથી અને શ્રુતિ સ્મૃતિ પુરાણ વિહિત પણ નથી.

૨ સાંગલીનો ઠરાવ અસ્પષ્ટ છે.

૩ આરંભ સ્થાનીય તારો અને સંપાત એમનામાં જે અંતર તે અયનાંશ; એ લક્ષણ જ્યોતિષ શાસ્ત્રની પરંપરાને અને મૂળ હેતુને છોડીને છે તેથી વિરૂદ્ધ છે.

અને છેવટે સભા નીચેના ઠરાવો કરી બરખાસ્ત થઇ હતી.

"नवा करणग्रंथ व त्याच्या सारण्या सर्वत्र निर्विवाद विद्वन् मान्य होईपर्यंत कोणतेही नवें पंचांग धार्मिक कृत्यांत मानू नये" '

કમીટીનું "શુધ્ધ પંચાંગ" માન્ય ન કરવાનાં કારણો ૧, તે પંચાંગ મુંબઇમાં ભરાયેલાં અખિલ ભારતીય જ્યોતિઃ સંમેલનના ઠરાવોને અનુસરતું નથી.

૨, તે પંચાંગ પુનામાં ભરાયેલાં **महाराष्ट्रीय ज्योतिःसंमेलन** 'ના ઠરાવોને પણ અનુસરતું નથી.

૩, તે પંચાગ **સાંગલીના** ઠરાવ પ્રમાણે રચનામાં આવે છે આમ કહેવામાં આવે છે પણ તે વસ્તુતઃ 'કેરો પંતિ કિંવા પટવર્ધની' પંચાગજ છે. ને પંચાંગ સુમારે ૬૦ વર્ષથી પ્રસિદ્ધ થતુ હોવાં છતાં પણ ૯૭ સુધી હિંન્દુસ્થાનના કોઇપણ ભાગમાં તેને માન્યતા મળી નથી તે સર્વને માહીતજ છે.

૪, **સાંગલી**-સમેલન ના ઠરાવ સંદિગ્ધ હોવાને લીધે અને તે સર્વમાન્ય થયેલા ન હોવાને લીધે નવીન ગ્રંથ કરવાને વાસ્તે ગગર પચાંગ પ્રવર્તન સારૂ નિરૂપયોગી છે.

(क) કમીટીનો કરણ ગ્રંથ છપાઇ સર્વ માન્ય થવા પુર્વેજ તે પચાંગ પ્રસિદ્ધ થવા લાગ્યું છે.

(ख) ગ્રહણ બરાબર મલતું આવ્યું એટલેજ કમીટીનું પંચાંગ શુદ્ધ છે આમ સમજવું તે અપ્રસુદ્ધપણાનું લક્ષણ છે.

(ग) કેવળ ગણિત બરોબર હોવાને લીધેજ કોઇ પણ પંચાંગ જ્યોતિઃ શાસ્ત્ર શુદ્ધ અને ધર્મ શાસ્ત્ર સંમત ઠરી શકે નહિ.

આ પ્રમાણે ઠરાવો થયા હતા. આ સભા થઇ તે પહેલાં **માધ**વબાગમાં સભા ભરાઇ હતી તેના ઠરાવોને પુષ્ટિ આપવા સાઇજ નિર્ણય સાગર પ્રેસમાં તજગ્ન પંડિતો 'શાસ્ત્રીઓની સભા ભરાઇ હતી. જેમાં ઉપલાં ઠરાવો થયા હતા ત્યારબાદ નિર્ણય સાગર પ્રેસના માલિકે જ્યોતિષીઓ, પંડિતો અને શાસ્ત્રીઓનો ત્રણ ત્રણ રૂપિયા આપી શિષ્ટાચાર કર્યો હતો. રા. વિ. જોશીને ફરીથી માલુમ થાય જે આ સભા કેવળ 'ત્રણ ત્રણ રૂપિયા દક્ષિણા માટે નહતી, તંત્રીશ્રી! હવે આગળ ચાલતાં લેખક આપને '**आड मार्गांत शिरणारा मनुंष्य**' નો ઇલ્કાબ આપે છે. ને લખે છે કે "**जुनेंच पंचांग वापरावें, चुकींचें अधिक महिने व संक्रांति पाळाव्या , असे या संपादकांचें मत असून द्रक् प्रत्यय म्हणजे कांहीं शुद्ध पंचांगाची कसोटी नव्हे तर तें अप्रशुद्धपणाचें लक्षण आहे असेंही यांचें मत आहे. या वरून यांना शुद्ध पंचांगाची कीती चाड आहे हें सहज लक्षांत येतें ; पण कधीं कधीं मूढार्मे आडमार्गात शिरणारा मनुष्यही सहज गत्या सत्य गोष्ट बोलून जातो अशी स्थिति भारतीय ज्योतिष चन्द्रोदयाचे संपादक मणिशंकर हरिशंकर जोशी यांची झाली आहे !**

વાહરે **रा. वि. जोशी**! વાહ! લેખક શ્રીનું ખરૂં પરાક્રમ તો હવે જણાવાનું છે તેઓ. શ્રી આગળ ધપે છે. **तें आपल्या एप्रिलच्या अंकांत म्हणतात**" સર્વ સાધારણ ચાલુ પંચાંગો ઉપરથી અનુભવ બરોબર ઉતરશે નહિ. કારણ કે તેવાં પંચાંગોમાં ત્રણ ત્રણ, ચારચાર અંશોની ચૂક નજરે પડે છે. ગ્રહોની યુતિમાં તથા ગ્રહોના અસ્તોદયમાં પણ ઘણોજ ફેરફાર અને તેમાં વળી અયનાંશોના ઘોટાળાથી તો તોબા મબાપ!......વેધ તુલ્ય શોધન થયેલા પંચાંગો ઉપયોગમાં લેવાં તેજ વધારે શ્રેયસ્કર છે."

'ચન્દ્રોદય'ના વાંચક! ધીરો બાપુ! અહીંજ લેખકશ્રીએ ઉંધા ચશ્માં ચડાવી લખેલું છે

તથા વાંચે છે તે પણ અવળી રીતે લિપિ જેમ આપણી લિપિથી અવળી રીતે ઉંધું લખાય છે તેમ સને ૧૯૨૩ ના એપ્રિલના અંકમાં 'જ્યોતિષ દૃષ્ટિએ ગ્રહોનો વેપાર' નામના લેખમાં નીચે પ્રમાણે લખવામાં આવ્યું છે.

'આ મુખ્ય જોરદાર દૃષ્ટિઓનો અનુભવ બહુ મળે છે દર વર્ષે પ્રકટ થતાં સાયન સ્પષ્ટ ગ્રહોના પુસ્તકમાં (પ્રકટ કર્તા નારાયણ સદાશિવ મરાઠે) આ યોગો આપવામાં આવે છે. સ્પષ્ટ ગ્રહોના અંશોનો વિચાર કરનારા પંચાંગો, રફેલ, ઝાડકીલ, સાયન સ્પષ્ટ ગ્રહોનું આપણા તરફનું પચાંગ અગર આવાજ પ્રકારનાં વેધ તુલ્ય **સર્વ સાધારણ ચાલુ પંચાંગો ઉપરથી અનુભવ બરોબર ઉતરશે નહિ, કારણ કે તેવાં પચાંગોમાં ત્રણ ત્રણ ચાર ચાર અંશોની ચૂક નજરે પડે છે. ગ્રહોની મૂર્તિમાં તથા ગ્રહોના અસ્તોદયમાં પણ ઘણોજ ફેરફાર અને તેમાં વળી અયનાંશોના ઘોટાળાથી તો તોબા માબાપ! એટલે કે સાયન પંચાંગજ ઉપયોગમાં લેવાં વધારે યોગ્ય છે.**

વાંચક! ધ્યાનમાં આવ્યું કે? જે ઠેકાણે 'એટલે કે સાયન પંચાંગજ ઉપયોગમાં લેવા યોગ્ય છે, તે ઠેકાણે......આવાં ચિન્હો કરી લેખક તેટલા ભાગને કાપી નાંખી એકદમ કૂદકો મારી ઉપર જાય છે તે ત્યાંથી પણ 'આવાંજ પ્રકારનાં' આટલા શબ્દો કાઢી નાંખી 'વેધ તુલ્ય શોધક થયેલાં પંચાગો ઉપયોગમાં લેવાં તેજ વધારે શ્રેયસ્કર છે.' આ ભાગ લખી નાંખી પોતાને અનુકૂળ પડતું લખાણ પૂર્વાપર સંબદ્ધ કેવી રીતે કરી લે છે! તોબા માબાપ! આવા લેખકથી તો!

હવે આગળ ચાલતાં લેખક લખે છે.

" आतां सदर संपादकांनां इतकेंच विचारावयाचें आहे कीं, सांप्रत चार चार अंशांची पडणारी चूक सुधारून घेतली म्हणजे अयनांश१९ सहज येतात; तेव्हां हें जर यांचें खरें मत आहे तर निर्णयसागराच्या सभेंतील ठराव निरर्थक व केवळ दक्षणेसाठीं केलेले आहेत असेंच म्हणावें लागतें "

'ચાર ચાર પાંચ પાંચ અંશોની ચૂક' આ વાક્ય પણ કેવી ખુબીથી પોતાના મતની પુષ્ટિ અર્થે લેવામાં આવ્યું છે. જ્યાં કહેવાનું તાત્પર્ય આ છે કે સર્વ સાધારણ ચાલૂ પંચાંગો પ્રમાણે ત્રણ ત્રણ ચાર અંશોની આવતી ચૂક કે જે ગણિતની સ્થૂલતાને લીધે આવે છે; નહિ કે ૧૮॥। અયનાંશ માનતા નથી તેથી આવે છે. તે ચૂક હાલના પાશ્ચાત્યોનાં વેધસિદ્ધ સૂક્ષ્મ ગણિત પ્રમાણે શુદ્ધ કરી લેવી જોઇએ.

છેવટમાં મ્હારા પુજ્ય ગુરૂવર્ય શ્રી વિષ્ણુ ગોપાળ નવાથે ગ્રહકભાસ્કરના 'જો કે તેઓ સાયનવાદી છે છતાં પણ' તે સભામાં વંચાયેલાં નિબન્ધના છેલ્લા ભાગ તરફ લેખકનું ધ્યાન ખેંચોશ; ને પ્રભુ પ્રાર્થના કરીશ કે હે પ્રભુ! रा. वि. जोशी ને તથા 'तत्त्वविचार आणि ज्योतिर्भूषण'ના સંપાદકશ્રીને શુદ્ધ બુદ્ધિ અર્પણ કર. કે જેથી તેઓ સત્ય માર્ગે દોરવાય, એજ. સંવત ૧૯૮૦ સાયન માર્ગશીર્ષ કૃષ્ણપચમી બુધવાસર.

આપનો

કૃષ્ણારામ વ્હાલજી ભટ્ટ માધવપુરકર.

ઠે. માવજી પ્રેમજીની વાડી, પાછલી ચાલી

કાલબાદેવી રોડ, મુંબઇ-નં. ૨.

* જ્યોતિષ ચન્દ્રોદય પુસ્તક બીજું એપ્રીલના અંકમાં પાનું ૫૮ મું વાંચી જવાની ખાસ ભલામણ કરૂં છું. અથવા તના ઉપરથી (ગુજરાતી હોવાને લીધે) લેખકશ્રીને જો બરાબર ન સમજાય તો **शके १८४५ सालीं अधिक मास कोणता ?** આ નામનો વિ. ગો. નવાથેનો લખેલો મરાઠી નિબંધ રા. રા. મણિશંકર હરિશંકર પંડિત પાસેથી અથવા નિર્ણય સાગર પ્રેસમાંથી મંગાવી વાંચી જોવો.

## ગ્રન્થાવલોકન.

**પાકશાસ્ત્ર**: લેખિકા અને પ્રકાશિકા ગં. સ્વ. લલિતાગૌરી સામંરાવ તથા ગં. સ્વ. વિમલા ગૌરી મગનલાલ. નડીઆદ. મૂલ્ય રૂ. ૩-૦-૦

ઇશ્વરકૃત સૃષ્ટિમાં સર્વ પ્રાણીઓનાં જીવનનો મુખ્યતર આધાર તેમને માટે નિર્માણ કરેલા આહાર કરવા યોગ્ય પદાર્થો પર અવલંબીને રહેલો છે અને તેમાં પણ મનુષ્યના આહારની રસિકતા અથવા વિશિષ્ટતા હમેશાં ઉંચા પ્રકારની પ્રભુએ ઘડેલી છે. હવે એ આહાર કે જેના પર મનુષ્યના પ્રચલિત વ્યવસાયના આધારરૂપ શરિરમાં રહેલી રસાદિ સાત ધાતુઓનો આધાર રહેલો હોય છે તેમાં જો કોઇપણ પ્રકારે વિકૃતિ થાય તો મનુષ્યોની તે ધાતુઓ પણ વિકાર પામે અને તેથી મનુષ્યની પ્રકૃતિ પણ વિકાર પામતાં મનુષ્ય વિવિધ પ્રકારના રોગોથી પીડિત થાય એમાં આશ્ચર્ય નથી.

પ્રવત૰૮સારૂ઼ી આહાર હમેશાં નિયમિત તથા વિવિધ પ્રકારની વસ્તુઓના સંમિશ્રણથી યુકત

(क) કમીટીનો જોઇએ કે જેથી મનુષ્ય પોતાના શારીરિક સામર્થ્યની સિદ્ધિ મેળવી શકે.

માન્ય થવા પૂર્વેજ તેઓ ગં. સ્વ. બહેન લલિતા ગૌરી તથા ગં. સ્વ બહેન વિમલા ગૌરીએ

લાગ્યું છે. ' નું પુસ્તક આહારની વિવિધ પ્રકારની ચાલુ અથવા સામાયિક વાનીઓ

(ख) ગ્રહણ બરાબર મ઼ેયોગી છે. એમ કહ્યા સિવાય ચાલતું નથી. જો કે પ્રકૃતિની

લેજ કમીટીનું પંચાંગ શુદ્ધ છે તેમાં કોઇ કોઇ વસ્તુની વિશેષતા અથવા ન્યૂનતા કોઇને

તે અપ્રબુદ્ધપણાનું લક્ષણ છે. છે છતાં પણ એમાં આવેલી પ્રક્રિયા જોતાં એ પુસ્તક ઉત્તમજ.

પારસીઓ, યુરોપીઅનો અને મુસલમાનો વિગેરે તમામ પ્રજાને

(ग) કેવળ ગણિત બરોબર હો તમામ કોમની સ્ત્રીઓ આ પુસ્તકથી ઘણો સંતોષ પામશેજ.

કોઇ પણ પંચાંગ જ્યોતિઃ શાસ્ત્ર લગભગ ૨૮૫ વસ્તુઓ બનાવવાનો સમાવેશ કરવામાં

ધર્મ શાસ્ત્ર સંમત હરી શકે નહિ. તુઓ જેવી કે વિવિધ જાતનાં ભાત, રોટલી, શાક

આ પ્રમાણે ઠરાવો થયા હતા. આ કો, તથા વિવિધ પ્રકારની મીઠાઇઓ વિગેરે આપવામાં

થઇ તે પહેલાં **માધવબાગમાં** સભા ભરાઇ હતી તેના ઠરાવોને પુષ્ટિ આપવા સારૂજ નિર્ણય સાગર પ્રેસમાં તજ્જ્ઞ પંડિતો શાસ્ત્રીઓની સભા ભરાઇ હતી: જેમાં ઉપલા ઠરાવો થયા હતા ત્યારબાદ નિર્ણય સાગર પ્રેસના માલિકે જ્યોતિષીઓ, પંડિતો અને શાસ્ત્રીઓનો ત્રણ ત્રણ રૂપિયા આપી શિષ્ટાચાર કર્યો હતો. રા.

સંસ્કાર, ઘર ઉપયોગી પદાર્થોની પરીક્ષા પુત્તઆપવામાં આવેલી છે કે જે ઉપયોગી દ્વેરફારોને અંગે તેમજ સંશોધનની ખામીને તો તો ાં પણ રસોઇની કળામાં અનભિજ્ઞ ઇ પડે એમ માનવામાં અતિશયોકિત થયેલા શળ છે એવી સાર્વજનિક માન્યતાની ઐપરકર નવાઇ નથી.

'ચન્દ્રે પોતાના સમયનો સદુપયોગ કરી લેખકઘીહ્રાર પાડયુ છે ને તેમનો પ્રયત્ન સ્તુત્ય રવા અન્ય બહેનો પણ તત્પર થઇ



મ મુજબ બનેલું છે.





# ભારતીય જ્યોતિષ-ચંદ્રોદય



# BHARATIYA JYOTISH CHANDRODAYA.

ग्रहैस्तु व्यापितं सर्वं त्रैलोक्यं सचराचरम्

| પુસ્તક ૨ જું. | આશ્વિન માસ ૧૯૪૫. | અંક ૭ મો. |
|---|---|---|
| VOL. II. | OCTOBER 1923. | NO. 7. |


## ॥ जातकी ॥

ભાષાન્તર કર્તા—

શાસ્ત્રી તુલજાશંકર ધીરજરામ પંડયા.

(પૃષ્ઠ ૧૭૮ થી ચાલુ.)

मूर्तौ चतुर्थे शशिनाथसंस्थे मूर्तौ चसूर्ये दशमेच भौमे ॥
कुलीरमेषे नच नक्र लग्ने रोगी प्रविष्टोयममंदिरे च ॥ ५० ॥

જો લગ્નમાં અથવા ચોથા સ્થાનને વિષે ચંદ્ર રહ્યો હોય અને લગ્નમાં સૂર્ય અથવા દશમા સ્થાનને વિષે મંગળ રહ્યો હોય, પરંતુ જો તેઓ કર્ક. મેષ અથવા મકર રાશિના લગ્નમાં અનુક્રમે ન રહેલા હોય તો રોગી જીવશે નહીં એટલે શ્લોકમાં કહેલા લગ્નમાંજ તે ગ્રહો રહેલા હોય તોજ રોગી જીવે છે.

આ શ્લોકના ફળ કથન પરથી જણાય છે કે તે પ્રશ્નના પ્રત્યુત્તરરૂપે કહેલું ફળ હોવું જોઇએ એટલે કે જો કોઇ રોગી પડેલો હોય અને તેના જીવવા સંબંધી પ્રશ્ન પુછવામાં જો આવે તો તેને આ પ્રમાણે ફળ કહેવું જોઇએ અર્થાત્ ચંદ્ર જો કર્ક રાશિનો થઇ રહ્યો હોય, સૂર્ય મેષ રાશિનો એટલે ઉચ્ચનો થઇને રહ્યો હોય અને મંગળ મકર રાશિનો થઇને એટલે

એ પણ ઉચ્ચનો થઇને રહેલો હોય છે તો રોગી જીવે છે બાકી એ સિવાય રોગી જીવી શકતો નથી.

આ શ્લોકમાં મંગળને દશમા સ્થાનમાં રહેવાને માટે લખ્યું છે અને પછી નિષેધ સમયમાં પાછું નક લગ્ને એમ લખેલું છે તે પરથી મંગળ પણ લગ્નમાં રહ્યો હોય એમ અર્થ સંભવિત થઇ શકે છે અને તે અર્થ ઘટી શકતો ન હોય તો પણ ગ્રંથકારનું 'નક લગ્ને' લખવાનું શું પ્રયોજન હશે તેનો અર્થ બરાબર સભવિત જણાતો નથી.

स्मरे व्यये धने क्रूरे लग्ने मृत्यौ रिपौ शशी
एतेषां रोगिणां मृत्युः सद्यः स्यादपकारकः ॥ ५१ ॥

પ્રશ્નકાલમાં જો સાતમા, બારમા અને બીજા ધનસ્થાનમાં ક્રૂર ગ્રહો રહેલા હોય અને લગ્નમાં, આઠમામાં અથવા છઠ્ઠા સ્થાનમાં જો ચંદ્ર રહેલો હોય છે તો તેવા રોગીઓનું તાત્કાલિક એટલે થોડા સમયમાંજ મૃત્યુ થાય છે અને તે મૃત્યુ પણ તે મનુષ્યને અત્યંત અનિષ્ટકારક થાય છે અર્થાત્ ઉત્તમ અને અધમ મૃત્યુમા પણ તેનું મૃત્યુ અધમ જાતનું અવ્યવસ્થિત થાય છે.

આ શ્લોકમાં પણ રોગીના સબંધમાં પુછાયલા પ્રશ્નનુંજ ફળ કહેવામાં આવ્યું છે. જો પ્રશ્નકાલમાં કુંડલી માંડતાં જો તેનાં લગ્નમાં ચન્દ્ર અને સાતમા સ્થાનને વિષે પાપગ્રહ રહેલા હોય અથવા તો છઠ્ઠા સ્થાનમાં ચંદ્ર અને બારમા સ્થાનમાં પાપગ્રહો રહેલા હોય કે આઠમા સ્થાનમાં ચંદ્ર અને બીજા સ્થનમાં પાપગ્રહો રહેલા હોય છે એટલે કે આ યોગોનાથી કોઇ પણ પ્રકારનો જો યોગ થયલો હોય છે તો રોગી જીવતો નથી. એમ જાણવું. આ જોકે પ્રશ્ન કુંડલીના ફળનું વિધાન કહેલું છે પરંતુ આજ પ્રમાણે જો કવચિત્ કોઇ માણસની જન્મકુંડલીમાં પણ આવા યોગો થયા હોય તો તે માણસ પણ શરીર સંબંધી વિવિધ પ્રકારની પીડા ભોગવે છે. એમાં સંશય નથી અર્થાત કે આ યોગો માણસને અનિષ્ટકારક યોગો છે એમ સમજવું.

षष्ठाष्टमे चतुर्थेच द्वादशे यदि चन्द्रमाः ॥
अष्टमोङ्गारकश्चैव सयाति यममंदिरं ॥ ५२ ॥

જો પ્રશ્ન સમયે કુંડલીમાં (એટલે રોગીના પ્રશ્નની કુંડલીમાં) છઠ્ઠા, આઠમા ચોથા અને બારમા સ્થાનને વિષે જો ચંદ્રમા રહ્યો હોય અને તે સ્થાનેથી આઠમા સ્થાનને વિષે એટલે પહેલા સ્થાનમાં એટલે લગ્નમાં, ત્રીજા સ્થાનમાં, સાતમામાં અને અગીઆરમા સ્થાનમાં જો મંગળ રહેલો હોય તો તે રોગી યમ ધામમાં જાય છે અર્થાત મૃત્યુ પામે છે. આ પ્રમાણે જો કોઇ મનુષ્યની જન્મ કુંડલીમાં આવો યોગ થયો હોય છે તે પણ શરીર સંબંધી વિવિધ પ્રકારની પીડાઓ પામે છે.

આ શ્લોકમાં પાપગ્રહો ક્યારે નિર્બળ થાય છે તે કહે છે.

एकोपिकेन्द्रे बुधजीवशुक्रा स्क्रूराः समस्ता निधने कदाचित्
तथापि सर्वे विफला भवन्ति यथा गजेन्द्रो हरिदर्शनेन ॥ ५३ ॥

જન્મકુંડલીના કેન્દ્રમાં એટલે ૧, ૪, ૭-૧૦ સ્થાનને વિષે જો બુધ ગુરૂ અથવા શુક્ર પૈકીનો કોઇ પણ ગ્રહ રહેલો હોય અને સર્વ પાપગ્રહ જો આઠમા સ્થાનમાં રહેલા હોય તો સિંહને જોઇને હાથી જેમ નિર્બળ બની જાય છે તેમ કેન્દ્રમાં રહેલા ગ્રહને જોઇને આઠમા સ્થાનમાં રહેલા પાપગ્રહો બલહીન થઇ જાય છે. એટલે કે કેન્દ્રમાં રહેલા એ ત્રણે શુભ ગ્રહોને જોઇને ક્રૂર ગ્રહોનું કાંઇ પણ અનિષ્ટ ફળ આપવાનું બળ આવી શકતું નથી.

આ શ્લોકના તાત્પર્યથી એમ સમજવાનું છે કે જો આઠમા સ્થાનમાં પાપગ્રહ રહેલો હોય તો તે મનુષ્યને મારક થાય છે પરંતુ જો બુધ ગુરૂ અથવા શુક્ર એ ત્રણ ગ્રહો પૈકી એક પણ ગ્રહ જો કેન્દ્રમાં એટલે ૧,૪,૭ કે ૧૦ મા સ્થાનમાં રહેલો હોય તો આ આઠમા સ્થાનમાં રહેલો મારક ગ્રહનો મારક દોષ નાશ પામે છે એટલે તેથી તે પાપગ્રહ નિર્બળ થઇ મનુષ્યનું કોઇપણ પ્રકારનું અનિષ્ટ કરી શકતો નથી.

शुक्रो यस्य बुधो यस्य यस्य केन्द्रे बृहस्पतिः ॥
दशमेंऽगारकोयस्य सभवेत्कुलदीपकः ॥ ५४ ॥

જેના કેન્દ્ર સ્થાનમાં શુક્ર, બુધ કે બૃહસ્પતિ રહેલો હોય અને દશમા સ્થાનને વિષે જો મંગળ રહેલો હોય તો તે મનુષ્ય પોતાના કુલના દીવા રૂપ ગણાય છે અર્થાત્ તે પોતાના કુળની કિર્તિને વધારી કુળનો ઉદ્ધાર કરનારો થાય છે.

કેન્દ્ર સ્થાન તરીકે રહેલા ચારે સ્થાન ઉત્તમ સ્થાનો માનવામાં આવેલાં છે અને તેજ પ્રમાણે શુક્ર, બુધ અને ગુરૂ એ ત્રણ ગ્રહો પણ સૌમ્ય માનવામાં આવેલા છે એટલે જો એ ત્રણ ગ્રહો પૈકી કોઇપણ ગ્રહ કેન્દ્રમાં રહ્યો હોય છે અને દશમા સ્થાનમાં જો મંગળ રહેલો હોય છે તો તે મનુષ્ય અત્યંત ઉન્નતિ કારક થાય છે એમાં કાંઇ પણ સંદેહ નથી અર્થાત્ એવો મનુષ્ય પોતાની કીર્તિ વધારી પોતાના કુળને પણ પ્રસિદ્ધ કરી કુટુંબીઓની ઉન્નતિ કરી પોતે જગતમાં પ્રસિદ્ધ થાય છે.

लग्ने बुधो धने शुक्रो द्वितीयेच बृहस्पतिः ॥
षष्टाष्टमे भवेद्राहु दीर्घायुर्जायते नरः ॥ ५५ ॥

જે મનુષ્યના લગ્ન સ્થાનમાં બુધ, ધનસ્થાનમાં શુક્ર અથવા બૃહસ્પતિ રહેલો હોય તેમજ છઠ્ઠા અથવા આઠમા સ્થાનને વિષે રાહુ રહેલો હોય તો તે મનુષ્ય દીર્ઘ આયુષ્યવાળો થાય છે. એટલે તેને આઠમા સ્થાનમાં રાહુ હોવા છતાં પણ અને અન્યત્ર સૌમ્ય ગ્રહ હોવાથી તે મનુષ્ય લાંબી જીંદગી ભોગવવાવાળો થાય છે.

મનુષ્યને દીર્ઘાયુષ્ય આપનાર આ જે યોગ કહેવામાં આવ્યો છે તે જો કન્યા રાશિના લગ્નમાં થયો હોય તો બલવાન ગણાય છે અને તેમાં પણ રાહુના સંબંધમાં એટલુંજ કહેવાનું રહે છે કે જો રાહુ આઠમા સ્થાન કરતાં છઠ્ઠા સ્થાનમાં રહેલો હોય તો તે મનુષ્યના આયુષ્ય ને માટે વિશેષ હિતકારક થાય છે એટલે ટુંકમાં એટલુંજ કે જો મનુષ્યને આ યોગ કન્યા રાશિના લગ્નમાં અને છઠ્ઠે સ્થાને રાહુ રહેતાં થયો હોય તો તે આયુષ્યને માટે વધારે લાભકારક છે. એમાં સંશય નથી.

शुक्रो नास्ति बुधो नास्ति नास्ति केन्द्रे बृहस्पतिः ॥
दशमोङ्गारको यस्य सजातः किंकरिष्यति ॥ ५६ ॥

જે મનુષ્યની જન્મ કુંડલીમાં શુક્ર, બુધ અથવા બૃહસ્પતિ એ ત્રણે ગ્રહોમાંથી કોઇપણું ગ્રહ કેન્દ્રસ્થાનમાં નથી તેમજ મંગળ દશમા સ્થાનમાં નથી તે માણસ ઉત્પન્ન થઇને શું કરશે? અર્થાત્ કંઇ પણ કરી શકશે નહીં.

આગળ કહેલા ચોપનમા શ્લોકની વિરૂધ્ધનો આ શ્લોક છે. એટલે તેમાં જે યોગ કહેલો છે તે યોગ કુલદીપક થવા માટેનો છે અને આપરથી એમ કહે છે કે એવો યોગ જેને થયો ન હોય તે કાંઇપણુ પરાક્રમ જગત્માં કરી શકશે નહિ. એમ એની મહત્તા બતાવી છે પરંતુ આપરથી એમ માની લેવાનું નથી કે ૫૪ મા શ્લોકમાં કહ્યા પ્રમાણેના યોગ સિવાય મનુષ્ય કુલદીપક કે કુલનો ઉધ્ધારક થતો નથી પરંતુ અન્ય યોગો પણ મનુષ્યને તેવા બનાવવા માટે શકિતમાન છે. માત્ર ટુંકમાં તે યોગના વિરૂદ્ધ ફળ દર્શક આ શ્લોક પરથી એમ સમજવાનું કે તે શ્લોક પ્રમાણેના યોગવાળો અવશ્ય રીતે કોઇ મહાન્ કુલનો ઉધ્ધારક થાય છે અને તેવો યોગ ન હોય અને કવચિત્ તે સિવાયના બીજો યોગ હોય તો તે પ્રમાણમાં ઓછા વધતા પ્રમાણમાં કુલનો ઉદ્ધારક થાય છે. અને જો બીલકુલ પણ યોગ જો તેવો અથવા તેના જેવો ન હોય તો પછી સામાન્ય સ્થિતિ મનુષ્ય ભોગવી શકે છે એમાં સંશય નથી.

मेषे रवौ यदा जन्म वृषे चन्द्रो यदा भवेत् ॥
मिथुने च यदा राहु श्छत्रधारी भवेन्नरः ॥५१ ॥

જે મનુષ્યનો જન્મ મેષ રાશિનો સૂર્ય હોય ત્યારે અથવા તો વૃષભના ચંદ્રમાં કે મિથુનરાશિમા રાહુ રહેલો હોય ત્યારે થાય છે તે મનુષ્ય મોટો છત્રધારી એટલે રાજા થાય છે અથવા તો છત્રધારી એટલે તેનો રાજાના જેવોજ કોઇ લોકનાયક અથવા મહાન્ અધિકારી થાય છે.

આ યોગ એકંદર ઉત્તમ યોગ તરીકે માનવામાં આવેલો છે પરંતુ એ યોગના સંબંધમાં કયા લગ્નમાં એ યોગ ઉતમ મનાય છે તે ગ્રંથકારે સ્પષ્ટ કર્યું નથી. કેટલાકના મત પ્રમાણે આ યોગ સિંહ રાશિનું લગ્ન હોય ત્યારેજ ઉત્તમ માનેલો છે કારણ કે છત્રધારીની મહાન્ પદવી પ્રાપ્ત થવા માટે તેવા ઉત્તમ લગ્નનીજ જરૂર આવશ્યક છે. જો મેષ રાશિના લગ્નમાં આ યોગ થએલો હોય છે તો તે મધ્યમ યોગ ગણાય છે એટલે કે મેષના લગ્નમાં જો આ યોગ થએલો હોય તો તેવા યોગવાળો મનુષ્ય છત્રધારી એટલે ખાસ રાજાજ નહિ પણ તેવાજ પ્રકારનો કોઇ મહાન્ નર તરીકે કીર્તિ સંપાદન કરે છે. અને તેથીજ અહીં છત્રધારી શબ્દનો અર્થ રાજા એવો લેવાનો નથી પરંતુ રાજાના જેવો કોઇ લોકપ્રિય અથવા તો અધિકારી વર્ગનો અગ્રગણ્ય એવો થાય છે.

આ અથવા આવા બીજા કેકાણે જ્યાં રાજયોગ કહેવામાં આવે છે ત્યાં રાજયોગનો અર્થ ખાસ રાજા બનવાનોજ યોગ એમ લઇ શકાતો નથી પરંતુ રાજાની તુલ્યતા પ્રાપ્ત

કરાવનાર યોગ એવા અર્થ લઇ શકાય છે અને તેથી જ્યાં જ્યાં જેવો દેશ કાલ તથા વ્યકિત તે પરત્વે ત્યાંનો સંબંધ જોઇ તે પ્રમાણેનુંજ રાજયોગનું ફળ કહેવામાં આવે છે. માત્ર જ્યાં ખાસ કરીને કોઇ મહાન્ રાજયોગ પડેલો હોય ત્યાંજ માત્ર દેશકાલની અપેક્ષા વિના પણ અને વ્યકિતનો સંબંધ ગમે તેવો હલકો હોય તો પણ તેને રાજા બનવાનોજ યોગ થાય છે એમાં જરાપણ સંશય નથી એટલે આવા યોગથી રાજ તુલ્ય યોગનીજ ગણના માનવામાં આવેલી છે. અને તેથી ઓછાવત્તા પ્રમાણમાં મનુષ્યને અત્યંત મોટાઇ અથવા મધ્યમ મહત્તાની પ્રાપ્તિ આવા યોગથી થઇ શકે છે.

लग्ने चैव यदा जीवो ह्यष्टमे च रविर्बुधः ॥
ब्रह्मपुत्रो यदा जातः स गच्छेन्म्लेछमंदिरं ॥ ५८ ॥

જે મનુષ્યના જન્મ સમયે કુંડલીમાં લગ્નને વિષે ગુરૂ રહેલો હોય તો તે મનુષ્ય ભલે બ્રાહ્મણ પુત્ર હોય એટલે બ્રાહ્મણને ત્યાં જન્મ પામેલો હોય તો પણ તે મ્લેચ્છને ઘેર જનારો થશે અર્થાત્ મ્લેચ્છ જેવો અધમ થઇ જશે.

ગ્રંથકારે આ યોગથી એકદમ ઉંચ કોટિનો મનુષ્ય હોય તો તે પણ અધમ થઇ જાય છે એમ દર્શાવેલું છે, કેટલાકના મત પ્રમાણે જો ગુરૂ લગ્નમાં રહેલો હોય તો એકાએક મનુષ્યને અધર્મી થવાનો સંભવ ઘણોજ ઓછો રહે છે માત્ર આઠમા સ્થાનમાં જો ક્રૂર ગ્રહો પડેલા હોય અને લગ્નમાં પણ શુભ ગ્રહ અથવા તેમનીદ્રષ્ટિ વિગેરે ન હોય તો તેને અન્ય ધર્મી બની જવાનો સંભવ રહે છે. પરતુ આ ઠેકાણે તેમ નથી. આ યોગમાં તો લગ્નમાં શુભ ગ્રહ ગુરૂ પડેલો હોય છે અને આઠમા સ્થાનમાં પણ સૂર્ય એ પાપગ્રહ હોવા સાથે પણ બુધ એ સૌમ્ય ગ્રહ પડેલો છે એટલે આઠમું સ્થાન પણ એકદમ ક્રૂરગ્રહોથી યુકત નથી એટલે મનુષ્યને એકદમ મ્લેચ્છ થવાનો સંભવ રહેતો નથી. માત્ર જો તેને અન્ય પાપગ્રહોનો યોગ ખરાબ હોય અથવા આ યોગમાંનું પણ કોઇ શુભ ગ્રહોનું બળ પ્રમાણ ઓછું હોય અને પાપગ્રહો બલવત્તર હોય તો તેને મ્લેચ્છ અથવા એવા પ્રકારના કોઇ અન્ય ધર્મ સંબંધી આસકિત થવાનો સંભવ રહે છે. છતાં ગ્રંથકારે તેમના અનુભવ પ્રમાણે અથવા કોઇ ગ્રંથાંતરના અનેક માનનીય પ્રમાણોથી સંમિલિત થઇ લખ્યું હોય તો કહી શકાય નહીં એટલે એકંદર આ યોગ થોડા પ્રમાણનું અધમ ફળ આપનારો સંપૂર્ણ રીતે હોય તેવો સંભવ જણાતો નથી એટલે સ્પષ્ટ રીતે તે માનનીય હોય એમ માનવા જેવું નથી.

द्वादशे शनिराहूच पंचमे रविभूमिजौ ॥
गर्भं न धरते कन्या यदाकाले कदाचन ॥ ५९ ॥

મનુષ્યના જન્મ સમયે જો બારમા વ્યયસ્થાનમાં શનિ અને રાહુ પડેલા હોય અને પાંચમા સંતતિ ભુવનને વિષે સૂર્ય અને મંગળ રહેલા હોય છે તો તે જે કન્યાની કુંડલીમાં રહેલા હોય તે કન્યા ગર્ભ ધારણ કરતી નથી અર્થાત તે વંધ્યા રહે છે.

આ યોગ સંતતિનો અભાવ દર્શક યોગ છે. બાર સ્થાનો પૈકી પાંચમુંસ્થાન એ ગર્ભ સ્થાન છે. અને તેથી જો પાંચમા સ્થાનને વિષે સૂર્ય અને મંગળ એ બને પાપગ્રહો રહેલા

એટલે બીજા સ્થાનમાં શનિને શુક્ર રહેલા હોય તો તે બાળક આંધળું, લંપટ કે લુલુ થાય છે." પરંતુ જો આપણે ગ્રંથકારના બંને સ્થાનમાં રહેલા શનિને અનુકૂળ અર્થ કરવા જઇએ તો તો ન છુટકે મુલ અર્થમાં કહ્યા પ્રમાણેનાં બેજ યોગ માનવા જોઇએ એટલે એમાં અનુભવ પ્રમાણે જે યોગ ઠીક લાગે તે પ્રમાણેનું ફલ કથન માનવું અથવા કહેવું એ યોગ્ય છે.

सप्तमेच यदा राहुर्दशमे रवि नंदनः ॥
एकादशे रवौ ज्ञेयं स्वप्नेकन्या (न्यां ?) न पश्यति ॥ ६१ ॥

જન્મ સમયે જે કન્યાના સાતમા સ્થાનમાં રાહુ, દશમા સ્થાનમાં શનિ અને અગીઆરમા સ્થાનમાં સૂર્ય રહેલો હોય તે કન્યા સ્વપ્નમાં પણ ગર્ભ ધારણ કરી શકતી નથી અર્થાત્ સંતતિ સુખ મેળવી શકતી નથી.

આ યોગનો ખાસ અર્થ શંકાશીલ સ્થિતિ રહે તેવો છે કારણ કે ગ્રંથકારે મૂળ શ્લોકમાં 'कन्या' એમ પહેલી વિભક્તિનું પદ કર્તા તરીકે મૂકેલું છે અને તેને કર્મ-ફલ અધ્યાહાર રાખવું પડે છે. હવે એ અધ્યાહાર રહેલાને અર્થને પરાણે ખેંચી લાવવા માટે વચ્ચેમાંથી એક શ્લોકને છોડી દઇ તેની આગલામાંથી એટલે ૫૯ મા શ્લોકમાંથી 'गर्भम्' શબ્દને લઇ કન્યા ગર્ભને સ્વપ્નમાં પણ જોઇ શકતી નથી અર્થાત્ પોતે ગર્ભધારણ કરેછે એવું સ્વપ્નમાં પણ જોતી નથી એવો અર્થ કરવો પડે છે એટલે શ્લોકમાં કહેલો યોગ જે કન્યાની કુંડલીમાં હોય તે કન્યા ગર્ભધારણ કરી સંતતિ સુખ મેળવી શકતી નથી એમ અર્થ થઇ શકે છે.

હવે કેટલાકનો મત એવો છે કે મૂળ ગ્રંથમાં 'कन्या' પદને ઠેકાણે „ 'कन्याम्' એમ માનવું અને એવો અર્થ કરવો કે, "જે માણસને સાતમામાં રાહુ, દશમામાં શનિ અને અગીઆરમામાં સૂર્ય પડેલો હોય તે માણસ સ્વપ્નમાં પણ કન્યાને જોતો નથી એટલે કે તેને ત્યાં કયારે પણ કન્યાની પ્રજા થતી નથી"

જો કે પહેલાંનો અધ્યાહાર રાખીને અથવા તો શબ્દાર્થનો અપકર્ષ કરીને કરેલા અર્થ કરતાં આ થોડાજ ફેરફારથી થતો બીજો અર્થ સમજવા પ્રમાણે વધારે સુલભ અને અનુકુળ પડતો હોય તેમ જણાય છે અને એમાં માત્ર એક અનુસ્વારનોજ ફેરફાર કરવાનો રહે છે છતાં પણ શ્લોકમાં ગ્રહોની સ્થિતિમાં ક્રૂરગ્રહોની ગણના કરેલી હોવાથી એકંદર એ યોગજ અનિષ્ટ યોગજ હોવો જોઇએ એમ સામાન્ય માનવું પડે તેમ હોવાથી માણસ પોતાને ત્યાં કન્યાને ન જુએ એટલે પુત્ર પ્રાપ્તિજ તેને ઘેર થાય છે એવો ધ્વનિજન્ય ઉત્તમ અર્થ નીકળે તે અસંગત લાગે તેવો જણાય છે. કેમકે એવા ક્રૂર ગ્રહોના અમુક યોગની ગણનામાં શુભ ફળ ભાગ્યેજ હોય છે અને ત્યારે બનતે પ્રયત્ને ગ્રંથકાર પણ શુભ ગ્રહોનો યોગજ લખત; છતાં તેમ ન કરેલું હોવાથી પણ અપકર્ષ કરીને લાવેલો પહેલાંનો અર્થજ કંઇક વધારે યોગ્ય હોય તેમ જણાય છે. એટલે એવા યોગવાળી કન્યા ગર્ભધારણ કરતી નથી એજ અર્થ યોગ્ય છે. પછી તો જેવો જેનો એ યોગ વિષેનો અનુભવ હોય તેને તેજ પ્રત્યક્ષ પ્રમાણ હોવાથી વધારે પ્રમાણભૂત માની શકાય એટલે તેણે તેજ અર્થ કરવો એ ઉચિત છે.

(અપૂર્ણ.)

# પંચાંગ વિચાર.

## ધર્મશાસ્ત્ર વિહિત શુદ્ધ પંચાંગ તો સાયન પંચાંગજ હોય.

રા. કૃષ્ણારામ વહાલજી ભટ્ટ, માધવપુરકર.

( પૃષ્ઠ ૧૪૨ થી ચાલુ. )

"તાત્પર્ય, અયનાંશની ઉત્પત્તિ ગ્રંથ ઉપરથી આવનારાં અયનો વાસ્તવિક અયનો પાછળ વર્ષાંને વધતાં ગએલાં હોવાને લીધે થઇ છે. તેમનો કોઇ પણ સ્થિર તારા સાથે અથવા તો કોઇપણ માની લીધેલાં બિન્દુ સાથે યત્કિંચિત્ પણ સંબંધ નથી આ ઉપર થોડાંક વિશેષ પ્રમાણો.

"यस्मिन्दिने सम्यक् प्राच्यां रविरुदितो दृष्टस्तद्विषुवद्दिनम्॥ तस्मिन्दिने गणितेन स्फुटो रविःकार्यः। तस्य रवेर्मेषादेश्च यदन्तरं तेऽयनांशाः ज्ञेयाः। एवमुत्तरगमने सति। दक्षिणे तु तस्यार्कस्य तुलादेश्चान्तर मयनांशाः॥ पाताधिकार श्लो २

આમાં શ્રી ભાસ્કરાચાર્યે, વિષુવ દિવસે ગ્રંથાગતરવિ અને મેષાદિ કિંવા તુલાદિ (જે વિષુવ લેવામાં આવેલ હોય તે પ્રમાણે) તે બન્ને વચ્ચેનું જે અંતર તે અયનાંશ, આ પ્રમાણે અયનાંશનું લક્ષણ બાંધ્યું છે. આ ઉપરથી તો અયનાંશને તો કોઇપણ સ્થિરતારા સાથે સંબંધ નથી એમ ચોકખું જણાઇ આવે છે.

સૂર્ય સિદ્ધાન્તમાં પણ આમજ કહેવામાં આવ્યું છે—

स्फुटं दृक्तुल्यतां गच्छेदयने विषुवद्वये।
प्राक्चक्रं चलितं हीने छायार्कात्करणागते।

આ ઉપરથી પણ, છાયાર્ક એટલે કે સાયનરવિ અને કરણગત્ રવિ, તે બે વચ્ચેનું અંતર તે અયનાંશ, એમ ચોકખું જણાઇ આવે છે.

તાત્પર્ય, આરંભ સ્થાન ઉપર અમુક એક તારો હોવો અને તેનું સંપાત પાસેથી જે અંતર થવું તે અયનાંશ, આવું તો અમારા કોઇ પણ ગ્રંથમાં કહેવામાં આવ્યું નથી. અયનાંશોત્પત્તિનું કારણ વર્ષમાન છે. જો તે વર્ષમાન, પ્રત્યક્ષ અયનો બરાબર આવે તેટલુંજ લેવામા આવ્યું હોત તો અયન ચલનમાં ફરકજ દૃષ્ટિએ પડત નહિ, વર્ષમાન જે કોઇએ એક વખત માપીને ઠરાવ્યું તેજ આગળ ઉપરના સર્વ જ્યોતિષીઓ લેવા લાગ્યા તેને લીધે અયનનો ફરક વધતો ગયો અને આજ તેજ પંચાંગ વાદનું કારણરૂપ થયું આ ફરક આજે ૨૩ દિવસનો થઇ પડ્યો છે અને આગળ ઉપર દરસાલ વધતોજ જવાનો કાળે કરીને ૩૦ થશે અને અમારાં પંચાગોમાંના અયનો, વાસ્તવિક એટલે કે પ્રત્યક્ષ નજરે દેખાનાર અયનો પાછળ એક મહિને થવા લાગશે. એટલે કે હમણાં પોષમાં થનારૂં ઉદગયન માર્ગશીર્ષમાં કાયમનું થઇ જશે અર્થાત ઋતુ એક મહિનો પાછળ હઠી જશે આજ પદ્ધતિ આવીજ રીતે ચાલુ રહેશે તો કોઇ એકાદ વખતે ચૈત્ર માસમાં ચોમાસાનો વરસાદ વરસવા માંડશે આ આપત્તિ કેવળ

અમારા દુરાગ્રહને લીધે કિંવા ઉપેક્ષાને લીધે આવનાર છે. પંચાંગ સુધારણા કરનારાઓએ આનો વિચાર કરવાનો નથી કે?

પ્રો૦ નાઈકે કેસરી પત્રમાં કંઇક લેખ લખી અમારી પંચાંગ પદ્ધતિનું આરંભસ્થ ન રેવતીમાંહેલો ઝીટાપીશિયમ છે આમ સિદ્ધ કરવાનો પ્રયાસ કર્યો છે. તે કેટલો યશસ્વી થયો છે તેનો વિચાર કરીએ–

પ્રો. નાઈકે આ વિચાર કરતાં અમારૂં વર્તમાન નાક્ષત્ર સૌર છે એમ સ્વીકારી લીધું છે. એકાદા સ્થિર બિન્દુ પાસેથી નીકળી જઈને ફરીથી તેજ સ્થિર બિન્દુ પાસે આવવાને સૂર્યને જે કામ લાગે તે નાક્ષત્ર સૌર વર્ષ; આવું લક્ષણ અમારા કોઇપણ ગ્રંથમાં મળનાર નથી આવી ખાત્રી છે અમારા ગ્રંથોમાં વર્ષનું લક્ષણ કે જે ઠેકાણે-ઠેકાણે મળી આવે છે તે આ પ્રમાણે છે–

વેદ.

मुखं वा एतदृतूनाम् । यद्वसन्तः ॥ तै. ब्रा.

વસંત તે ઋતુનું મુખ છે.

वसन्तो ग्रीष्मो वर्षाः ।ते देवा ऋतवः । स (सूर्यः) यत्रोदगावर्तते। देवेषु तर्हि भवति ॥ शतपथ ब्रह्मण

વસન્ત, ગ્રીષ્મ અને વર્ષા દેવતાઓની ઋતુ છે સૂર્ય (-વિષુવની) ઉત્તર તરફ જવા લાગે કે તરતજ દેવતાઓની ઋતુ શરૂ થાય છે.

तस्मादादित्यः षण्मासो दक्षिणेनैति षडुत्तरेण ॥ तै. सं.

સૂર્ય, ૬ મહિના વિષુવની ઉત્તરે અને ૬ મહિના દક્ષિણે હોય છે.

मधुश्चमाधवश्च वासंतिकावृतू ॥

મધુ અને માધવ વસન્ત ઋતુના મહિનાઓ છે.

पंच वा ऋतवः संवत्सरः । तै. ब्रा.
द्वादशमासाः पञ्चर्तवो हेमन्तशिशिरयोः समासेन ॥ ऐ. ब्रा.

આ સર્વ વચનો ઉપર સંવત્સર હેમન્ત શિશિરને એક માનતાં પાંચ ઋતુનો યતો વસન્ત પહેલી ઋતુ હતી અને વસન્તાદિ ત્રણ ઋતુ દેવતાઓની ઋતુ હતી આવો અર્થ થાય છે, આ ઉપરથી વિષુવ પાસેથી વર્ષારંભ યતો એમ સ્પષ્ટ જણાઇ આવે છે. અર્થાત્ આ વર્ષ સાંપાતિકસૌર હતું તે નિર્વિવાદ છે.

एकं वा एतद्देवानामहः।यत्संवत्सरः॥ तै. ब्रा.

- સંવત્સર દેવતાઓનો એક દિવસ હોય આ વાક્ય અતિશય મહત્ત્વનું છે. ઉત્તર ધ્રુવસ્થાન આગળ મેરૂ પર દેવતાઓ રહે છે. તેઓને, વસન્ત સંપાત આગળ સૂર્ય આવ્યો કે સૂર્યોદય થાય છે. અને એક વખત સૂર્યોદય થયા પછી ફરીથી સૂર્યોદય થાય ત્યારે દેવતાઓનો એક દિવસ પૂરો થાય આટલે વખતે સંવત્સર એટલેકે વર્ષ પૂરૂં થાય છે. અર્થાત્ સંવત્સર સાંપાતિક હોવો જોઇએ આ વાત સૂર્ય-પ્રકાશ જેટલી સ્પષ્ટ છે.

વેદાંગ જ્યોતિષ.

स्वराक्रमेते सोमार्कौ यदा साकं सवासवौ स्यात्तदादियुगंमाघस्तपःशुक्लोऽयनं ह्युदक्।

જ્યારે સૂર્યચંદ્ર વાસવ (ધનિષ્ઠા) નક્ષત્રમાં એકત્ર થઇ આકાશમાં આક્રમણ કરેછે ત્યારે

" ફામીનાઆ ઓઇલ " વૈદકીય નિયમ મુજબ બનેલું છે.

યુગ, માઘ તપસ (ઋતુ) શુકલ (પક્ષ) અને ઉદગયનનો આરંભ થાય છે. આમ વર્ષારંભ ઉદગયનથી થાય છે એટલે કે આ વર્ષ હેતુ પુરઃસર આર્તવજ છે એ સ્પષ્ટ છે.

સોમકારે દીધેલાં ગર્ગવચનો.

सौर्य तु सूर्यसंभूतं परिसर्पति भास्करे।
यावता ह्युत्तरां काष्ठां गत्वा गच्छति दक्षिणाम्॥
कालेन सोऽब्दस्तस्यार्द्धमयनं तु त्रयोर्तवः।

સૂર્ય વિષુવની ઉત્તરે પરમસીમા સુધી જઇ દક્ષિણ તરફ વળે છે અને તે ઠેકાણેથી ફરીથી વિષુવની ઉત્તરની પરમ સીમાએ જેટલા વખતમાં પહોંચે છે ને કાલ મર્યાદાને સૌર વર્ષ કહેવામાં આવે છે. તેનું અર્ધું એટલે એક અયન અને એક અયનમાં ત્રણ ઋતુઓ હોય છે આવું જે વર્ષ તે સાંપાતિકજ હોવું જોઇએ બીજા કોઇપણ પ્રકારનું હોઇ શકે નહિ.

सूर्यसिद्धान्त

एन्द्रवास्तिथिभिस्तद्वत्संक्रान्त्या सौर उच्यते
मासैर्द्वादशभि र्वर्षं दिव्यं तदहरुच्यते ॥

બાર સંક્રાન્તિનું સૌર વર્ષ છે અને દેવતાઓનો એક દિવસ તે મનુષ્યોનું સૌર વર્ષ દેવતાઓના ૩૬૦ દિવસ તે દેવતાઓનું એક વર્ષ ગણાય છે. આવાં બાર હજાર વર્ષોની એક યુગ ચોકડી થાય છે.

(ચાલુ.)

—:o:—

## શુદ્ધ પંચાંગ.

અમદાવાદમાં પ્રસિદ્ધ થતા 'યુગધર્મ' માસિકમાં 'શ્રી પુરૂષોત્તમ માહાત્મ્ય' નામનો એક સુંદર લેખ શ્રીયુત હરિહર પ્રાણજીવન ભટ્ટે લખ્યો છે. આ લેખમાં લેખકે અધિક-માસની સ્વીકારવાની જરૂર કેમ પડી તેની પ્રથમ ચર્ચા કરી છે. સૌરમાસ અને ચાન્દ્રમાસ નોખેનોખા હોવાથી તે બન્નેનો મેળ બેસતો નથી તેથી ઋતુ કાયમ રહેતી નથી. ઋતુમાસ વિપર્યાસ થવા દેવો ધર્મ બાહ્ય છે. આ પ્રકાર આ લેખકે ઉઘાડો કર્યો છે આખરે એવો સ્પષ્ટ નિર્ણય તેમણે કાઢ્યો છે કે "વર્ષ ગણવાનો હેતુ ઋતુ નિર્ણય એ એકજ છે તેથી શાસ્ત્રીય વર્ષ તે સાયન વર્ષ છે. નિરયન વર્ષ શાસ્ત્રીય તેમજ વ્યાવહારિક દૃષ્ટિએ નિરર્થક છે. નિરયન વર્ષ માનવાથી કેવી અગવડો આવે છે તે ઉપર બતાવ્યું છે, તેથી વર્ષ સાયન રાખી સાયન ગણતરીએ અધિક માસ ઉમેરવો એજ ઉત્તમ માર્ગ છે."

આ પછી સાયનનો પ્રચાર પૂર્વકાલથીજ હતો અને નિરયન વચમાં ભ્રમથીજ આવ્યું છે, ઇત્યાદિ વિચાર શ્રેણી માંડી સાયન ઉપર આવનારા આક્ષેપોનું તેમણે ખંડન કર્યું છે. આ પછી લેખક કહે છે કે—

"આ બધા ગોટાળામાંથી બચવાનો માત્ર એકજ ઇલાજ છે અને તે

સાયન ગણુનાનો સ્વીકાર છે."

આવડો વિસ્તાર કરી છેવટે લેખકે " ટિળક પંચાંગ તરત વાપરવું કારણ તેમાં શુદ્ધ ગ્રહ ગતિનો સ્વીકાર કરવામાં આવ્યો છે" આવી વિનંતિ કરી છે.

આ વિનંતી કરતાં ટિળક પંચાંગમાં ભવિષ્યમાં નિરયન ગણુનાને બદલે સાયન ગણુના સ્વીકારવાની સુધારણા કરવામાં આવશે એવી લેખક આશા કરે છે. આ તેમની આશા વ્યર્થ છે. ઉલટું ટિળક પંચાંગનો પાયો પૂર્ણપણે મક્કમ થાય તે સારૂ આગળનાં ટિળક પંચાંગો તૈયાર કરવાની કામગિરી સાંપ્રત ચાલું છે. લેખકે કહ્યા પ્રમાણે સાયન પક્ષને નિરાશ થવાનું કારણજ નથી. ઉલટુ સાયન પંચાંગ પ્રસિદ્ધમાં લાવવાને પ્રયત્ન સાયન પક્ષ કરે છે. પૂર્વે કૈ. શં. બા. દિક્ષિત તથા લેલે સાયન પંચાંગ કાઢતા હતા. રાજ જ્યોતિષી સાથે વાદવિવાદ થતાં 'સાયનજ ખરૂં' આવી ખાત્રી થવાથી ઈન્દોર સરકારે સાયન પંચાંગ પ્રકાશ કરવા સારૂ મદદ પણ કરી હતી તે મદદ તેમના પછી ચાલુ રહી નહિ દીક્ષિત પછી શકે ૧૮૪૦,૧૮૪૧ સાલમાં શ્રીમન્ત સુથોલકરની મદદથી રા. વિષ્ણુ ગોપાલ નવાથે એ સાયન પંચાંગ કાઢયું હતુ. પણ કાયમની મદદ મળ્યા સિવાય દર સાલ પંચાંગ પ્રકાશન કરવું કઠણ થઇ પડે છે આવો અનુભવ આવવાથી તેવો મદદ મેળવવાને પ્રયાસ ચાલુ છે. ૫૦૦૦) રૂપીયાની કાયમની થાપણુ હોય તો તેના વ્યાજથી સાયન પંચાંગ કાઢી શકાય. આવી વ્યવસ્થા થશે કે તરતજ સાયન પંચાંગ દર વર્ષે પ્રસિદ્ધ કરવામાં આવશે. ને તેથી શુદ્ધ પંચાંગની ઉણપ રહેશે નહિં.

નારાયણ સદાશિવ મરાઠે
સંપાદક " દર્શલ "

## જાપાનનો ધરતીકંપ.

સને ૧૯૨૩ ના આગષ્ટની ૧૨ મી તારીખે અમાસ પડી હતી, તે દીવસની કુંડળી કાઢી જોતાં સુર્ય, ચંદ્ર, મંગળ અને નેપ્ચુન એ ચાર ગ્રહો સિંહ રાશીમાં લગભગ એકજ અંશના થઇ ને પડેલા માલમ પડશે. વળી શુક્ર પણ એજ રાશિમાં રહીને ગુરૂ સાથે ૯૦ ડીગ્રી (અંશ) ની ખરાબ દ્રષ્ટિમાં આવેલો જણાશે. હવે પશ્ચિમ તરફના વિદ્વાનોના કહેવા પ્રમાણે મંગળ અને નેપચ્યુન એ બે ગ્રહો હંમેશાં ધરતીકંપો સાથ ગાઢ સંબંધ ધરાવે છે. દાખલા તરીકે ૨૩ મી આગષ્ટ ૧૯૨૧ ને દિવસે જ્યારે આજ બે ગ્રહો વિષુવથી ૧૦૩ અંશને છેટે હોઇ ઉગતા હતા ત્યારે ચીન દેશમાં કાન-સુ (Kan-Su) ખાતે એક મોટો ધરતીકંપ થયો હતો. આ દાખલામાં નોંધવા લાયક બીના તો એ છે કે કાન-સુની રેખાંશ પણ ડીગ્રી ૧૦૩" (પુર્વ) છે.

હવે આજ રીતે તા૦ ૧૨ મી આગષ્ટ ૧૯૨૩ ને દિવસે આપણી પૃથ્વી પરથી જોતાં એક સીધી લીટીમાં સુર્ય, ચંદ્ર, મગળ અને નેપચ્યુન આવ્યા હતા અને આ ચાર જંગી ગોળાઓ પોતાની સામટી લોહચુંમ્બિક શકિત વડે આપણી પૃથ્વીને પોતાની તરફ ખેંચી રહ્યા હતા. આ રીતે આપણી પૃથ્વીના પેટામાં ધીમે ધીમે ક્રીયા ચાલુ થઇ અને આખરે તે ક્રીયાએ તારીખ ૧ લી સપ્ટેંબરને દિવસે જાપાન તરફ કેવું રૂપ લીધું તે આપણે૰ સઘળા જાણીએ છીએ. આ ધરતીકંપ જાપાનમાંજ કેમ

થયો તેનું કારણ એવું આપી શકાય છે કે ઉપલા ચાર ગ્રહો વિષુવૃતથી ૧૩૮ અંશને છેટે પુર્વ તરફ હતા અને પૃથ્વીના નકશા તરફ નજર કરતાં સહેજે માલમ પડશે કે જાપાન દેશની રેખાંશ પણ ૧૩૮° (પુર્વ) છે.

આજ વિધાને આધારે પશ્ચિમ તરફના વિદ્વાનો અગમચેતી કરે છે કે સને ૧૯૨૬ ના મે મહિનામાં જ્યારે ગુરૂ અને નેપચ્યુન એક સ્થાને હોઇ મંગળને ૧૮૦° ની સંપૂર્ણ દ્રષ્ટિથી જોશે અને શનિ એ ત્રણે ગ્રહો સાથ ૯૦° ની પાપ દ્રષ્ટિ કરશે ત્યારે આગળ કદી ન અનુભવેલો હોય એવો સખ્ત ધરતીકંપ આપણી પૃથ્વી પર થશે.

લંડન—M. F. H.

(બ્રીટીશ જર્નલ ઓફ એસ્ટ્રોલોજીને આધારે)

## ધરતીકંપ વિચાર.



ધરતીકંપનો એક મોટો સ્વતંત્ર લેખ લખી શકાય તેવો નિબંધ છે પરંતુ સ્થલ સંકોચથી થોડું દિગ્દર્શન કરીને વધુ આગળ ઉપર લખવું ઠીક પડશે.

ભૂકંપ એક ઉત્પાત છે પૃથ્વી ઉપર એક ભયંકર ત્રાસદાયક અને નાશકારક મોટો મુખ્ય ઉત્પાત લેખાય છે પૃથ્વીના સ્વાભાવિક રચનાના ફેરફારોનુ સામર્થ્ય આ ઉત્પાતમાં છે ગ્રહ દ્રષ્ટિથી આ નક્કી કરવાનું કામ પશ્ચાત્ય જ્યોતિષીઓમાં મુખ્ય. રીચર્ડ જે મોરીસન (પહેલા ઝાડકીલ) તરફથી શોધન થએલું જણાય છે આ નિયમના આધારે ૮૦ વરસના મોટા ભૂકંપ તારીખ અને સ્થાન સાથે આપેલા છે. તે આગળ બીજા અંકોમાં આપીશુ.

### ધરતીકંપનાં કારણો.

૧ સૂર્ય અથવા ચંદ્રના ગ્રહણકાલની નજીકના સમયમાં ધરતીકંપ થાય છે.

૨ ધરતીકંપ વખતની ગ્રહ સ્થિતિ પાપગ્રહોથી રચાએલી હોય છે જે ગ્રહણ સમયના ગ્રહો સાથે સંબંધ ધરાવે છે.

૩ વરખ રાશિ કે વૃશ્ચિક રાશિમાં ગુરૂ, શનિ, હર્શલ અને મંગલ આવવાથી ધરતીકંપનો યોગ બને છે.

૪ ચાલુ મહિનાઓમાં ચંદ્ર ગ્રહણ ન હોય તો સૂર્ય ગ્રહણનો વિચાર કરવો સૂર્ય ગ્રહણથી મજબુત જોરદાર પરિણામ જણાય છે.

૫ વરખ અથવા વૃશ્ચિક રાશિમાં ગુરૂ હોય અને તેની સાથે બુધ અથવા શુક્રનો યોગ અથવા પ્રતિયોગ કે ક્રાંતિ સામ્ય યોગ બને છે ત્યારે ધરતીકંપનો બનાવ બનવા પામે છે.

૬ ત્રણ મહિના સુધીમાં ગ્રહણ ન હોય તો રવિ ચંદ્રનો યોગ અથવા પ્રતિ યોગ સમયની ગ્રહ સ્થિતિનો વિચાર કરવો. આ ગ્રહ સ્થિતિનો વિચાર કરતાં મેષ, કર્ક—તુલા અને મકર સંક્રાંતિ કાલની કુંડલીમાં ચોથા સ્થાનમાં પાપગ્રહો રહેલા હોય તો ધરતીકંપ જ્વાલામુખી વિગેરે બની મોટો નાશ થાય છે

૭ ચર રાશિ (મેષ, કર્ક, તુલા, મકર) માં વધારે પાપગ્રહો આવવાથી ધરતીકંપનો યોગ બને છે.

૮ સૂર્ય નજીક ધુમકેતુ આવવાથી ધરતીકંપ બને છે.

તથા કે. વા. શ્રી. બાલકૃષ્ણ દીક્ષિતનું પુસ્તક. વિ. ગો. નવાથેનું. કુડલી વિજ્ઞાન તથા જાતક સંગ્રહ તથા જ્યોતિર્માલા તથા શ્રીયુત પ્રાણજીવન હરિહર ભટ્ટનો લેખ વિગેરે વાંચીને સાયનવાદ પ્રમાણ તરીકે માનવા લખે છે ખરેખર આ ઉત્તરથી તો મને જેટલી ભયંકર શાસ્ત્રીની દશાપર દયા છુટે છે તેવી બીજા કોઇ ઉત્તરથી છુટતી નથી. શું નિર્ણય કરવામાં લેખો અનુવાદો તથા ભાષણો જો કાર્ય સાધક થતાં હતે તો આપણા પ્રાચિન શાસ્ત્રો કયારનાંય ભસ્મિ ભૂત થયાં હતે શાસ્ત્ર ચર્ચામાં તમારા જેવા શિખાઉના તથા લેખો વાંચ્યાથી કોઇપણ જાતનો નિર્ણય લાવવો અશક્ત છે તેવા લેખો અને અનુવાદો તમારા જેવા ભયંકર સજ્જ્ન માટેજ છે જો સાયનવાદ સિધ્ધ કરાવવા માગતા હોવ તો કોઇ જ્યોતિષ શાસ્ત્રના પ્રમાણો આપતાં શીખો તોજ તમારી કદર ગુજરાતની પ્રજા કરશે.

(૪) હવે જે મહાશયે મારી તરફથી તથા મારા પૂજ્ય વડીલ શાસ્ત્રીજી જય કૃષ્ણ ભાગવતા ચાર્ય તરફથી અનેક વર્ષો અભ્યાસ કરીને જ્ઞાન મેળવ્યું છે. તથા તેના પૂર્વજો પણ મારા દાદા શાસ્ત્રી પુરૂષોત્તમજી તરફથી જ્ઞાન મેળવેલ છે. તેજ મહાશય આજ જાહેર માસિક દ્વારા મને સાયન શબ્દના અર્થનું ભાન નથી તેમ જાહેર કરે છે આ તેમની પ્રશંસનીય ગુરૂ ભક્તીનો દાખલો છે બીજું તેઓ પોતાના પૂજ્ય ગુરૂવર્ય સુપ્રસિદ્ધ સાયનવાદી જ્યોતિષી ગણકભાસ્કર શ્રી વિષ્ણુ ગોપાલ નવાથે તરફથી જે પંચાંગ વિચાર નામનો મૂળ લેખ લખવામાં આવ્યો છે જેનું ભાષાંતર ભયંકરજી એ શરૂ કરેલ છે તે મહાશયે પોતાના ગુરૂના શબ્દનો પણ અર્થ સમજ્યા વિના જેમ પોતાને ગમ્યો તેમ અર્થ ઠોકી બેસાડ્યો છે. ગણકભાસ્કર લખે છે. "सायन पंचांग हेच खरे खरे शास्त्र शुद्ध पंचांग आहे" ગુરૂજીના શબ્દનું ભાષાંતર કરતાં આવડયું હોત તો આ વિષય આવી નિરર્થક ચર્ચાને પાત્ર ન બનત કારણ ગણક ભાસ્કર લખે છે કે સાયન પચાંગ છે એજ જ્યોતિષ શાસ્ત્રથી શુધ્ધ પચાંગ છે એજ મૂળ લેખકનો તથા તેના લેખનો આશય છે ત્યારે તેતા છ માસના નવિન વિદ્યાર્થીએ ગુરૂજીના શબ્દને તથા તેના અર્થને તિલાંજલી આપી શ્રુતિ સ્મૃતિ સૂત્ર પુરાણ ધર્મશાસ્ત્ર વિગેરે અનેક શબ્દો જોડી દઇને પોતાના ગુરૂવર્ય કરતાં પણ પોતાની વિદ્વતા વધારે છે એવો મિથ્યા પ્રલાપ કરે છે.

(૫) છેવટમાં તેઓના ગુરૂશ્રીને પુછયા શિવાય તેના કોઇક પ્રસંગે લખેલા પ્રશ્નો છપાવીને પોતાની સાથે પોતાના ગુરૂવર્યનું પણ શાસ્ત્ર પ્રત્યે અજ્ઞાન હોય તેમ જાણવામાં કારણ રૂપ થઇ શકે છે નહીંતર જે વ્યક્તી એક સુપ્રસિધ્ધ ગણક ભાસ્કરનો ખેતાબ ધરાવે છે તે ગુરૂવર્ય એક રત્નમાળામાંથી ઉપસ્થિત થતા તેના ઉત્તરને આપતા ગ્રંથમાં નિરિક્ષણ કર્યા શિવાય. જાહેરમાં જે પ્રશ્ન પુછવા તે વ્યાજબી નથી છતાં જો તે પ્રશ્ન ઉપર શાસ્ત્રાર્થ કરવાની ઇચ્છા હોય તો એક પ્રસિદ્ધ જ્યોતિષીઓની સભા ભરી અને ખુલાસો કરવો ઘટે છે શાસ્ત્રાર્થ. કાંઇ માસિક દ્વારા કે છાપા દ્વારા હોય નહીં તે તો સભાઓ ભરી. પરસ્પર વાદવિવાદમાં છેવટનો નિર્ણય કરાવી સત્ય શોધી શકાય, વિશેષમાં શ્રોતાવર્ગની હવા ખાઇ તાજા થઇને આવે ત્યારે પંડિતોની સભા ભરાવી. સાયનવાદ પહેલાં સિદ્ધ કરી અને ત્યાર બાદ અનુવાદો અને ચર્ચાનો પ્રત્યુત્તર આપો તો સારૂં ઇતિશમ્ બાકી તો હાલના વિદ્યાર્થી प्रज्ञात् संजायते रिपुः એ વાકયને લાયકતા છે.

પ્રભાશંકર વિઠ્ઠલજી શાસ્ત્રી.

# લગ્નની રાસ.

## AFFINITY IN MARRIAGE.

(પૃષ્ઠ ૧૮૪ થી ચાલુ.)

**એક સાધારણ અનુભવ—ખેંચાણનો કાયદો.**

આ સવાલને વિસ્તારપૂર્વક તપાસવા અગાઉ આપણને જીંદગીમાં મળતા કેટલાક અનુભવોનો વિચાર કરવાની જરૂર છે. કેટલીકવાર કોઇ અજાણ્યો માણસ આપણને આવી મળે છે; આપણે તેને પહેલીજવાર જોઇએ છીએ; તેની સાથે કશા વહેવારમાં આવ્યા નથી, છતાં આપણું દીલ તેની તરફ અજબ જેવી રીતે ખેંચાય છે. તેની સાથની થોડી પળની વાતચીત ઉપરથી વર્ષોની ધાડી મીત્રાચારી જેવું રૂપ લે છે, તેનાથી છુટું પડવા ગમતું નથી, અને આયંદે આ પીછાન જીંદગીભર નીભે છે. તેથી ઉલટું બીજો કોઇ અજાણ્યો માણસ આવી મળતાં તેની તરફથી કશું કારણ નહીં મળવા છતાં આપણને પહેલીજ નજરે તેની તરફ અણગમો, કચવાટ અને કોઇકવાર છુપી ધાસ્તી લાગે છે. સંજોગો એવા બને છે કે આપણને તેની સાથે ફરજીયાત વહેવારમાં આવવું પડે છે, અને આયંદે તે આપણી આખી જીંદગી દરમ્યાન આપણને નુકસાનકર્તા, આપણી "જીંદગીનું ઝેર" (Bane of Life) થઇ પડે છે. આ બે એકેકથી ઉલટા બનાવોનું કારણ શું? જો આવા વહેવાર અનુભવો ઉપર શાંત રીતે દરિયાફ્ત કરવામાં આવે તો "લગ્નની રાસ" ના સવાલને હસી કાઢવામાં આવે નહીં.

ઘણીકવાર એવું બને છે કે વર્ષોના જુના બે મિત્રોની વચ્ચે એક ત્રીજાની પીછાન શરૂ થાય છે. આ નવા મિત્ર માટે એકને ખેંચાણ ઉત્પન્ન થાય છે, બીજાને કુદરતી ખતરો અને અણગમો લાગે છે. તે એકની જીંદગીમાં ફાયદાકર્તા થઇ પડે છે, જ્યારે બીજાને અજાણપણે તે નુકસાનકર્તા થઇ પડે છે. આવા જુદા જુદા પ્રકારના સંખ્યાબંધ અનુભવો આપણને આપણી રોજીંદી જીંદગીમાં મળે છે. એમ થવાનું કારણ શું?

જાણીતો ઇંગ્રેજ જોશી સેફારીયલ જણાવે છે કે—

"Every observer of human life will have been struck by the strange instinctive likes and dislikes which some people manifest towards others of their own or the opposite sex. Two friends will take opposite views regarding the same person at first sight. There is a cause for it; and the science of horoscopy affords a useful and satisfactory explanation."—*New Manual of Astrology*, by Sepharial, P 124.

---

" કેટલાંક માણસો પોતાનીજ જાતીનાં કે સામી જાતીનાં બીજાઓ તરફ જે અજબ જેવું કુદરતી ખેંચાણ યા અણગમો દેખાડે છે, તે જોઇ માણસ જાતની જીંદગીનું અવલોકન કરનાર દરેક જણ છક થયા વગર રહે નહીં. બે મીત્રો પહેલીજ નજરે ત્રીજા એક સખ્સને જોતાં અકેકથી ઉલટાં મત બાંધશે. આ સઘળાં માટે ચોકસ કારણ છે; અને જ્યોતિષ વિદ્યા તેનો ઉપયોગી અને સંતોષકારક ખોલાસો આપે છે."—**ન્યુ મેન્યુઅલ ઑફ એસ્ત્રોલોજી,** પાનુ ૧૨૪.

ઘણીકવાર એવું બને છે કે એક મરદ યા ઓરતને બીજા, કોઇ મરદ યા ઓરત સાથે પીછાન થવા પછી તેનાથી પોતાને હંમેશ નુકસાન થાય છે, અને તે જાણી પોતે તેનાથી હંમેશ દુર રહેવાની તજવીજ કરે છે, તેની ગેરહાજરીમાં તેની તરફ અણગમો રહે છે, છતાં તેની હાજરી રજુ થતાં કાંઇ નહીં સમજ પડે એવી અસરથી તેના બંધમાં પાછું ગીરફતાર થવું પડે છે.

" On this earth, men are often, without their *own agency*, fated to be dangerous to others."—*Zanoni* by Lord Lytton.

" આ દુન્યામાં માણસો વારંવાર પોતાની મરજી વગર બીજાઓને જોખમભર્યાં થઇ પડવાની સરજત ધરાવે છે. "—**ઝેનોની,** ( લોર્ડ લીટન )

વળી સંસારમાં એવા પણ દાખલા મોજુદ છે કે જેમાં એક મરદ અને એક ઓરત એકમેકની ગેરહાજરીમાં પરસ્પર પ્યાર અને ખેંચાણ ધરાવે છે, છતાં બંને એકમેકની રૂબરૂ થતાં તે બેમાંથી એકના દીલમાં કાંઇ કુદરતી ધારતી કે અણગમો ઉત્પન થાય છે. સાધારણ માણસોને કદાચ આવા દાખલાઓ નહીં માનવા જોગ લાગે, પણ એક જ્યોતિષ વિદ્યાના અભ્યાસીના હાથમાં આવા સંખ્યાબંધ " કહાણી કીસ્સાઓ " આવે છે; કે જે " લગ્નની રાસ " ના સવાલની અગત્યતા બહુ મજબુત રીતે પુરવાર કરે છે.

આવાં પરસ્પરનાં ખેંચાણ અને અણગમાનો એક સાધારણ ખોલાસો જન્મ થતી વખતે ઉગતી રાશી, જે જ્યોતિષ વિદ્યામાં " જન્મ લગ્ન " ને નામે ઓળખાય છે, તે છે. સામસામી રાશીમાં જન્મેલા બે મરદોને પરસ્પર અણગમો રહે છે. બેશક આ માત્ર એક સામાન્ય કારણ છે, એમાં જન્મ કુંડળીમાં રહેલા ગ્રહોની સ્થીતિથી ઘણો ફેર પડે છે. ખેંચાણ અને અણગમા માટેની મુખ્ય અસર સૂર્ય, ચંદ્ર મંગળ અને શુક્ર ઉપર આધાર રાખે છે.

### લગ્નની અગત્ય.

માણસની જીંદગીમાં જન્મ, લગ્ન અને મરણ એ ત્રણ સૌથી અગત્યના બનાવો છે. લગ્નનો બનાવ જીંદગીના સૌથી અગત્યના અને ઉપયોગી ભાગ ઉપર અસર કરતો હોવાથી તે બનાવમાં અતી ઘણી સંભાળની જરૂર છે. એ બનાવ ઉપર માત્ર તે જોડાંનાં સુખ દુઃખનો આધાર રહે છે; અને સૌથી વધુ અગત્યનું ભવિષ્યની પ્રજાનો તમામ આધાર-બલકે આગળ વધીને કહીએ તો એક કોમનો ભવિષ્યનો આધાર-લગ્નના બનાવ ઉપર રહે છે.

"On this most important of all questions depend many very vital issues. Not only is the moral and spiritual welfare of the contracting parties involved, but that also of successive generations."—*A Manual of Occultism*, by Sepharial, p. 57

"સઘળા સવાલોમાંના આ વધુ અગત્યના સવાલ ઉપર ઘણાએકનો અતી અગત્યનો પરીણામોનો આધાર રહેલો છે. માત્ર પરણતાં જોડાંનાંજ નહીં, પણ તેમની પછીની ભવિષ્યની ઓલાદોની નીતીને લગતો મીનોઇ વધારવાનો સંબંધ આ સવાલ સાથે જોડાએલો રહે છે."—એ મેન્યુઅલ ઑફ ઓકલ્ટીઝમ (સેફારીયલ) પાનું ૫૭.

## લગ્નની પવિત્રાઈ.

પારસીઓમાં લગ્નનું ધોરણ સાધારણ રીતે ઢંગધડા વગરનું છે. જ્યાં માબાપની મરજીનો સવાલ હોય છે, ત્યાં કોઇકવાર લગ્નની રાસ દેખાડીને કામ લેવામાં આવે છે, છતાં તે સંબંધમાં મળતી ખામી ભરી સલાહને લીધે કોઇકવાર પરિણામ અસંતોષકારક આવે છે. જ્યાં જોડાંની પોતાની મરજીનો સવાલ હોય છે, ત્યાં કેટલીકવાર ટુંક મુદતની લાગણીથી દોરવાઇ જઇને તેને "પવિત્ર પ્યાર" સમજીને લગ્નની ગોઠવણ કરવામાં આવે છે, અને પછી પેલો "પવિત્ર પ્યાર" થોડી મુદતમાં ઠંડો થઇ જાય છે, અને તેને બદલે ઉલટીજ લાગણીઓ દેખાવ દે છે. એટલા માટે જીંદગીના સાથીની ચુંટણી કરતી વખતે આખી જીંદગી તેની સાથની સોબતમાં કેવી જશે તે જાણવા માટે લગ્નની જે ગોઠવણ ઉપર સૌથી વધુ ધ્યાન અને ખર્ચની જરૂર છે તે રાસ દેખાડવાનું કામ છે. આ બનાવ વખતે લાગણીથી દોરવાઇને મરદ અને ઓરત ઘડીભર આતુર અને ખુશાલ બને છે, મા બાપ એક "ભલાઇનાં કામ"ની તકથી ખુશાલીમાં આવી જાય છે. પણ આખી જીંદગીનાં સુખની ખુશાલીનો ભવિષ્યની ઓલાદનો, કોમની ઉન્નતીનો ગંભીર ખ્યાલ કેટલા જીવોને હોય છે? આ બનાવ સાધારણ રીતે એક દિવસની ખુશાલી, ખાણીપીણી, તોફાન, અને ઘણીકવાર છેક હલકી કોમોને છાજતા દેખાવો સાથે પુરો થાય છે. જે બનાવ વખતે ભવિષ્યની ઓલાદની ઉત્પત્તિનાં મીનોઇ કામ માટેનાં આ જોડાણ ઉપર ફીરેસ્તાઇ હાજરી અને આશિર્વાદની જરૂર, તે વખતે આપણી લગ્નની મીજલસોમાં ખુદ આશિર્વાદની ક્રિયા પણ જોઇતી ગંભીરાઇથી થાય છે કે? તે વખત પણ કેટલીકવાર ન છાજતી રમુજ સાથે પસાર થાય છે. એક લગ્નની ક્રિયાનો એક ઝાંખો ચીતાર આજે પણ ઘારાપુરી (Elephanta) ની ગુફાઓનાં કોતરકામમાં મળે છે, કે જ્યાં લગ્નની ક્રિયા વખતે પરણતાં જોડાંના માથા ઉપર આશિર્વાદ દેવા માટે દેવતાઓની હાજરીનો દેખાવ રજુ કરવામાં આવ્યો છે. પણ પારસી કોમ ફીરેસ્તાઇ હસ્તીઓ સાથના આપણા સંબંધ કે વહેવારના ખ્યાલનેજ ભૂલી ગઇ છે, એટલે લગ્ન તો માત્ર જાનવરી જીંદગીની જરૂરીઆતના બનવા કરતાં વધુ ઉંચો દરજ્જો ધરાવતાં જણાતાં નથી. અને ઈંગ્રેજ સંસાર માટે જે નીચલો ચીતાર એક બાનુ લખનારે આપ્યો છે, તે પારસી સંસારને શું લાગુ પડતો નથી?

[અપુર્ણ.]

"ઓરો દીલબહાર"ની ખુશબો ઘણીજ દીલખુશ છે.

# રાજયોગ.

૧ જેની જન્મકુંડલીમાં ત્રણ કે ચાર ગ્રહો ઉચ્ચના અથવા મુલ ત્રિકોણમાં બલવાન્ થએલા હોય તો તે રાજવંશમાં જન્મ પામી રાજા બને છે.

૨ જેની જન્મકુંડલીમાં પાંચ કે છ ગ્રહો ઉચ્ચના અથવા મુલ ત્રિકોણમાં બલવાન્ થએલા હોય તો તે ગરીબ કુલમાં જન્મેલો પણ રાજા બને છે.

(ક) શુભ ગ્રહો ઉચ્ચના કે મુલ ત્રિકોણી હોય તો તે રાજા પ્રભાવશીલ, દયાળુ અને પ્રજાનું રક્ષણકર્તા નીવડે છે.

(ખ) પાપગ્રહો ઉચ્ચના કે મુલ ત્રિકોણી હોય તો તે રાજા દુરાચારી, નિર્દય અને પ્રજાનું ભક્ષણકર્તાને નાસદાયી નીવડે છે.

૩ જેની કુંડલીમાં ચંદ્રમા ધનરાશિમાં હોય અને ગુરૂ, શુક્ર પણ ધનરાશિના હોય અને મંગલ ઉચ્ચનો હોય તેમજ મકર રાશિના પુર્વ ભાગમાં શનિ હોય ને કન્યા રાશિમાં બુધ હોય તો તે અનેક વિદ્યામાં હુશીઆર રાજા થાય; ઉપરની ત્રીજી કલમ પ્રમાણે આ કુંડલી ઉપરથી સ્પષ્ટ ઉદાહરણ

(૧) વિદ્વાન્ રાજાની કુંડલી.




૪ જેની કુંડલીમાં શુકલપક્ષનો ચંદ્રમા કર્ક રાશિનો થઇને જન્મ લગ્નમાં હોય અને સાતમે બુધ, છઠ્ઠે સૂર્ય, ચોથે શુક્ર, દશમે ગુરૂ, ત્રીજે મંગલ અને શનિ એવો યોગ હોય તો તે રાજ્યલક્ષ્મી ભોગવનાર, સફેદ છત્ર ચામરથી શોભાયમાન રાજા બને છે. તેની કુંડલીનું ઉદાહરણ નીચે પ્રમાણે છે.

(૨) પૈસાદાર રાજાની કુંડલી.




૫ જેની કુંડલીમાં કુંભ રાશિનો શુક્ર, મેષ રાશિનો મંગલ, કર્ક રાશિનો ગુરૂ, વરખનો ચંદ્ર ઉચ્ચનો સૂર્ય અને ઉચ્ચનો શનિ હોય તો યશસ્વી. દરેક ઠેકાણે પ્રસિદ્ધ અને કીર્તિમાન્ રાજા થાય છે.

(૩) યશસ્વી રાજાની કુંડલી.




(૪) પ્રજાપ્રિય રાજાની કુંડલી.




અપૂર્ણ. તંત્રી

# શુભાશુભ યોગોનું વર્ણન.

૧ ચંદ્રમાથી સાતમે, છઠ્ઠે અને આઠમે-બુધ, ગુરૂ અને શુક્ર હોય તો રાજાનો સેનાપતિ અથવા મંત્રી (દિવાન) અથવા નાનો રાજા થાય છે. તે સુખ, ધન અને વૈભવ ભોગવનાર, શત્રુઓને જીતનાર, લાંબા આવરદાવાળો, રોગ અને ભયથી રહિત થાય છે.

### (૧) સેનાપતિની કુંડલી.




૨ લગ્નથી છઠ્ઠે સાતમે અને આઠમે શુભ ગ્રહો હોય અને પાપગ્રહોની દૃષ્ટિ કે સાથે રહેવું ન હોય તો તે લગ્નાધિયોગ કહેવાય છે. આ યોગવાળો મનુષ્ય ઘણા શાસ્ત્રોને જાણનાર, તમામ વિદ્યામાં કુશલ, સેનાનો મુખ્ય અધિકારી, કપટ વિનાનો, કીર્તિવાળો, સારી સમૃદ્ધિ ધરાવનાર, અને સદ્ગુણી થાય છે.

### (૨) લગ્નાધિયોગની કુંડલી.




૩ જેની જન્મકુંડલીમાં ચંદ્રમાથી કેંદ્રસ્થાનમાં ગુરૂ હોય તો ગજકેશરીયોગ થાય છે; શુક્ર, બુધ અને ગુરૂથી ચંદ્રમા દેખાએલો હોય અને તે ત્રણે ગ્રહો નીચના કે અસ્તના ન હોય તો પણ ગજકેશરી યોગ થાય છે. આ યોગવાળો મનુષ્ય તેજસ્વી, ધનવાન્, બુદ્ધિશાળી, સદ્ગુણી, અને રાજાઓ તથા ધનવાન્ ગૃહસ્થો સાથે પ્રીતિ કરનાર હોય છે.

### (૩) ગજકેશરીયોગ પહેલો.




આ પહેલી કુંડલીમાં ચંદ્રથી ચારે કેન્દ્રમાં ગુરૂ મુકેલો છે તે ઉપરથી સ્પષ્ટ રીતે સમજાશે કે આ પ્રમાણે ચંદ્રથી ગુરૂ કોઇપણ સ્થાને હોય ત્યારે ગજકેશરી યોગ બને છે, અથવા બીજી આ કુંડલી બતાવેલી છે તે ઉપરથી પણ ગજકેશરી યોગ થાય છે તે કુંડલીનું ઉદાહરણ આ પ્રમાણે છે;

### (૪) ગજકેશરીયોગ બીજો.




તેમાં પણ વધુ ખુલાસો એવો છે કે ચંદ્રથી સાતમેસ્થાને રહેલા શુક્ર ને બુધ સંપૂર્ણ દૃષ્ટિથી ચંદ્રને જુએ છે અને ગુરૂની વિશેષ દૃષ્ટિ હોવાથી પાંચમે નવમે કે સાતમે રહીને ચંદ્રને સંપૂર્ણ જુએ છે તે આ સાથેની કુંડલીમાં બતાવેલું છે. તેથી પણ ગજકેશરી યોગ બને છે. તેનું ફલાદેશ સારૂં લેખાય છે અને તે ઉપર બતાવ્યા પ્રમાણે ફલ આપે છે. અપૂર્ણ. તંત્રી

## વિધિનું વૈચિત્ર્ય
### અથવા
### પ્રબોધિ પાંટલ પુષ્પ.

લેખક-રા. બ્રહ્માનંદ.



( પૃષ્ઠ ૧૪૫ ના અનુસંધાનથી.)

આને થયું છે દુઃખ આખા જન્મનું થોડું નથી,
આવે કદાપિ આપણા પર તો અધિક એથી નથી;
ગુણ સહનતાનો ધારી મોટો સહન સઘળું એ કરે,
તો આપણે કે' કેમ ના કરવું સહન દીલથી ખરે. ૩૪
બેની કથન એ ધ્યાન રાખી અન્યને ઉપદેશજે,
કલ્યાણ તારું પણ થશે તું શ્રેણિએ એ ચાલજે;
કહી ભાઇએ શાન્તિ ધરી, ઘટીયંત્રમાં નવ તો થયા,
જાવા થઇ ઇચ્છા ગૃહે સૌ ચાલતાં ત્યાં તો થયાં. ૩૫

ગઝલ.

પડયાં પ્રાસાદને પન્થે સહુ ઉદ્યાનમાં રહીને,
મનોહર ગંધ પુષ્પોનો મધુર શાન્તિ થકી લઇને. ૩૬
હતી કાં કેતકી ચંપા બકુલની બ્હાર તો ન્યારી,
કરણ ને સપ્તપર્ણોની સુગંધી લાગતી પ્યારી. ૩૭
કહીં દાડમ, કહીં આંબા, કહીં નારંગી તો રંગી,
કદમ્બો શોભતાં સારાં લતા વૃક્ષોતણી સંગી. ૩૮
પરસ્પરથી મળી વૃક્ષો છવાયાં ઘટ્ટ રીતિએ,
નિરખતાં સૌ ગયાં ઘેરે હૃદયની ઓર પ્રીતિએ. ૩૯
જઈ ગૃહસ્વર્ગમાં સર્વે બિછાનામાં પડયાં પ્રેમે,
સ્વીકારી દેવીની સેવા-પડયાં નિદ્રામહીં નેમે. ૪૦
શયનગૃહમાં ગયો બંધુ જતાં તો કાંઇ ત્યાં જોયું,
થતું ગાન ત્યાં પ્યારૂં હૃદય જોતાં તરત મોહ્યું. ૪૧

પ્રિયા પોતાતણી શૈઇ વીણાને ગાન કરતી'તી,
ક્ષણે આનંદ તો આવે મુખે તે હાસ્ય ધરતી'તી. ૪૨
છુપો ઉભો જરા પ્રેમી પ્રિયાના ગાનને લીધે,
ખુશીથી સાંભળું સ્નેહે ધરી એવું હૃદય રીઝે. ૪૩

*  *  *  *

ક્ષણે પુરૂં થતાં પહેલું ઉપાડ્યું ગાન તો સ્હેલું,
વીણાના તારને સાંધી અહા પોતે બનાવેલું. ૪૪
પતિસેવા કરે પત્ની ગણીને ધર્મ પોતાનો,
પતિને દેવ જે માને ઉદય તેનોજ થવાનો. ૪૫
સુખે તેના સુખે રહે છે, દુઃખે તેના દુઃખો રહે છે,
સુખે દુઃખે સમી રહે છે સતી એ ધર્મ માને છે. ૪૬
સતીનાં લક્ષણો એવાં પતિનાં હો ગમે તેવાં,
તથાપિ ઇશ માનીને પૂજે તે સાહ્ય રહેવાનાં. ૪૭
શિયળને સાચવે દેવી સતીના ધર્મને સેવી,
સુખી તે થાય આ લોકે રહે સ્વર્લોકમાં તેવી. ૪૮
રિઝાવે જે પતિ પ્રેમે પતિ ત્હેને રિઝાવે છે,
ખુશી ત્હેના પરે દેવો રહીને સાહ્ય આપે છે. ૪૯
પતિસેવા પ્રભુસેવા ગણો તો એજ છે મેવા,
કહો જો ધર્મ તો એ છે નથી એથી બીજા દેવા. ૫૦
સદા સત્સંગ તો સારો વિનય ચિત્તે સદા ધારો,
ગણો નીતિ કદી રાખી ઉભય લોકેજ એ તારો. ૫૧
પતિઆજ્ઞા ઉપોષણ છે, શરીરનું એજ શોષણ છે,
સુખે જો હોય તો રહેવું શરીરનું એજ પોષણ છે. ૫૨
હિતસ્વી છે પિતામાતા દીધો જે તેમણે સ્વામી
હૃદયથી સેવજો તેને પ્રભુસમ [illegible] જાણી ૫૩
હૃદયં, વાણી અને દેહે પતિ ઉલ્લંઘતીનાં જે
સદાચારે રહી કીર્તિમતી થઇ જાય સ્વર્ગે તે ૫૪
અધમ સ્વામી કદી હોયે સુધારો સ્નેહથી તેને
પ્રભુ ફળ આપશે તેનું કર્યું મિથ્યા થતું ના તે ૫૫
ખુશીથી ગૃહતણી રાખો વ્યવસ્થા સર્વથા સારી
ગૃહિણી એ ગણાયે છે અલૌકિક ઉત્તમા નારી. ૫૬
અહા શો ધર્મ તો પ્યારો પ્રભુનો શાંન્તિનો ધારો,
સતીને તે હૃદય પ્યારો જણાયે અન્ય ને ન્યારો. ૫૭

અપૂર્ણ.

# ભારતના ઉદ્ધાર માટે

## ઇશ્વર પ્રત્યે અંતરોદ્‌ગાર.



[ રાગ ભીમપલાસ વિલંબિત તાલ. ]

નાં બાળ અમો એ ઇશ! પ્રણયથી
(સર્વે કરીએ પ્રણામ- કરીએ પ્રણામ.
(પૃષ્ઠ ૧૪૫ જીવનમાં ચારકી આશે નિરાશ થાતાં;
આને થયું છે દુઃખ આખા ખુશી બનશે દુખહર તારૂં.
જપીએ નામ—જપીએ નામ. ૧
આવે કદાપિ આપણા પેર તાં ભરતભૂમિનું ગૌરવ જાતાં,
ગુણ સહનતાનો ધારી મોટો સહન સઘળુ આવ્યા સુખકર
તો આપણે કે' કેમ ના કરવું ભારતી ધામ—ભારતી ધામ. ૨
બેની કથન એ ધ્યાન રાખી અન્યને ઉપર અર્જુનભીષ્માદિક વીરોની,
કલ્યાણ તારૂં પણ થશે તું શ્રેણિએ અમારે
—હરવા કામ. ૩
કહી બાઇએ શાન્તિ ધરી, ઘડીયંત્રમાં નવ તો થયા,
અન્યો આકારો.
જાવા થઇ ઇચ્છા ગૃહે સૌ ચાલતાં ત્યાં તો થય.
ધામ. ૪
અમારે

ગઝલ.

પડયાં પ્રાસાદને પન્થે સહુ ઉદ્યાનમાં રહીને,
મનોહર ગંધ પુષ્પોનો મધુર શાન્તિ થકી લઇને. ૩૬ મુ. ૧
હતી કાં કેતકી ચંપા બકુલની બ્હાર તો ન્યારી,
કરણ ને સપ્તપર્ણોની સુગંધી લાગતી પ્યારી. ૩૭
કહીં દાડમ, કહીં આંબા, કહીં નારંગી તો રંગી,
કદમ્બો શોભતાં સારાં લતા વૃક્ષોતણી સંગી. ૩૮
પરસ્પરથી મળી વૃક્ષો છવાયાં ઘટ્ટ રીતિએ,
નિરખતાં સૌ ગયાં ઘેરે હૃદયની એર પ્રીતિએ. ૩૯
જઈ ગૃહસ્વર્ગમાં સર્વે બિછાનામાં પડયાં પ્રેમે,
સ્વીકારી દેવીની સેવા-પડયાં નિદ્રામહીં નેમે. ૪૦
શયનગૃહમાં ગયો બન્ધુ જતાં તો કાંઇ ત્યાં જોયું,
થતું ગાન ત્યાં પ્યારૂં હૃદય જોતાં તરત મોહ્યું. ૪૧

# Medical Astrology.

## રોગ નિદાન.

(જોશી રણછોડલાલ મગનલાલ)

—:૦:—

### વ્રણ રોગ.

रोगस्थानगते सूर्ये तद्भावे पापसंयुते
पापदृष्टियुते नाभौ पैत्तिकाद् व्रणमादिशेत ॥

છઠ્ઠા સ્થાનમાં રહેલો સૂર્ય જો પાપગ્રહોની સાથે હોય અથવા પાપગ્રહોથી સંપૂર્ણ દ્રષ્ટિએ જોવાતો હોય તો નાભિના ભાગમાં ઉષ્ણતાથી (પિત્તવિકારથી) વ્રણ (છિદ્ર) નો રોગ કરે છે:




છઠ્ઠા સ્થાનનો નાભિ ઉપર અમલ છે; અને સૂર્ય છઠ્ઠે સ્થાને પાપગ્રહો સાથે અથવા પાપગ્રહોથી જોવાતો હોય તો નાભિના ભાગમાં વ્રણનો રોગ થાય છે એ પ્રમાણે ગ્રંથકાર કહે છે; સૂર્ય અને મંગળ આ બે ગ્રહો વ્રણ ઉત્પન્ન કરે છે તેમાં પણ રવિ કરતાં મંગલનો પ્રભાવ વધારે છે આ યોગનો રાશિ ઉપરથી વિચાર લીધો નથીજ; ખરી રીતે તો રવિ કઇ રાશિનો હોય તો રોગ કરે છે તે જોવું જોઇએ. મેષ અને મન રાશિ મુખ્યતે રોગ ઉત્પન્ન કરનાર છે તો આ રાશિ ઉપર રવિ-મંગળ હોય અને શનિની દૃષ્ટિ હોય તો વ્રણરોગ થવાનો સંભવ છે; આ પ્રમાણે જો રોગ થયેલો હોય તો મટી શકવો મુશ્કેલ છે, રવિ સાથે શનિ હોય અને મંગલની દૃષ્ટિ હોય તો પણ વ્રણ રોગ થાય છે એમ સમજાય છે.

શ્લોક.

तथाभूते निशानाथे क्रूरदृष्टेतदंशके ।
वातार्दितो भवेजातो रक्तपित्तार्दितःकुजे ॥
श्लेष्मवातार्दितेसौम्ये तथाभूते विशेषतः ।
जीवेतुविद्रधिर्वाच्यः शुक्रेमूत्रातिसाररुक्॥
तथाभूतेशनौगुल्म रोगो वात्र विशेषतः ।
राहुकेतुसमायुक्ते बाधापैशाचिनीस्मृता ॥

સૂર્યની માફક ચંદ્ર પણ છઠ્ઠાસ્થાનમાં પાપગ્રહોની સાથે અથવા પાપગ્રહોથી જોવાતો અને પાપગ્રહોના નવમાંશમાં હોય તો વાયુ વિકારથી ફેલ્લાનો રોગ થાય છે. તેવીજ રીતે પાપગ્રહોની સાથે અને પાપગ્રહોની દૃષ્ટિવાળો મંગળ છઠ્ઠાસ્થાનમાં હોય, તો લોહિવિકાર અને પિત્તથી ફોલ્લાના રોગની ઉત્પત્તિ થાય છે. તેમજ બુધ પણ પાપગ્રહોની સાથે રહી પાપગ્રહોથી જોવાતો અને પાપગ્રહના નવમાંશ વાળો હોય તો. કફવિકારથી વ્રણ (છિદ્ર) નો રોગ કરે છે. ને પ્રમાણે ગુરૂ પણ છઠ્ઠાસ્થાનમાં પાપગ્રહોની દ્રષ્ટિ અને નવમાંશવાળો હોય તો વિદ્રધિ (સોજ્ન) નો રોગ થાય છે. અને શુક્ર પણ પાપગ્રહોની સાથે અને પાપગ્રહોથી જોવાતો પાપગ્રહના નવમાંશમાં હોય તો મૂળનો વ્યાધિ અને અતિસાર (સંગ્રહણી) નો રોગ થાય છે. વળી શનિ પણ પાપગ્રહોથી

યુકત તથા જોવાતો અને પાપગ્રહોના નવમાંશવાળો થઇ છઠ્ઠા સ્થાનમાં પડેલો હોય, તો ગુલ્મ (ગોળા) નો રોગ થાય છે. એવી રીતે રાહુ કેતુ છઠ્ઠાસ્થાનમાં પાપગ્રહોની સાથે, પાપગ્રહોના નવમાંશમાં પાપગ્રહોથી જોવાતો હોય તો ભૂત પ્રેતની પીડા થાય એમ જાણવું. આ ઉપરથી દરેક ગ્રહો છઠ્ઠાસ્થાનમાં પાપગ્રહોવાળા અને પાપગ્રહોથી જોવાતા હોય તો રોગ ઉત્પન્ન કરે છે. એમ ગ્રંથકારનો મત છે. પણ એમાં રાશિનો વિચાર બીલકુલ કર્યો નથી. જેથી યુકત અને દ્રષ્ટ એનો અર્થ એવો થશે કે જ્યારે બે ગ્રહો જુદા જુદા ? દર્જ અંશમાં હોય ત્યારે તે યુકત (સાથે) છે. અને એક ગ્રહ જેટલા અંશે રહી. તેટલા અંશવાળા બીજા ગ્રહને જુવે, તો બીજો ગ્રહ દ્રષ્ટ (જોવાયલો) છે. એવો અર્થ કરાશે. પણ ગ્રહો જુદા જુદા અંશના એકજ રાશિમાં રહેલા હોય તો યુકત (સાથે) છે. એવું બરાબર કહેવાશે નહિ. જેથી તેનું પરિણામ દરેક પંડિતો સ્વતંત્ર પણે પોતાને યોગ્ય લાગતો અર્થ કરશે. (ક્રમશઃ)

## તંત્રીની નોંધ.

### કોઇ નીકળી આવશે કે ?

આ સ્થાવર જંગમ તમામ વસ્તુઓ ગ્રહોના આધારે રહેલી છે અને તે ગ્રહોથીજ સચરાચરવ્યાપક છે હવે તો મ્હોટી કોંગ્રેસો વખતે પેટા કોંગ્રેસો ઘણી થાય છે તેમાં જોશી મહારાજેએ પણ અરધી કરવા માંડી છે. કહે છે કે ચાલુ કાકીનાડા કોંગ્રેસમાં ज्योतिष परिषद् ભરાવાની છે અને વેદાંગ રૂપ મનાતા જ્યોતિષશાસ્ત્રની ચર્ચાઓ પણ થવાની છે. ભલે ભાઇ-ભલે પરંતુ આ જ્યોતિષ શાસ્ત્રની પરીષદો કરી ઠરાવો પાસ કરી બેસી રહેવાથી તેની ઉન્નતિ **આકાશ કુસુમ** માફક લાગશે. કારણ કે ઘણી બારીક ગણત્રીઓ કરવી, ગ્રહનિરીક્ષણ કરવું અને પ્રત્યક્ષ ગ્રહોના અસ્ત ઉદય ગ્રહણ વિગેરે બતાવવું જોઇએ છીએ તે ઠરાવોથી નહિ થાય. અમારી સમજ પ્રમાણે ગ્રહોનો બરોબર વેધ લેવો હોય અને બારીક નિરીક્ષણ કરી ખરી ગણત્રીઓ કરવી હોય તો વેધશાળાઓ (ઓબ્જરવેટરી) બનાવો અને વિચારોની આપ લે માટે સાર્વજનીક પત્ર કાઢો અને સારા વિદ્વાનોને ચોકકસ અવધિ સુધી અમુક જગાએ રાખી નિર્ણય કરો તોજ પંચાંગ શુદ્ધ થાય અને ઐકય વધે આને માટે એકજ ઉપાય પ્રથમ **વેધશાળાનો** છે તે માટે આગળ પડતો ભાગ લેવા માટે કોઇ નીકળી આવશે કે! ટાઇમની મારામારીઓ; જુદા જુદા પંચાંગોનું પ્રકટ થવું; સાયન-નિરયની તકરારો વિગેરે ભેદભાવોથી પ્રજાને હાડમારીઓ વેઠવી પડે છે એક આજે મકરસંક્રાંતિ કહે તો બીજાના મતમાં પંદર દિવસ પહેલી કે પછી આવે; કોઇ અમુક અધિક માસ માને તો બીજાના મતમાં એ માસ પછી કે પહેલો અધિક માસ આવે; ગ્રહોના ઉદય અસ્ત, એક બીજી રાશીમાં ગ્રહોનું જવું, તેમાં પણ વધુ ફેર આવે છે; ચાલુ પચાંગોમાં તિથીફેર, નક્ષત્રોનો ફેર વિગેરે આવે અને તેથી દરરોજની ચંદ્રરાશિ પણ ફરે તો હવે ખરૂં શું તે સમજવાને જરૂર નથી શું? અવશ્ય છે. પૂર્વના સમયમાં આવી રીતે જ્યારે મત ભેદ પડતો ત્યારે રાજાઓ મતભેદવાળા સારા સારા વિદ્વા-

નોને એકઠા કરી નિર્ણય કરતા હતા અને ઐક્ય સાચવતા;હાલમાંતો તે બાબતમાં અંબળા જેવડું મીંડું છે; પ્રજાને તો ઘણી જરૂર છે કે એક નિર્ણય થાય પરંતુ રાજાઓને તેની કયાં પડી છે. કેટલાક રાજાઓ વેપારીઓ બને તો કેટલાક દૂર દેશાવર વિલાયત અમેરિકા વિગેરેની મુસાફરીઓ કરી સ્વર્ગીય સુખ માને; નથી તેમને પ્રજાની દરકાર કે નથી તેમને સમયની દરકાર—વારંવાર મુસાફરીઓ કરવી એશઆરામ ભોગવવો અને આનંદમાં દિવસો પસાર કરવા એજ જન્મનું સાફલ્ય માન્યું છે; પરંતુ પહેલાંના સમયમાં બીલકુલ તેમ ન હતું. આવી ભાવનાથી નામના ન થાય, વિદ્યાવૃદ્ધિ ન થાય અને અખંડયશ ગવાય નહિ. જુઓ વિદ્વાને આશ્રય આપનાર ભોજરાજા સરખા રાજાઓનાં નામ અમર રહી ગયાં છે અકબર—બીરબલ જેવાઓની કીર્તિ ગવાય છે આનું નામ તે જન્મનું સાફલ્ય ગણાય; આવી રીતે વેધશાળા માટે દાનેશ્વરી આશ્રયદાતા અને તે બાબતમાં અગ્રગણ્ય નેતાઓ તથા પુરૂષાર્થી બંધુઓ કોઇ નીકળી આવશે કે ? આ બાબતમાં રાજાઓએ તથા પ્રજાએ લક્ષ આપવાની જરૂર છે " उद्योगिनं पुरुषसिंह मुपैति लक्ष्मीः આવા ઉદ્યોગથી જરૂર સાફલ્યતા મેળવાશે અને ભાવી પ્રજાઓને આવકાર દાયક લેખાશે

## વર્તમાન મંજૂષા.

કોકોન્ડામાં ૧૯૨૩ ના ડીસેંબરમાં નેશનલ કોંગ્રેસ ભરાવાની છે આ વખતે અહોનો યોગ તપાસતાં વિરોધકારી સમય નથી લાગતો પરંતુ ઐક્ય વધશે અને સમાધાનીથી સંતોષ પૂર્વક વધારે મજબુત ઠરાવો અને નિર્ણય થવા સંભવ છે. તેની કુંડલી અને વધારે સ્પષ્ટતા આવતા અંકમાં આપવા ધારેલ છે.

## જોશીઓની કોંગ્રેસ.

ઉપરનાજ અરસામાં અને તેજ સ્થાનમાં ઓલ ઇંડીઆ જ્યોતિષ કોંગ્રેસ ( भारतीय ज्योतिष परिषद् ) તા૦ ૨૭ મીએ પહેલ વહેલી ભરાવાની છે જો કે અમારા ઉપર આમંત્રણ આવેલું હતું પરંતુ તે સમયે પહોંચી શકાય તેટલો અવકાશ ન રહેવાથી મુબારકબાદીનો તાર અને પત્ર લખી દીધો છે; भारतीय ज्योतिष परिषद નો પ્રારંભ મંગલમય થાઓ અને સુસંસ્કારી નીવડી પરિશોધન કરવાની ઉત્કંઠાઓ વધે ; હમેશાં આ પ્રમાણે પરિષદની ખાસ જરૂરીજ છે સારા ઐક્યના ઠરાવો કરી અમલમાં લાવો આકાશ રચના ( એસ્ટ્રોનોમી ) ગ્રહચાર, ફલિત વિગેરે ઉપર મજબુત વિચારોની છાપ લે કરી સરકારો સુધારો અને એક મ્હોટી વિશ્વ વ્યાપી વેધશાળા ઉભી કરી ગ્રહોની ગણત્રીમાં સરકારો આપી પંચાંગનું ઐક્ય કરવાની અને તે માટે ગ્રહલાઘવ વિગેરે પુસ્તકોના આધારથી नविनकरणमय તૈયાર કરવાની સર્વે ને સદ્‌બુદ્ધિ આપો અને તે માટે મજબુતાઇથી તૈયારી કરી પુરૂષાર્થી બનો એવી પ્રભુ પ્રાર્થના છે; આ પ્રમાણે તારથી અને પત્રથી ચંદ્રોદય ઓફીસ તરફથી સહાનુભુતી જણાવી છે.

## જ્યોતિષ સંશોધન સમિતિ.

મુંબઇની જ્યો૦ સં, સમિતિ તરફથી પ્રમુખ પંડિત રમાપતિ મિશ્રજીની આજ્ઞાથી મંત્રી મણિશંકર પંડિતે કોકોન્ડા જ્યોતિષ પરિષદ્ ને મુબારકબાદીનો સંદેશો પાઠવ્યો છે.

### જોશીને ત્યાં વિષ્ણુયાગ.

અમારા વૃદ્ધ ગુરૂવર્ય જ્ઞાનદાતા જ્યોતિર્મણિ દલસુખરામ હીરેશ્વર જોશીએ પોતાના પ્રાંતીજ ગામમાં વિષ્ણુયાગ કરી પોતાની જ્ઞાતીનું સમેલન તા૦ ૧૩-૧૨-૨૩ ના રોજ કર્યું હતું આ યજ્ઞનો ત્રણ દિવસ સમારંભ રાખેલો હતો જોશીજીના અંતઃકરણની પ્રેમ ભક્તિ અને પોતાના જ્ઞાતિ બંધુઓ સાથે નિખાલસ સ્નેહ સંબંધ હોવાથી બહાર ગામથી ઘણા જ્ઞાતિબંધુઓ આવેલા હતા તેમજ અમદાવાદ મુંબઇ અને કાઠીઆવાડથી કેટલાક વિદ્વાનો-જોશીઓ પધારેલા હતા લગભગ રૂ. ૩૦૦૦ ખરચો કરી નિર્વિઘ્ને યજ્ઞની સમાપ્તિ કરવામાં આવી છે પરમાત્મા આવા સદ્બુદ્ધિદાતા જોશીજીને દરેક રીતે સુખ સંતોષ આપી વંશ વૃદ્ધિ કરો એવી નમ્ર અભ્યર્થના છે. તંત્રી.

### અમદાવાદમાં પુરાણીને ત્યાં અષ્ટોત્તર શત ભાગવત પારાયણ.

અમદાવાદમાં સુપ્રસિધ્ધ રાધાકૃષ્ણ મંદિરના માલીક રણછોડ પુરાણી ઘણા વિદ્વાન અને ધાર્મિક ભાવનાવાળા હતા તેમજ પોતાના શિષ્ય વર્ગને સદ્બોધ આપી સુસંસ્કારી બનાવતા હતા તેમનો વૈકુંઠવાસ થોડા માસ ઉપર થયો; ત્યારબાદ તેમના * પૌત્ર પુરાણી બાલકૃષ્ણ પુરૂષોત્તમજીએ પોતાના દાદા અને બાપની કિર્તિ અને ધનસંચયને સુમાર્ગે ખરચવા માટે અમદાવાદમાં પોતાના મંદિર નજીકજ **"શ્રીમદ્ ભાગવત અષ્ટોત્તરશત પારાયણ"** નો પ્રારંભ તા. ૧૭-૧૨-૨૩ થી સાત દિવસ માટે કરવામાં આવ્યો છે અને પરંપરાથી પોતાના ધર્મનું અભિમાન સાચવી જે ભાગવતના આશ્રયથી ધન પેદા કરેલું તે શ્રીમદ્ ભાગવત યજ્ઞ કરી પોતાના ઇષ્ટ દેવ રાધાકૃષ્ણ પ્રીત્યર્થે પોતાના દાદા પ્રત્યેની ફરજ અદા કરી; પરમાત્મા આવા સુશિક્ષિત અને ધાર્મિક પુત્રોનું કલ્યાણ કરી સુખ, ધન, યશ અને વંશની વૃદ્ધિ કરો;

લી. બાલ સ્નેહી તંત્રી

* રણછોડ પુરાણીના પુત્ર પુરૂષોત્તમભાઇનું જુવાન વયે અવસાન થએલું હોવાથી તેમના એકના એકજ પુત્ર બાલકૃષ્ણભાઇના હસ્તક મંદિરનો તથા મીલકતનો વહીવટ આવેલો છે. આશા છે કે શુભ રહેણી કરણીથી પોતાના વડિલોના પગલે ચાલી ધાર્મિક ક્રિયાઓ વધુ કરતા રહે એવી પ્રભુ પ્રાર્થના છે.

### ઇનામી હરિફાઇ.

(ઇનામ રૂ. ૧૦૦)

અમારી ઓફીસમાં કેટલાક ગ્રહસ્થોના પત્રો આવે છે અને પુછાવે છે કે **હસ્તરેખા** ઉપરથી **જન્મકુંડલી** કાઢી શકો છો? તેના જવાબમાં જણાવવાને હરકત નથી કે અમારી ઓફીસ તરફથી હાથ ઉપરથી કુંડલી કાઢી શકતા નથી તેમજ અમારા જાણવામાં પણ નથી કે ખરેખરી રીતે કોઇ કાઢી શકતું હોય એક ગૃહસ્થ અમને ફરમાવે છે કે જો કોઇ પણ હાથ ઉપરથી કુંડલી કાઢી આપે તો તેઓને રૂ. ૧૦૦ અંકે સો રૂપીઆ ખુશીની સાથે ઇનામ આપવાને કબુલ થાઉં છું અને તે માટે અમારા ઉપર રૂપીઆ પણ મોકલી આપેલા છે જો કોઇ તે વિદ્વાનો જાણકાર મલી આવે તો સારૂં છે-નહિ નો નિરૂપાયે રૂપીઆ તેમને પાછા મોકલી આપવામાં આવશે. આ ઓફર

માટે કોઇ પણ નીકળી આવશે એવો ભરોંસો છે આવતા જાનેવારીની આખર સુધીમાં તે માટે અમને મલવું અથવા લખવું; છે કોઇ માયનો પુત આ બક્ષીસ લેવા માટે તૈયાર. તંત્રી.

## અભિપ્રાય.



### मनुष्ययत्न ईश्वरकृपा.
### (કોટન રીપોર્ટ માટે.)

અમારી ઓફીસમાં આજકાલ કરતાં ચાર મહિનાથી કોટન બાબતનો રીપોર્ટ ઇંદોરની "विश्वव्यापि ज्योतिष व अंकशास्त्र विशारद संस्था" તરફથી આવ્યા કરે છે જો કે પ્રથમથી અમારા ગ્રાહકોને જણાવવાની તક હાથ ધરવા વિચાર હતો પરંતુ તે રીપોર્ટની સત્ય ગણત્રી અને ચોકકસ રૂપે કેટલી મળે છે તે તપાસવા માટે અમોએ કેટલીક ઢીલ કરેલી હતી પરંતુ હવે ઘણી ચોકસ રીતે ખાત્રી થઇ છે જેથી અમો ગ્રાહક બંધુઓને જણાવવાની ગેલનેમાસ કરવાને ચુકતા નથી કે તે કોટન રીપોર્ટ ઘણોજ ગણત્રી પુર્વક નીકળે છે અને ખરેખરી રીતે ધ્યાન આપીને કાઢવામાં આવ્યો છે વધારે તો શું પણ નવેંબર મહિનામાં જે તેજી થએલી અને ને તેજીના દરરોજનાં ફરુચરો આંક અને માવોના આંકડા આપેલા તે આબેહુબ તદન મલતા આવ્યા છે; રીપોર્ટમાં વધારે ખુબીતો એ છે કે ગ્રહોની ગણત્રીથી અને તે ઉપરાંત રાજકીય કારણો; માલનો સ્ટોક, અમેરીકન બજારની ઉથલ પાથલ અને હિંદના બજારની સ્થિતિ તપાસી અને તેનાં કેટલાંક કારણો બતાવી ઘણી અચ્છી રીતે સમજુતી આપીને લગભગ ૧૫ થી ૨૦ પેજનો દર મહિને ઇંગ્રેજી અને ગુજરાતીમાં ટાઇપ કરેલો રીપોર્ટ કાઢવામાં આવે છે. અમો પણ દરેક વેપારીઓને ખાસ ભલામણ કરવા ચુકતા નથી કે હવેથી તેનો લાભ જરૂર લેશોજ; અમને મળેલા રીપોર્ટ ઉપરથી કેટલાક વેપારીઓને ખાત્રી બતાવી છે અને તેઓ પોતાના નસીબ પ્રમાણે કમાએલા પણ છે; ગ્રાહકબંધુઓને વધારે સગવડતાની ખાતર તે સંસ્થા સાથે અમે વ્યવસ્થા કરી છે કે તે રીપોર્ટ અમો જેટલા મંગાવીએ તેટલા પુરા પાડવાને કબુલ થયા છે તે રિપોર્ટની કીંમત માસિક રૂ. ૮૦-૦-૦ રૂપીઆ રાખેલી છે તે વધારે પડતી લેખાય પરંતુ અચ્છી રીતે બીજનેસ કરનારને તે કંઇ હિસાબમાં નથીજ રીપોર્ટ ઉપરથી જો સાચવીને કામકાજ કરે તો લાખો રૂપીઆની કમાણી થયા સીવાય રહે નહિજ. એવો પાકો ભરોસો અમને છે તેની સાથે બીજા રીપોર્ટો પણ જેવા કે શેરબજાર, અલસી, સોનું, ચાંદી, ઘઉં વિગેરેના, પણ કાઢે છે તેમ જણાવે છે પણ અમોએ બીજા રીપોર્ટો જોયા નથી એટલે અનુભવની ખાત્રી સીવાય અભિપ્રાય ન આપી શકાય જો અમને બીજા બજારોનારીપોર્ટ મોકલી આપશે તો જે સત્ય લાગશે તે લખી જણાવવાને હરકત નથી આ રીપોર્ટ માટે વધારે ખાત્રી કરી લીધી છે તેથી જરૂર એક વખત અનુભવ લેવા ખાસ ભલામણ છે. તે માટે અમારી ઓફીસમાં લખો અથવા મલો—અમો રીપોર્ટ પુરા પાડીશું. અને હજારો

રૂપીઆ જરૂર કમાશો એવી ખાત્રી છે હાથ કંકણને આરશીની જરૂર રહેતી નથી માટે ખાસ મજબુત ભલામણ કરવા ચુકતા નથી. પછી તો मनुष्ययत्न-ईश्वरकृपा ॥ यादृशी भावनासिद्धि र्बुद्धिर्भवति तादृशीः ॥ इति शिवम्.

—:o:—

## સાભાર સ્વીકાર.



**ધી બ્રીટીશ જર્નલ ઓફ એસ્ટ્રોલોજી** એડીટર-ઈ-એચ. બેલી ડી. એ; એફ. એ. એસ. વર્ષ ૧૭ મું અંક ૩ જો ડીસેમ્બર ૧૯૨૩-૬૧ ફ્લીટસ્ટ્રીટ લંડન ( ઈંગ્લેંડ ) ઇ સી. ૪

**ચેરાગ**—અધિપતિ નશરવાનજી બીલીમોરીઆ પુસ્તક ૨૪ મુ અંક ૧૨ મો ડીસેંબર ૧૯૨૩ દસ્તુરકોલેજ લુનસીકુઇ નવસારી લવાજમ. રૂ. ૩-૮-૦

**ભાગ્યોદય**—તંત્રી જેઠાલાલ દેવશંકર દવે પુસ્તક ૧૧ મું અંક ૮ મો ભાગ્યોદય ઓફીસ ખાડીઆમાં અમદાવાદ લવાજમ રૂા. ૩-૦-૦

**જ્યોતિર્માલા**—સંપાદક યશવંત કેશવ પ્રધાન વર્ષ ૭ મું અંક ૭-૮-૯ જ્યોતિર્માલા ઓફીસ દાદર મુંબઇ નં. ૧૪ લવાજમ રૂા. ૨-૦-૦

**હુર્શીદ**—સંપાદક ના-સ-મરાહે ડીસેંબર ૧૯૨૩ કાંદાવાડી મંત્રી બીલ્ડીંગ મુંબઇ નં. ૪ છુટક નકલના રૂા. ૦-૮-૦

**વૈદ્ય કલ્પતરૂ**—તંત્રી વૈદ્ય રવિશંકર જટાશંકર ત્રિવેદી પુસ્તક ૨૮ મું અંક ૧૧ મો નવેંબર ૧૯૨૩ ગુજરાત આયુર્વેદિક ફાર્મસી અમદાવાદ લવાજમ રૂા. ૩-૦-૦

**શ્રી બોધ**-મંત્રી જીવનલાલ અમરશી મહેતા વર્ષ ૬૭ અંક ૧૧ મો નવેંબર ૧૯૨૩ પીરમશાહ રોડ અમદાવાદ લવાજમ રૂા. ૩-૪-૦

**શ્રી સુખ દર્પણ**-તંત્રી શેઠ દેવચંદ દામજી-કુંડલાકર પુસ્તક ૭ મું અંક ૮ મો અક્ટોબર ૧૯૨૩ આનંદ પ્રીન્ટીંગ પ્રેસ-ભાવનગર (કાઠીઆવાડ) લવાજમ રૂ. ૨-૮-૦

**શ્રીમાળી**—અભ્યુદય સંપાદક-પ્રકાશક જટાશંકર ઇશ્વલાલ ત્રિવેદી પુસ્તક ૧૨ મું અંક ૫ મો ડીસેંબર ૧૯૨૩ મહુવા ( કાઠીઆવાડ ) લવાજમ રૂા. ૧-૮-૦

**ઔદીચ્ય પ્રકાશ**-તંત્રી—નારાયણજી ગોવર્ધનરામ કળસારકર પુસ્તક ૬ ઠું અંક ૭-૮ અશ્વિન-કાર્તિક ૧૯૭૯-૮૦ મહુવા ( કાઠીઆવાડ ) લવાજમ રૂા. ૨-૦-૦

**ફુરસદ**—અધિપતિ બ. ન. કાબરાજી પુસ્તક ૪૩ મું અંક ૧૨ મો ડીસેંબર ૧૯૨૩ ફ્રેઅરરોડ કોટ મુંબઇ લવાજમ રૂ. ૮-૦-૦

**નવરંગ**—અધિપતિ અરદેશર ખરશેદજી દેશાઇ પુસ્તક ૯ મું અંક ૩ જો નવેંબર ૧૯૨૩ બજારગેટ કોટ-મુંબઇ લવાજમ રૂ. ૪-૦-૦

**નવરાસ**—અધિપતિ—મીસીસ મેહેરબાઇ માણેકજી દાવર પુસ્તક ૨૨ મું અંક ૧૨ મો ડીસેંબર ૧૯૨૩ ફ્રેરરોડ મુંબઇ લવાજમ રૂ. ૩-૮-૦

**મોઢ માર્તંડ**–પ્રકાશ ૫. મો પ્રભા ૧૨ મી ડીસેંબર ૧૯૨૩ અધિપતિ અને પ્રકાશક પ્રભાશંકર જયશંકર પાઠક–કાંદાવાડી માધવ ભુવન મુંબઇ લવાજમ રૂ. ૩–૦–૦

**ખેતીવાડી**–પ્રયોજક–દુલેરામ છોટાલાલ અંજારીઆ ઠે. એમ. એ. સી. પુસ્તક ૧૨ મું અંક ૫ મો ડીસેંબર ૧૯૨૩ ખેતીવાડી વિજ્ઞાન મંદિર–ધરમપુર ઠે. સુરત લવાજમ રૂ. ૨–૮–૦

**સમાજ સેવા**–તંત્રી મણિલાલ ચુનીલાલ ગાંધી; વર્ષ ૩ જું અંક ૪ થો કાર્તિક માસ સંવત ૧૯૮૦ સમાજસેવા કાર્યાલય ભરૂચ લવાજમ રૂ. ૨–૦–૦

**સમાજ જીવન**–તંત્રી નારાયણજી ગો. ડોસાણી પુસ્તક ૬ ઠું અંક ૩ જો નવેંબર ૧૯૨૩ ૧૫૭–૫૯ ગુલાલવાડી મુંબઇ લવાજમ રૂ. ૪–૦–૦

**સનાતન ધર્મ પ્રભા**–દ્રષ્ટા યતિ મુકુંદા શ્રમ વર્ષ ૩ જું અંક ૭–૮–૯ આસો કા. મા. સંવત ૧૯૭૯–૮૦ ખંભાત લવાજમ રૂ. ૨–૮–૦

**મોઢ મહોદય**–સચાલક અને પ્રકટ કરનાર પારી. ભીખાભાઇ ગોપાલજી વર્ષ ૭ મું અંક ૧ લો કાર્તિક સંવત ૧૯૮૦ સ્વા. પરીગેટ મણિયારશેરી ભાવનગર લવાજમ રૂ. ૧–૧૨–૦

**વૈષ્ણવધર્મ પતાકા**–તંત્રી વસંતરામ હરિકૃષ્ણ શાસ્ત્રી પુસ્તક ૭ મું અંક ૧૦–૧૧ ભાદ્રપદ-આશ્વિન ૧૯૭૯ શ્રી દેવકીનંદન નિવાસ સ્ટેશન પાસે અમદાવાદ. લવાજમ રૂ. ૨–૮–૦

**પ્રાતઃકાળ**–અધિપતિ જે. પી. પંડિત પુસ્તક ૨૧ મું અંક ૧૨ મો આશ્વિન માસ ૧૯૭૯ ભુતડીના ઝાંપે વડોદરા

**સમાલોચક**–પ્રકાશક રમણીવરામ ગોવર્ધનરામ ત્રિપાઠી પુસ્તક ૨૮ મું અંક ૧૧–૧૨ મો નવેંબર–ડીસેંબર ૧૯૨૩ સેન્ડહર્સ્ટ રોડ. ડો. પાઇ બીલ્ડીંગ સમાલોચક ઑફીસ મુંબઇ નં–૪ લવાજમ રૂ. ૬–૦–૦

**સુંદરી સુબોધ**–તંત્રી રામમોહનરાય જશવંતરાય પુસ્તક ૧૮ મું અંક ૪–૫ એપ્રીલ મે ૧૯૨૩ સુંદરી સુબોધ મંદિર અમદાવાદ લવાજમ રૂ.૪–૦–૦

**મનુષ્યને યોગ્ય કુદરતી ખોરાક**–લેખક જયંતિલાલ નારદલાલ માન્કર પ્રકાશક મુંબઇની શ્રી જીવદયા મંડળી કે. ૩૦૯ સરાફ બજાર મુંબઇ નં–૨

આ સિવાય દરરોજ આવતાં **સાંજવર્તમાન મુંબાઇ સમાચાર** અને અઠવાડીક-**સ્વદેશ, વેંકટેશ સમાચાર, જૈન, ખીલાફત,** વિગેરેનો અંતઃકરણ પુર્વક આભાર માનવામાં આવે છે.

તંત્રી.

---

## બનાવટી ગાય ?



રાવણરાજા એના દુષ્કૃત્યોને લીધે નિંદાયો નહિં તો તે શોધખોળની બાબદમાં ઘણો આગળ વધેલો હતો. કારણ વીજળી, વાયુ, વર્ષા એ બધાં કુદરતી સાધનો પાસેથી તે સારી રીતે કામ લેતો. તેની યુધ્ધ નીતિમાં પણ એવાં સાધનોનો ઉપયોગ થતો. જાણવામાં છે.

હાલમાં પણ પશ્ચિમના જડવાદી લોકો એમની પોતાની સત્તા જગત ઉપર ટકાવી રાખવાની અને તે કામમાં ગમે તેવી નીતિને ધર્મ્ય ગણવાની નીતિને લીધે લોકોમાં અળખામણા થતા જાય છે; છતાં શોધખોળની બાબતમાં તેમના ઘોડા સહુની આગળ છે. અમેરિકાના હેનરી ફોર્ડના નામથી સહુ જાણીતું છે. તેમણે હમણા એક બનાવટી ગાય તૈયાર કર્યાની વાત બહાર આવી છે. એ ગાય લોખંડ, પોલાદ વિગેરેની બનશે. એવું પણ કહેવાય છે કે જીવતી ગાયોની માફક તે ગાય પણ ઘાસ ચારો વિગેરે ખાશે અને દૂધ પણ આપશે ! યુરોપીય યાદવી વખતે જર્મનોએ એવી શોધ કર્યાનું તો જાહેર થયું હતું કે, દૂધનું પૃથક્કરણ કરીને તેમાં જે જે તત્વોનું મિશ્રણ હોય છે તે તત્વો એક યંત્રમાં નાખી તેમાંથી તેમણે દૂધ ઉત્પન્ન કરવા માંડયુ હતુ. ફોર્ડ સાહેબની બનાવટી ગાય તે એવુ એકાદું યંત્ર તો નહિં હોયને ? ? ?

ભારતીય

# જ્યોતિષ-ચંદ્રોદય



પુસ્તક ૨ જું. VOL. II.

અંક ૧૦ મો. NO. 10.

પોષ માસ ૧૯૪૫. ] ॐ विघ्नविदारिणे नमः [ JANUARY 1924.



## તંત્રીની નોંધ.



મનુષ્ય માત્રને અગમ્ય એવું ભવિષ્ય જાણવાની ઇચ્છા દરેક સમયે કુદરતી રીતે હોય છે. દુનીયામાં આવી ઇચ્છા નહી ધરાવનાર માણસ ભાગ્યેજ મળી આવે છે. આવી કુદરતી ઇચ્છા પુર્ણપણે નહી તો પણ મોટે ભાગે જ્યોતિષશાસ્ત્રના આધારે પરિપુર્ણ થાય છે એવી વ્યાજબી સમજ દુનિયાના સુધરેલા દેશોમાં ફેલાયલી નજરે પડે છે. પાશ્ચિમાત્ય સંસ્કારો અને કેળવણીથી સુધરેલા (?) કેટલાકો ભલે કહેતા હોય કે જ્યોતિર્શાસ્ત્ર હંબગ છે પણ વિચારશીલ માણસોને વખતો વખત ફલજ્યોતિષની સત્યતાની પ્રતિતી જરૂર મળે છે. પશ્ચિમના દેશોમાં પણ આ શાસ્ત્રની જેમ જેમ પ્રગતી થતી જાય છે તેમ તેમ તેની સત્યતા વીશે ત્યાંના લોકોની પણ ખાત્રી થવા લાગી છે.

જ્યોતિષશાસ્ત્રપરથી ફક્ત વ્યકતીઓનુંજ નહી પણ જુદા જુદા દેશોનું અને આખી દુનિયાનું ભવિષ્ય જ્ઞાન મેળવી શકાય છે. પણ આ જ્ઞાન મેળવવા માટે ફલજ્યોતિ શાસ્ત્રનો અને તેમાં ખાસ કરીને જાતકશાસ્ત્રનો ઉંડો અભ્યાસ કરી બહોળો અનુભવ મેળવવાની જરૂર હોય છે બેશક; વ્યકિતઓનું ભવિષ્ય જાણવાની નજરે જ્યોતિષશાસ્ત્રના અભ્યાસમાં જેટલી પ્રગતી કરવામાં આવી છે અને જે અનુભવ મેળવવામાં આવ્યો છે તેની સાથે સરખાવતાં દેશના ભવિષ્યની નજરે આ અભ્યાસ તદ્દન બાલ્યાવસ્થામાંજ છે એમ કબુલ- કરવુ પડે છે. છતાંએ આપણા પ્રાચીન મહાન્ ૠષિ મુનિઓએ અને આચાર્યોએ આપણને માર્ગ દર્શક થવા માટે લખી રાખેલા અને ઉપયુકત ગ્રંથોના આધારે તેમજ પાશ્ચિમાત્ય દેશોમાં જ્યોતિષશાસ્ત્ર સંબંધી થતી નવી નવી શોધોનો પણ લાભ લેઇને સને ૧૯૨૪ ની સાલ સંબંધી વિચાર વર્ષફળ રૂપે તૈયાર કરવામાં આવ્યો છે. અત્યાર સુધી આવા વર્ષફળો મરાઠી, હીંદી, અંગ્રેજી વિગેરે ભાષાઓમાં પ્રગટ થતા આવ્યા છે પણ ગુજરાતી સામાન્ય વાંચકવર્ગને તેનો વિશેષ લાભ મળતો ન હોવાથી, ખાસ ગુજરાતી વાંચકવર્ગ માટે કંઇક સેવા કરૂં છું. તેમાં કંઇ સુધારો વધારો કરવા માટે અમારા ગ્રાહકબંધુઓ સૂચના કરતા રહેશે. એવી આશા છે;

## નેપચ્યુનની ગતિ અને તેની અસર.

સને ૧૯૨૪ ના જાનેવારી માસની પહેલી તારીખે **નેપચ્યુન** સિંહરાશીમાં ૨૦ મા અંશે વક્રી હોઇ ૧૭ અંશ અને ૩૫ કલા સુધી વક્રી રહે છે અને તે પછી તા૦ ૨૮ મી એપ્રીલે માર્ગી થાય છે. તે ફરીથી તા૦ ૨૫ મી નવેંબરે ૨૩ મા અંશમાં વક્રી થાય છે. વરસની આખરે એટલે તા૦ ૩૧ મી ડીસેમ્બરે નેપચ્યુન સિંહરાશીમાં ૨૨ અંશ અને ૧૪ કલામાં વક્રી રહે છે. જ્યોતિષશાસ્ત્રના અનુભવીઓની માન્યતા મુજબ ફ્રાન્સ, ઇટાલી, સિસલી વિગેરે દેશોપર અને રોમ શહેરપર સિંહરાશીની અસર થાય છે. નેપચ્યુન જે રાશીમાંથી પસાર થતો હોય તે રાશીની અસર હેઠળના દેશોમાં અસ્વસ્થતા, ઘોટાળાઓ અને દગાઇના બનાવો બનીને જાહેર પ્રજાનો વિશ્વાસ ઉઠી જાય છે; અને સર્વત્ર અંધાધુંધી વર્તી રહે છે. સને ૧૯૧૪ ની આખરે નેપચ્યુને સિંહ રાશીમાં પ્રવેશ કર્યો છે અને તે ૧૯૨૮ સુધી આ રાશીમાંજ રહેનાર છે. એટલે આ મુદત દરમીયાન ફ્રાન્સ અને ઇટાલીનું વાતાવરણ શાંત થવાની આશા રાખવી ફોકટ છે. જાનેવારી માસમાં અને ખાસ કરીને આગષ્ટ માસથી ફ્રાન્સ અને ઇટાલીના સબબે યુરોપનું વાતાવરણ ગંભીર થશે ૧૯૨૪ માં નેપચ્યુન અને ગુરૂનો ત્રણ વખત ત્રિકોણયોગ થાય છે. આ ત્રણ શુભ યોગોના અમલ દરમીયાન એટલે તા૦ ૧૫ મી ફેબ્રુવારીથી માર્ચની આખર સુધી અને મે તથા નવેંબર માસ સુલેહ શાંતી માટે કાંઇક અનુકુલ છે. આ શુભ યોગના પરિણામે ધાર્મિક ચળવળો અને સંસ્થાઓને કાંઇક જોર મળશે.

વાયદાના સોદાઓ માટે પણ કાંઇક સ્થાન મળશે. મુંબઇ શહેરના દશમસ્થાનપર વરૂણની છાયા પડતી હોવાથી મ્યુનિસિપલ કારોબારમાં મહાન ફેરફાર થવાનો સંભવ રહે છે. ઉપલા ત્રિકોણ યોગોની મુદત શીવાય બાપ્ટીના વખનમાં સટાબાજી, સોનેરી ટોળીઓ, ધાડો અને પાણીને લગતા કારખાનાઓના પોકારોના સબબે નેપચ્યુનની અસર ત્રાસ દાયક નીવડયા વગર રહેશે નહિં.

## હર્શલની ગતિ અને તેની અસર.

હર્શલ ગ્રહ તા. ૧ લી જાનેવારીના રોજ મીન રાશીમાં ૧૪ અંશ અને ૧૬ કલા પર હોય તા. ૨૯ મી જુન સુધી માર્ગી છે; તે પછી મીન રાશીના ૨૨ મા અંશમાં તે વક્રી થઇને તા. ૨૭ મી નવેંબરના રોજ વક્ર ગતીથી ૧૭ અંશ અને ૩૬ કલા સુધી જાય છે અને ફરીથી માર્ગી થાય છે. તા. ૩૧ મી ડીસેંબરના રોજ તે મીન રાશીમાં ૧૮ અંશ અને ૬ કલા સુધી આક્રમણ કરે છે. પોરચ્યુગાલ, ગેલીશીયા, નોરમંડી વિગેરે યુરોપમાંના દેશો અને હિંદમાં પંજાબ પ્રાંત મીન રાશીની અસર હેઠળ હોવાનું માનવામાં આવે છે. આ દેશોમાં હર્શલના ભ્રમણની અસર સારી રીતે જણાયા વગર રહેશે નહી. હર્શલના ભ્રમણથી તેની અસર હેઠળના દેશોમાં પ્રજામાં જાગ્રતી થાય છે. પ્રજાપક્ષ મજબુત બને છે અને રાજકીય આફતો અને હડતાલો પેદા થાય છે. ૧૯૧૯ ના એપ્રીલ માસથી હર્શલ ગ્રહ મીન રાશીમાં દાખલ થયા પછી પંજાબમાંની પરિસ્થિતીમાં કેવા કેવા ફેરફાર થવા લાગ્યા તે સૌ કોઇ જાણે છે. સને ૧૯૨૪ માં હર્શલ સાથે જે યોગો થાય છે તે લક્ષમાં લેતાં પંજાબમાં અને મીન રાશીની અસર હેઠળના બીજા દેશોમાંની પ્રજાઓની સ્થિતી સારી જણાતી નથી. ફેબ્રુવારી માસમાં મંગળ-ગુરૂની યુતી હર્શલના બરાબર કેન્દ્રમાં થાય છે. આ યોગના પરીણામે ધર્મઝનુનની લાગણી ઉછળવા પામશે, રાજકીય વાતાવરણ ગંભીર બનશે અને હુલ્લડો થશે. હર્શલ-ગુરૂનો કેંદ્ર યોગ ફેબ્રુવારી, એપ્રીલ અને અકટોબર માસમાં મલીને ત્રણ વખત થાય છે. આ યોગોપર સર્વત્ર આર્થિક સ્થિતી ખરાબ થશે એમ લાગે છે. અનેક દેશોમાં દેવાળાં કહાડવાના પ્રસંગો ઉભા થાય તો તેમાં નવાઇ નથી. હર્શલ અને શનિ વચ્ચે ૧૩૫ અંશનો દૃષ્ટીયોગ થાય છે. આ યોગ સત્તાવાળાઓના પક્ષને ત્રાસ દાયક છે. આખી દુનીયામાં સત્તાપર આરૂઢ થયેલા પક્ષમાં ક્રાંતી થતી રહેવાનો દેખાવ ૧૯૨૪ માં નજરે પડયા વગર રહેશે નહિ. હર્શલ સાથે કોઇપણ ગ્રહોનો અગત્યનો શુભ યોગ ન થતો હોવાથી ઉપર જણાવેલા અનિષ્ટ પરીણામો ટાળી શકાશે નહી એટલુંજ નહીં પણ તેની અસર સર્વત્ર ફેલાશે એવો ભય રહે છે.

## શનિની ગતિ અને તેની અસર.

તા૦ ૧ લી જાનેવારીના રોજ શનિ વૃશ્ચિક રાશીમાં ૦ અંશ અને ૫૬ કલાપર છે તે તા૦ ૧૧ મી ફેબ્રુઆરી સુધી ૨ અંશ ૨૦ કલા સુધી આગળ વધીને વક્રી થાય છે અને

તા૦ ૬ ઠ્ઠી એપ્રીલે વક્ર ગતીએ તુલા રાશીમાં પ્રવેશ કરીને તા૦ ૨૯ મી જુનના રોજ તુલા રાશીમાં ૨૫ અંશ ૩૭ કલાપર જઇને માર્ગી થાય છે. માર્ગી થવા પછી શનિ ફરીથી તા૦ ૧૪ મી સપ્ટેમ્બરના રોજ વૃશ્ચિક રાશીમાં પ્રવેશ કરે છે. તા૦ ૩૧ મી નવેમ્બરના રોજ આ ગ્રહ વૃશ્ચિક રાશીમાં ૧૨ અંશ અને ૨ કલા સુધી આગળ વધે છે. શનિ જે જે રાશીમાંથી પસાર થાય છે તે તે રાશીઓના અમલ હેઠળના દેશોમાં અને શહેરોમાં રોગો, ગુન્હાઓ, અસંતોષ અને તેવીજ બીજી જાહેર આફતો આવી પડે છે એવો અનુભવ પ્રાચીન કાળથી મળતો આવ્યો છે. તે અનુભવ મુજબ તુળા રાશીના અમલ હેઠળના આસ્ટ્રીઆ, મીસરનો ઉત્તર ભાગ બ્રીસ્ટલ, જોહાન્સબર્ગ, કોપેનહેગન, લીડસ અને નોતંગહેમ તથા વૃશ્ચિક રાશી હેઠળના આલ્જીરીયા મોરોકકો, નોર્વે, ટ્રાન્સવાલ, સીરીયા તથા ડોવર, લીવરપુલ, ન્યુફાઉન્લેંડ વિગેરે ઠેકાણે શનિની અસર જણાયા વગર રહેશે નહી. તા૦ ૧૩ મી અકટોબર સુધી શનિ ગ્રહ વિશાખા નક્ષત્રમાં હોઇ વરાહમિહિરના અભિપ્રાય મુજબ આ નક્ષત્રમાંનો શનિ લાહોર તથા ચીનમાંની પ્રજા માટે અનિષ્ટ થાય છે. તેના પરિણામે લાખ, કુંકુમ, કુસુંબો, મંજીઠ લાલ રંગના ફુલો કોરો, તલ, કપાસ અને ચણાનો નાશ થાય છે. આ ગ્રહ ઇંદ્ર અને અગ્નીના ઉપાસકો માટે અનિષ્ટ હોય છે. તા૦ ૧૩ મી અકટોબર પછી શનિએ અનુરાધા નક્ષત્રમાં પ્રવેશ કર્યો પછી તે નેપાળ અને કાશ્મીરના લોકો માટે અનિષ્ટ થશે.

## ગુરૂની ગતિ અને તેની અસર.

તા૦ ૧ લી જાનેવારીના રોજ ગુરૂ ધનરાશીમાં ૮ અંશ અને ૧૩ કલાપર છે. તા૦ ૬ ઠી એપ્રીલે ૧૯ અંશ અને ૫૪ કલા સુધી ભ્રમણ કરીને વક્રી થાય છે અને ફરીથી તા૦ ૭ મી આગષ્ટના રોજ માર્ગી થાય છે જે તા૦ ૧૮ મી ડીસેમ્બરના રોજ ધન રાશીમાંથી બહાર પડે છે. એટલે તા૦ ૨૫-૧૧-૨૩ થી તા૦ ૧૮-૧૨-૨૪ સુધી ગુરૂનું ભ્રમણ ધનરાશીમાં થાય છે. આ રાશીના અમલ હેઠળના એટલે મહારાષ્ટ્ર, કાઠીઆવાડ, હંગેરી, અરબસ્તાન, સ્પેન વિગેરે દેશોમાં ગુરૂના ભ્રમણની અસરથી કેળવણી, જન સુખાકારી અને વેપાર ઉદ્યોગની પ્રગતી થાય છે. તેમાં વળી ધનરાશીમાંનું ગુરૂનું ભ્રમણ ખાસ દર્શાવ સાથે થનાર કેંદ્ર યોગથી કાંઇક ધરાડો થવાનો સંભવ છેઃ ગુરૂની શુભ અસરથી મહારાષ્ટ્રની આર્થીક તેમજ રાજકીય નજરે પ્રગતી થવાનો સંભવ છે.

## મંગળની ગતિ અને તેની અસર.

તા. ૧ લી જાનેવારીના રોજ મંગળ વૃશ્ચિક રાશીમાં ૧૯ મા અંશપર છે. તે તા. ૧૯ મી ફેબ્રુવારીના રોજ ગુરૂ સાથે યુતી કરીને આગળ વધે છે આ યુતીની અનિષ્ટ અસરથી ધર્મઝનુન, કોમી ઝધડાઓ અને મતભેદોનો જન્મ થાય છે. આ અનિષ્ટ ફલ હિંદીઓને ભોગવવા પડશે એમ દીસે છે. મંગળ ગ્રહ તા. ૭ મી માર્ચના રોજ મકર રાશીમાં અને

તા. ૨૫ મી એપ્રીલના રોજ કુંભ રાશીમાં પ્રવેશ કરે છે. એ માસની આખરે નેપચ્યુન સાથે મંગળનો પ્રતિયોગ થાય છે જેને લીધે સિંહ અને કુંભ રાશીના અમલ હેઠળના ફ્રાંન્સ ઇટાલી, રશીયા પ્રશીયા વિગેરે દેશોમાં આમસો ભારે મુસ્કેલ થશે, આ પ્રતિયોગ પછી મંગળ તા. ૨૫ મી જુનના રોજ મીન રાશીમાં દાખલ થાય છે અને તે પછી તા ૨૪ મી જુલાઇના રોજ મીન રાશીમાં ૬ ઠા અંશપર વક્રી થાય છે. તે વક્ર ગતીથી તા. ૨૫ મી આગષ્ટના રોજ કુંભ રાશીમાં ૨૫ અંશ અને ૨૦ કલા સુધી ભ્રમણ કરીને તા. ૨૨ મી સપ્ટેમ્બરે માર્ગી થઇને ફરીથી તા. ૨૦ મી અક્ટોબરના રોજ મીન રાશીમાં પ્રવેશ કરે છે. તે રાશીમાં તા. ૨૭ મી નવેમ્બરના રોજ હર્શલ સાથે યુતી કરીને તા. ૧૯ મી ડીસેમ્બરના રોજ મેષ રાશીમાં દાખલ થાય છે. તા. ૩૧ મી ડીસેમ્બરે મંગળ મેષ રાશીમાં ૭ અંશ અને ૧૯ કલામાં રહે છે.

## રવિનું સંક્રમણ અને તેનું ફલ.

સને ૧૯૨૪ માં મંગળ વિગેરે પાંચ ગ્રહોના ભ્રમણો અને તેની અસરનું ટુંક વિવેચન ઉપર મુજબ છે. પણ ગ્રહોની ગતી અને તેની અસરના વિચાર વખતે રવિની ગતીનો પણ વિચાર કરવો પડે છે અને તેથી આ વરસમાં રવિ સંક્રમણો અને તેની અસરનું ટુંક વિવેચન નીચે કરવામાં આવે છે.

રવિ તા. ૨૩ મી ડીસેમ્બરના રોજ સાયન મકર રાશીમાં પ્રવેશ કરે છે આ સંક્રમણનો અમલ તા. ૨૦–૩–૨૪ સુધી રહેશે. આ અરસામાં શનિ અને શુક્ર સાથે થનારા યોગ અને બીજા ગ્રહોની સ્થિતી લક્ષમાં લેતાં દેશની સુખાકારી સારી રહેશે નહી પણ આ સંક્રમણના અમલ હેઠળના દેશોમાં સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓનો દરજ્જો અને પરદેશ સાથેનો વેપાર વધવાનો સંભવ રહે છે. વાયદાના વેપારમાં અને શેર બજારમાં તેજી આવવાનો સંભવ છે પણ તે તેજી ટુંક મુદત માટેની રહેશે. આ સંક્રમણ દરમીયાન પ્રથમ રવિચંદ્ર યોગ તા. ૬ ઠ્ઠી જાનેવારીના રોજ થાય છે, જે વખતે પ્રજાપક્ષનું બળ વધશે અને પરદેશોને લગતા સવાલો ગંભીર રૂપ ધારણ કરશે. ધનસ્થાનમાંનો નેપચ્યુન પંચમસ્થ મંગળના કેંદ્રમાં હોવાથી આ વખત શેર બજારમાં સટોડીયાઓ માટે ભારે મુશ્કેલી ભર્યો નીવડશે. બેંકો વિગેરેને માટે પણ આ માસ હાનિકારક નીવડશે.

સને ૧૯૨૪ માંનો બીજો રવિચંદ્ર યોગ તા૦ ૫ મી ફેબ્રુવારીના રોજ થાય છે. દેશની સુખાકારીની નજરે આ માસ ખરાબ નીવડશે તેમજ દેશમાં ધર્મ–ઝનુન અને કોમી ઝઘડાઓ વધવાનો ભય રહે છે. તા૦ ૨૦ મી ફેબ્રુવારીના રોજ થનાર ચંદ્ર ગ્રહણ પ્રસંગેની ગ્રહોની સ્થિતી પરથી કામદારોમાં હડતાળ વધવાનો સંભવ રહે છે. તા૦ ૨૦ મી ફેબ્રુવારી પછી ધારાસભાઓના કામકાજમાં ભારે ઉથલપાથલ થશે. પ્રજા પક્ષનું બળ સર્વોપરી નીવડવાનો સંભવ

જ્યના માર્ગને સંભાળવા માટે રાખેલા શ્વાનો ( શ્વન અને પ્રશ્વન-આગળ અને પાછળના કુતરા ) નું પણ ઉભય વાઙ્મયમાં વર્ણન છે. ગ્રીક કથાઓમાં પણ " કર્બેરાસ " અને "આર્ગોસ " નામના સ્વર્ગદ્વારરક્ષક શ્વાનોનું વર્ણન છે. વંદીદાદ મુજબ " ચિન્વત પુલ " ની રક્ષા બે કુતરાઓ કરે છે. ઉપર કહેલી દિવ્ય નૌકા અને આ બે કુતરાઓનું શું છે ! દિવ્ય નૌકા અને ગ્રીકનું અર્ગોસ એ " આર્ગો નેવ્હીસ " ( Argo Navis ) નામનું નક્ષત્રપુંજ છે. અને બે કુતરાઓ " કેનીસ મેજર " ( Canis Major ) અને " કેનીસ માયનોર " ( Canis Minor ) નામના નક્ષત્રપુંજો છે કારણ કે આર્ગો નેવ્હીસ નક્ષત્રપુંજનું રૂપ નૌકા જેવું છે અને અને " કેનીસ મેજર " અને " કેનીસ માયનોર " નક્ષત્ર પુંજોનું રૂપ શ્વાન જેવું છે. એ બે નક્ષત્ર પુંજોની વચ્ચેથી આકાશગંગા વહન થતી જણાય છે.

અંગ્રેજી " મીલ્કી વે " અર્થાત્ દુગ્ધના માર્ગને બંધ બેસતી વાત ઋગવેદમાં જોવામાં આવે છે. ઇંદ્રની ગાયને પુરોહિતના વેશમાં ચોરો લઇ ગયા હતા, તેની શોધમાં ઇંદ્રે "સરમા" નામની કુતરીને મોકલી હતી. ચોરોએ તે કુતરીને પસવારીને દુધ પીવા આપ્યુ એટલે કુતરી પાછી ગઇ અને ઇંદ્ર આગળ ગાયને જોવાની વાત ના કબૂલ કરી, તેથી ઇંદ્રે તેને લાત મારી જેની સાથેજ પીધેલું દુધ ઓકી કાઢ્યું. સરમા કુતરી અને ઉપર વર્ણવેલો સ્વર્ગદ્વાર રક્ષક શ્વાન એકજ હોય એમ પ્રત્યક્ષ થાય છે અને ઓકી કાઢેલું દુધ શ્વાન પુંજ આગળનો આકાશગંગાનો ભાગ અથવા તો કેનીસ મેજર નામના નક્ષત્રપુંજ પાસે શ્વેદ ધાબાં રૂપ મૃગશીર્ષની નીહારિકા હોય એમ સમજાય છે.

ઋગ વેદમાં ઇંદ્રે પાણીના ફીણથી યમલોકના દ્વારમાં પોતાના શત્રુ નમુચિના મસ્તકનું છેદન કર્યું હતું, એવું વર્ણન છે. પારસી ધર્મ ગ્રંથમાં પણ મિથ્ર રાક્ષસો ઉપર પોતાના " વનંત " રૂપી વજ્ર ફેંકે છે. આકાશ ને સાગરની અને તારકોને ફીણની ઉપમા આપવાની પ્રણાલી સંસ્કૃત વાઙ્મયમાં વિપુલતાથી આપેલી જોવામાં આવે છે. એ ઉપરથી ઇંદ્રનુ ફીણ રૂપી શસ્ત્ર આકાશગંગાજ છે; તેમજ પારસી દસ્તુરોના અભિપ્રાય મુજબ "વનંત" પણ આકાશગંગાજ છે. મૃગશીર્ષ ( ઓરાયન Orion ) ના નક્ષત્રને નમુચીનું મસ્તક કલ્પવામાં આવેલુ સમજાય છે. એ મૃગના મસ્તકની આકૃતિનું કલ્પાયું છે. એ બાબત આપણા ગ્રંથોમાં જુદી જુદી કથાઓ છે જેઓ સમાનાર્થક છે-પોતાની કન્યાનો અભિલાષ કરનાર પ્રજાપતિનું શિર રૂદ્રે ત્રિકાંડબાણવડે છેદ્યું હતું અને તે બાણ અને શિર બન્ને આકાશમાં નક્ષત્રરૂપે રહેલાં દેખાય છે. ત્રિકાંડબાણ ઓરાયનના પટ્ટામાંના ત્રણ તારા ( ઇન્વકા ) છે. મહાભારત અનુસાર રૂદ્રે યજ્ઞને બાણ વડે વિંધ્યો ત્યારે તે વિંધાયલો યજ્ઞ અગ્નિસહિત મૃગ થઇ પલાયન કરી ગયો અને એજ રૂપે આકાશમાં જઇને, રૂદ્ર ( વ્યાધ ) જાણે તેની પાછળ પડેલો છે એવા રૂપમાં, તે ત્યાં વિરાજમાન થાય છે " ગ્રીક લોકમાં પણ " ઓરાયન " ની એવીજ બે ત્રણ

પ્રકારની કથાઓ છે. કેટલાકો કહે છે કે–' ઓરાયનમાં ઇઓસ ( ઉષસ્ ) નો પ્રેમ થવાથી તે તેને દૂર લઇ ગઈ, પરંતુ એ વાર્તા દેવોને ન રૂચવાથી આર્ટેમિસે તેને આર્ટિજિયામાં બાણ વડે ઠાર મારી નાંખ્યો। બીજા કહે છે કે, ' આર્ટેમિસનો તેનામાં પ્રેમ બંધાયો પરંતુ તેના બંધુ એપોલો એ વાતને સહન ન કરી શકવાથી તે તેને સમુદ્રમાંની એક દૂરની વસ્તુ બતાવીને કહેવા લાગ્યો કે, આ વસ્તુને તું બાણ વડે છેદી શકે તેમ નથી ' અને તેથી ઉસ્કેરાઇને તરત તેણે નિશાન તાકીને તે વસ્તુને બાણ વડે છેદી નાખી. પરંતુ પાછળથી તે વસ્તુ એટલે સમુદ્રમાં તરતા ઓરાયનનુંજ શિર હતું એમ જાણવામા આવ્યું. વળી બીજા કેટલાકો એમ પણ કહે છે કે, ' ઓરાયને આર્ટિમિસનો અયોગ્ય રીતે અભિલાષ કર્યો તેથી આર્ટિમિસે તેને એકજ બાણ વડે ઠાર કરી નાંખ્યો.' એ સર્વ કથાઓમાં અભિલાષ, બાણ અને મસ્તક છેદન એ વૈદિક ગ્રંથોમાંના સર્વ વિષયો મળી આવે છે. જર્મન લોકોની દંતકથાઓ તો વળી એના કરતાં પણ વધારે સ્પષ્ટ છે. પ્રોફેસર કુહ્ન કહે છે કે, ' અમારી પ્રાચીન અને અર્વાચીન ઉભય દંત કથાઓમાં એક વ્યાધ છે તેને પૂર્વે " વોડન " કિંવા " ગોડન " નામનો એક મુખ્ય દેવ માનતા હતા. એ એક હરિણની પાછળ પડીને તેને બાણ મારે છે, એ વિશેની કેટલીક કથાઓ છે. આ સર્વ વાર્તા-વેદોમાંના રૂદ્રે મૃગ રૂપી પ્રજાપતિને મારવા વિશેની વાર્તાના જેવીજ છે.

શિવના મસ્તકપરની ગંગા એટલે રૂદ્ર અર્થાત્ વ્યાધની તારા પાસેનો આકાશ ગંગાનો પટ્ટોજ છે, આ બધી નક્ષત્ર પુંજોની અત્યંત મનોહર ઘટનાઓ આકાશ ગંગાના તટ ઉપર અદ્યાપિ પ્રત્યક્ષ દ્દષ્ટિ ગોચર થાય છે. *

સ્કેન્ડી નેવીઆમાં આકાશ ગંગાને " હિમ માર્ગ ( Winter Street) કહે છે. એનું બીજું નામ જેકબનો માર્ગ ( Jacob's Road ) છે.

## સત્ય સ્વરૂપ.

આકાશગંગાનું સત્ય સ્વરૂપ જોઇએ તો તે ખગોળને વલય ભૂત થયલો પ્રકાશિત કટીબંધ છે જે તેની બાહ્ય સીમા દર્શાવે છે. એ કટીબંધ કેવળ અસંખ્ય તારકોના સમૂહથી બનેલો છે. એ તારકો કાંઇ એકેકની નજીક નથી, પરંતુ પરસ્પર વચ્ચે લાખો ગાઉનું અંતર છે. પૃથ્વીથી એ તારકો અકલ્પિત અંતરે હોવાથી તેઓનો મિશ્ર પ્રકાશ કેવળ શ્વેત લિસોટા યાને પટ્ટા રૂપે જણાય છે. એ પટ્ટો સ્વચ્છ રાત્રિએ ક્ષિતિજ (horizon) ના એક સ્થાનથી તેની સ્હામેના તેના બીજા સ્થાન સુધી આકાશને ચીરીને ગએલો જણાય છે. ઉત્તર તરફના કેટલાક પ્રદેશોમાં એ પટ્ટો આકાશમાં કદી પણ ઉત્તર દક્ષિણ કે પૂર્વ પશ્ચિમ જતો જણાતો નથી, પરંતુ શિયાળામાં કોણા કોણિ ( diagonally ) રહેલો જણાય

* ઉપરની દંત કથાઓનો મોટો ભાગ મિ૦ ટિલક કૃત મૃગશીર્ષ (પ્રકાશક ગુજરાતી પ્રેસ) માંથી લીધેલો છે:

છે, અને વસંત રતુમાં દ્રષ્ટિ મર્યાદાની એટલી તો નજીકમાં રહે છે કે બરાબર જોઇ શકાતો પણ નથી.

આકાશગંગાનું ટૂંકમાં વર્ણન કરીએ તો તે એક મહદ્ વૃત છે જે ક્રાંતિવૃત (સૂર્યનો માર્ગ) ને છેદીને ૬૦ ડીગ્રીનો ખુણો કરે એવા વૃતની દરેક બાજુએ ત્રણ ચાર અંશ સુધી પ્રસરેલું છે. એ વૃત તેને ઉત્તર ખગોળમાં વૃષભ ( Taurus ) ના શીંગડા અને મિથુન ( Gemini ) ના પગ વચ્ચે છેદે છે અને દક્ષિણ ખગોળમાં ધન ( Sagittarius ) અને વૃશ્ચિક ( Scorpio ) ની વચ્ચે છેદે છે.

ઉત્તર ધ્રુવના ફરતા પ્રદેશ (Circumpolar region) માંથી "કેસોપીઆ" (Cassopeia–The Lady in the chair) પુંજમાં થઇને નિચે સીફસ (Cephus) અને "સીગનસ" (Cygnus–The Swan) ના પુંજ સુધી જાય, ત્યાંથી તેના સમાંતર બે ફાંટા "એકવીલા" ( Aquila–The Eagle), "ઓફ્યુકસ" ( Ophiuchus–The Serpent-bearer) તારકા પુંજો અને "ધન" રાશિ ( Sagittarins–The Archer ) માંથી થઇને "વૃશ્ચિક" રાશિ ( Scorpio–The Scorpion ) સુધી પહોંચી, ત્યાં પાછા મળી જાય છે. ત્યાંથી આગળ દક્ષિણ ખગોળમાં તે " સેન્ટારસ " ( Centaurus–The Centaur ), " ક્રુકસ " (Cruse–The Cross) અને તેજસ્વી દિવ્ય નોકા "આર્ગસ" ( Argo Navis–The Ship Argo) નામના પુંજમાંથી આગળ વધતાં ઉત્તર ખગોળ તરફ મોટા શ્વાન ( Canis Major ) પાસે થઇને ઉંચે "મિથુન" (Gemini–The Twins) અને "વૃષભ" (Taurus–The Bull) રાશિ સુધી જઇ, તેમની વચ્ચે થઇ "ઓરીગા" (Auriga–The Charioteer) અને "પરસિયસ" (Perseus) નામના પુંજોમાંથી પસાર થઇને ઉત્તર ધ્રુવને ફરતા પ્રદેશમાં પાછો "કેસોપીઆ" (Cassopeia) નજીકમાં મળે છે (ચીત્ર) આકાશ ગંગા તેના માર્ગમાં વિવિધ આકાર અને રચના દર્શાવે છે. જે તારકોના મિશ્ર પ્રકાશનો પટો આકાશ ગંગાને નામે ઓળખાય છે તેની સંખ્યા ઓછામાં ઓછી ૧૦૦૦૦૦૦૦૦ જેટલી ધારવામાં આવી છે, પરંતુ તેનાથી પણ વધારે હોવી જોઇએ. એમાંના કેટલાક તારકો આપણા સૂર્ય જેવડા મોટા છે, પરંતુ મોટો ભાગ તો તેનાથી ઘણાજ મોટા અને વધારે પ્રકાશિત છે. એ તારકો ગોળ બિંબાકારે ગોઠવાયલા છે જેનો વ્યાસ તેની જાડાઇ કરતાં ઘણોજ મોટો છે. એ વ્યાસની લંબાઇ એટલી તો મોટી છે કે તેના એક છેડાથી બીજા છેડા સુધી પહોંચવા માટે પ્રકાશના કીરણોને એક પળના ૧૮૬૦૦ માઇલ્સના વેગથી આશરે ૩૦૦૦૦ વર્ષ જોઇએ ! તારકોની સંખ્યા મધ્ય ભાગ તરફ વધારે ગીચ છે અને ધ્રુવબિંદુઓ તરફ ઓછી થતી જાય છે. આપણું સૂર્ય મંડળ આકાશ ગંગાના મધ્ય બિંદુથી ૫૦૦૦૦૦૦૦૦ માઇલ્સ દુર તારકોના વિશાળ સમુદ્રોમાં છે. એ તારકોમાંના સૌથી નજીકના તારકના પ્રકાશને પૃથ્વી સુધી પહોંચતાં ચાર વર્ષ લાગે છે અને દૂરના તારકોના પ્રકાશને ૪૦૦૦ વર્ષથી વધારે લાગે છે !

એ તારકોમાં નવિન પ્રગટતા "વુલ્ફ-રાયટ" નામના તારકો ( Wolf-Rayet Stars ) કિંવા પ્રકાશિત રેષા દર્શિત તારકો ( Bright line Stars ) ને નામે ઓળખાય છે. તે પછીની સ્થિતિના તારકો "હીલીયમ સ્ટાર્સ" ( Helium Stars ) કિંવા ભુરાશ પડતી છાયાના સફેદ તારકો ( Bluish white Stars ) કહેવાય છે આ બે જાતના તારકોમાં નવિન પ્રગટતા "વુલ્ફરાયટ નામના તારકો આકાશ ગંગામાં અને તેના દક્ષિણ ધ્રુવની આસપાસના પ્રદેશમાં આકાશ ગંગાને મળતા પણ કાંઇક ગોળાકાર "મેગલેનીક કલાઉડસ" ( Greater and Lesser Magellanic clouds ) નામના ધાબાંઓ સિવાય ગગન ઘુમટના બીજા કોઇ ભાગમાં જોવામાં આવતા નથી. "હીલીયમ સ્ટાર્સ", બાલ્પમય લીલી નીહારિકાઓ અને અલ્પ સ્થાયિ તારકો ( Temporary Stars or Novae) આકાશ ગંગાના સમ પ્રદેશ) ( Plane ) માં દશ્ય થાય છે.

તારકા પુંજો સિવાય આકાશગંગાના પ્રદેશમાં નીહારિકાઓ, ધુમકેતુઓ, ખરતા તારાઓ વિગેરે પણ છે. અહીંતહીં કાળી પથિકાઓ ( Dark lanes ) અને કાળા છિદ્રો દશ્ય થાય છે જેમાંથી તારાઓથી દૂરનું શૂન્યાકાશ દેખાય છે. એ કાળા છિદ્રોમાંનું "કોલ સેક" ( Coal Sack ) નામક પ્રખ્યાત છિદ્ર દક્ષિણ ખગોળમાં છે (ચિત્ર), પ્રકાશિત ગ્રંથિઓ અને રેષાઓ માફક આ કાળા ભાગો પણ આકાશ ગંગાના લક્ષણ રૂપ છે કાળા ભાગોમાં ઠંડી ધાતુનો સમુહ હોય એવી માન્યતા છે. મી૦ ગોરનું ધારવું છે કે તારકોનું વલણ અમુક ભાગમાં એકઠા થવાનું અને કેટલાક ભાગને શુન્ય રાખવાનું હોય છે. કાળા છિદ્રોની નજીકમાં તારા ગુચ્છો જોવામાં આવે છે જે મી૦ ગોરના મતને પુષ્ટી આપે છે.

વળી આકાશ ગંગાના પ્રદેશના જુદા જુદા ભાગોમાં, ખાસ કરીને અલ્પ સ્થાયિ તારકો અને કેટલાક યુગ્મ તારકો ( Binary Stars ) ના વાતાવરણમાં, કેલસ્યમ ગેસ (Calcium gas )ના સમદો માલમ પડે છે. એ તારકોનો પ્રકાશ આપણને જણાતાં પહેલાં તે એ ગેસમાંથી પસાર થાય છે. હાલમાં તો એ ગેસ સ્થિર રહેલી જણાય છે, પરંતુ ખરેખર તે સ્થિર છે કે અત્યંત મંદ ગતિમાં છે તે ચોકકસ સમયે માલમ પડી શકશે.

કેટલાક તારકો "કેલ સ્યમ સ્ટાર્સ" ( Calcium Stars ) ને નામે ઓળખાય છે, જેમાંનો એક પ્રચંડ તારક "કેનોપસ (Canopus) અને બીજો "પ્રોકયોન" (Procyon) આપણા સૂર્ય મંડળની નજીકમાં છે. બે જાતના સૌથી વધારે મહત્વના "હીલીયમ" અને "હાઇડ્રોજન" તારકોમાં આ ગેસ જણાતી નથી, પરંતુ આપણા સૂર્યની જાતના તારકોમાં આ ગેસ ઘણા મોટા જથામાં જોવામાં આવે છે. સૂર્યના વાતાવરણની ઘણી ઉંચી સપાટીએ આ ગેસ ખગોળવેત્તાઓને "સ્પેકટ્રો હીલીઓ ગ્રાફ" ( Spectro heliogrph ) નામના યંત્ર દ્વારા ઘણી વાર જણાય છે. આપણી પૃથ્વી ઉપર પણ એ ગેસનું અસ્તિત્વ છે. હાડકાના બંધારણમાં આ ગેસનો પ્રવેશ થાય છે એટલે લગભગ દરેક જાતના પ્રાણીના જીવનમાં એ ગેસ અત્યા વશ્યક છે આકાશમાં આ ગેસના અસ્તિત્વનો ભેદ સમજી શકાતો નથી, પરંતુ પૃથ્વી ઉપર તો પ્રાણીઓની હયાતી એ ગેસ વગર હોયજ નહી એ નિર્વિવાદ છે.

આ મનોહર આકાશ ગંગાના પ્રદેશમાં હવે આપણ સૂર્ય મંડળ અને તારા મંડળ તરફ જોઇશું. (ક્રમશઃ)



# સાતમે શુક્ર.

લેખક—છોટાલાલ જાગીરદાર.
(નવચેતન બધુકૃત્યથી.)



તે રમણીની આંખડલીએ સૂર્ય ચંદ્ર વસ્યા હતા. તેના શીખંડ જેવા શ્વેત અને લીસ્સા ગાલપર લાલીમાદર્શક જાણે ગુલાબી તનમનીઆં ઉગ્યાં હતાં; શીખંડમાં એલચી સમાં તલ અને પીસ્તાં સમાં છૂંદણાં મુખની શોભામાં વૃદ્ધિ કરી રહ્યાં હતાં; પવનને લીધે ઉડતી કેશની લટ, તેના ઘાટીલા માથા પર કેશ કલાપ રૂપ મયૂર જાણે નૃત્ય કરી રહ્યો હોય એવો ભાસ આપતી હતી. સિંહ કટી સમી કેડ ઉપર પીપળાનાં પાનસમું પેટ જોધપુરી 'બ્રીચીસ' ઉપર જેકેટ શોભે એમ શોભતું હતું; અને છાતી રૂપી પાધર પ્રદેશ ઉપર ઉપસી આવેલાં ગિરિશૃંગ સમોવડ ઉન્નત પયોધર—તમ્બૂઓ!

વળી કહેશો આવું આવું લખી ભાઇ સા'બને ગુજરાતના બાજુ કવિમાં ખપવું હશે—એટલે અહીંથીજ વીરમવું પડશે.

સૌંદર્યની સાક્ષાત્ મૂર્તિ સમી તે રમણીનું નામ હેમલતા હતું. વાંચનાર વ્હાલા! એજ મ્હારી અર્ધાંગના ઉપર્યુક્ત રૂપવર્ણન મ્હારાં તેમજ હેમલતાનાં લગ્નની બે મિનિટ પહેલાંજ મ્હને સ્ફુરેલું એટલે તેમાં જરા સરખી અતિશયોક્તિ હોવાનો સંભવ ઘણાને લાગશે. પણ ડૉંગરેનાં બાલામૃતવાળી જાહેરખબર વાંચવાનું ભાગ્ય જેને લાધ્યું હશે તેને તો સહજ માલમ પડશે કે બાલામૃતના ગુણમાં અને પોતાની પ્રિયાના રૂપવર્ણનમાં સમાયલા ભાવ ઘણુંખરૂં ઉલટસુલટ હોય છે. બાલામૃત પીધા પહેલાનું બાળક જાહેર ખબરમાં તવાયલા મુંડદાં જેવું આલેખાયલું જણાશે, જ્યારે પીધા પછીનું બાળક ડૉંગરેના 'ઢાં' જેવું જાડું બતાવવામાં આવ્યું હોય છે. આનાથી ઉલટુંજ લગ્નામૃત પીધા પહેલાનું પ્રિયાનું રૂપવર્ણન રસમય હોય છે જ્યારે લગ્નામૃત પીધા પછીનું વર્ણન ફીકકું ફસ્ય હોય છે વા હોવું જોઇએ!

એ 'હોય છે'—'હોવું જોઇએ' કે શું તે નો સૌ સૌના અનુભવની વાત છે. એ બાબતમાં મ્હારા જેવાનો અનુભવ શો છે તે જણાવવાનેજ ચાંદીના લોટાથી પાણી પી, આંગળીએ હીરાની વીંટી પહેરી, સુવર્ણ જડીત ટોપચાંવાળી વોટરમેનની આઇડીઅલ ફાઉન્ટન પેનથી આ કથા લખવા બેઠો છું સમજ્યા?

લગ્ન પછી બે વર્ષ સુધી તો અમારો સંસાર સુખરૂપ હતો. અનેક જુગલ જોડી સુખી સંસારનું ચિત્ર જોવા અમ્હારા સંસાર તરફ દષ્ટિ કરતી. ઇર્ષાથી બળી રહેલા અનેક યુવાનો

" હવે રહે રહે એમ વચ્ચે વચ્ચે બોલ બોલ કરશે તો ગણત્રીમાં ભુલ પડશે. જો આ ત્હારો ધનનો સ્વામિ ઉચ્ચ ગૃહમાં પડયો છે એટલે આપણે થોડા વખતમાં પૈસાની લીલા લહેર છે. અને આ સાતમે શુક્ર"—

" સાતમે શુક્ર તે શું ? કેમ વિચારવામાં પડી ગયા ? "

" ના કંઇ નહિ. લે આ જન્માક્ષર વાળી દે. મ્હારું એકાએક માથું ભમવા લાગ્યું છે."

" એટલામાં શું થયું ? માથું દાબું ? સુખડ ચોપડું ? કોલન વૉટર ! ગુલાબજળ ! તમ્હે કહો તેમ કરૂં. અરે હમણા તો કેવા ગેલમાં હતા અને એકાએક આ શું થયું ! "

" કાંઇ નહિ મ્હને જરા સુઇ જવા દે એટલે આરામ થઇ જશે." સુઇ જવાનો ઢોંગ કીધો, પણ વિચાર વગડોળે ચ્હડેલું મન એકાગ્ર થઇ શક્યું નહિ. મ્હને ઉંઘતો ધારી હેમલતા પાસેના ઓરડામાં કામે લાગી. અને હું વિચારમાં પડયો.

સાતમે શુક્ર ! જે સ્ત્રી કે પુરૂષનો શુક્ર સાતમા ગૃહમાં પડયો હોય તે સ્ત્રી કે પુરૂષનું ચારિત્ર શુદ્ધ નથી હોતું. અનેક સ્ત્રી પુરૂષોના જન્માક્ષર તપાસી મ્હેં આ નિર્ણય બાંધ્યો છે. હેમલતા ! હેમલતા ! મ્હેં ત્હારા જન્માક્ષર જોયાજ નહિ હોત તો કેવું સારું થતે ? સાતમે શુક્ર ! કદાચ જન્માક્ષર ખોટા હોય તો ! લતા ડીઅર ! ત્હારા ચારિત્ર માટે શંકા લાવવી તેમાં પણ પાપ છે. અથવા એમ પણ હોય કે સ્ત્રીનું ચારિત્ર પુરૂષને દુર્ગમ્ય છે. स्त्रीणां चरित्रं पुरुषस्य भाग्यं दैवो न जानाति कुतो मनुष्यः ॥ શંકાથી મ્હારું મન અસ્થિર થઇ ગયું છે. આજે હું કશો નિર્ણય નહિ બાંધું. વિનોદ—હા વિનોદને આવવા દો પછી વાત.

શંકારૂપ ડાકણે એકવાર મગજનો કબજો લીધો કે થઇ ચૂક્યું. નજીવી બાબતમાં શંકિત મન મ્હોટું રૂપ આપે છે. કાંઇ હજારો વાર હેમલતાએ ' કેમ વિનોદ ! આવ્યા ? ' એમ પૂછ્યું હશે, પણ આજે વિનોદ આવ્યો તેને હેમલતાએ આવો પ્રશ્ન પૂછતાંજ મ્હારૂં માથું ઠણકી ગયું.

" જરા વિવેક તો રાખો ! વિનોદભાઇ કહેતાં શું થાય છે ? " મ્હેં હેમલતાને કાંઇક તીખાશથી કહ્યું.

" હવે રહે, રહે. મ્હોટો ડાહ્યો થતો ! કેમ ભાભી આજે કાંઇ ભાઇ સાહેબની કમાન છટકેલી લાગે છે."

વિનોદની આમ વાત કરવાની રીત આજે મ્હને કાંઇ પસંદ પડી નહિ. મ્હને લાગ્યું કે વાતમાંને વાતમાં એણે હેમલતાને આંખ મારી કાંઇ ગુપ્ત સંકેત કીધો. વિનોદને તો હું કાંઇ કહી શકું એમ નહિ હતું એટલે ' નબળો માટી બૈયર પર શૂરો ' એ ન્યાયે મ્હેં હેમલતાને ઉધડી લીધી.

' હવે આમ ઉભી ઉભી વિનોદને ટીકયા શું કરે છે ! અંદર જઇને જરા ચ્હા કરી લાવ.'

હેમલતા અંદર ગઇ. તેનું મ્હોડું એકદમ લેવાઇ ગયું હતું. મહા મુશીબતે જાણે રડવું ખાળી રાખતી હોય એમ તેની સુંદર આંખો પરથી સ્પષ્ટ લાગતું હતું ' અરે હું કેવો દુષ્ટ ! ' તેનાં અંદર ગયા પછી મ્હને મ્હારી જાત પર ક્રોધ ચ્હડયો. પણ એટલામાં વિનોદ પણ

અંદર ઘુસ્યો. વિનોદ જો કે મ્હારે ત્યાં સદર પરવાનગીવાળો માણસ હતો, પરન્તુ આજેજ મ્હને એની રીત પસંદ નહિ પડી. હું બહાર બેઠો રહું અને એ નિરાંતે મ્હારી વહુ પાસે અંદર વાતો કરવા જાય ! વાહવા જી વાહ ! જેવો બાવાજીનોજ માલ તો ! મ્હને લાગ્યું કે વિનોદને મ્હે કાંઇક વધારે છૂટ આપી છે. વાત બહુ બહેકી ન જાય તે પહેલાંજ મ્હેં એનો ઉપાય કરવા ધાર્યો.

'વિનોદ ! જરા આમ આવ તો ' મ્હેં બહાર બેઠે બેઠે બૂમ પાડી, પણ વિનોદ તો આવ્યોયે નહિ તેમ તેણે કાંઇ પ્રત્યુત્તરે આપ્યો નહિ.

શું-ઉં ! વાત આટલી બધી બહેકી ગઇ છે ! ત્યારે હું શું નમાલો છું ? મ્હારી પોતાની હકદાર વહુ સાથે એ ખુશાલ અંદર વાતો કરે અને હું અહીં ગાયના ભાઇની માફક પડી રહું ? ના, ના, હું ઉઠયો અને **ધીમે પગલે બારણા આગળ આવ્યો. અંદર હેમલતાને વિનોદ વાતો કરતાં હતાં.** કદાચ પ્રેમનીજે હોય. હાય, હાય બાજી જરૂર હાથમાંથી ગઇ.

" નહિ વિનોદ નહિ, એમ નહિ બને. મ્હારાથી એ કેમ દેખી શકાય ? એમના કહેવાથી મ્હેં મ્હારા જન્માક્ષર મંગાવ્યા. એમણે તે જોયા અને કોણ જાણે કેમ લાગલાજ એ બેચેન થઇ ગયા. વિનોદ ! કોઇ દાકતરને બોલાવો, વૈદ્યને બતાવો, હકીમ પાસે ઉપચાર કરાવો. જુવાં જાતી જેને જેને અજમાવવા હોય તેને અજમાવો. પરન્તુ કોઇ બી રીતે એમની આ બેચેની ચાલી જાય એમ કરો. પૈસા થાય તેની ફીકર નહિ. જોઇએ તો આ મ્હારા દાગીના લ્યો. '

બરાબર આજ વખતે હું બારણા આગળ આવી પહોંચ્યો હતો. 'ઓહો ! વાત આટલે સુધી આવી છે. બાઇ સાહેબને તો દાગીના પણ વિનોદ પરથી ન્યોછાવર કરવા છે ! અરે ઓ સુંદરીના સાલ્લામાં છૂપાયલી કાળી નાગણ ! મ્હારા પ્યારનો આ બદલો કે ? ઉફ ! પછી ?"

" વિનોદ, વિનોદ મ્હારું આટલું કામ કરો. હું તમારી જીંદગીભર ઋણી રહીશ."

"હું ધારું છું કે એને કાંઇક ઉન્માદ વાયુ.એકાએક લાગુ પડયો છે તમારાં કથન ઉપરથી તો મ્હને લાગે છે કે એનું મગજ છેકજ ખસી ગયું છે. એકવાર આપણે એને દાકતરને બતાવીશું, પછી દાકતર જો સલાહ આપશે તો થોડા વખતને માટે એને આપણે કોઇ ઉન્માદગૃહમાં રાખીશું."

"નહિ, નહિ, ઉન્માદગૃહમાં તો હું એમને નહિ લઇ જવા દઉં. ગમે તેમ થાય તો પણ એ મ્હારો દ્રઢ નિશ્ચય છે,"

"જુઓ તમ્હે છો એકલાં, તમને ઘણી મુશીબત નડશે. ઉન્માદ ગૃહમાં એની સારી માવજત થશે અને..."

"હા, હા, બચ્ચા મ્હને ગાંડાની હોસ્પિટલમાં ધકેલી મૂકી પછી તમારે બન્નેએ મોજ કરવી છે કેમ ? અરે ઓ શયતાન ! મ્હને ગાંડાની હોસ્પિટલમાં મોકલતા પહેલાં તો ત્હારું શબનું કરી તેમાં હું રાખ ભરીશ."

એટલામાં વિનોદ એકાએક બહાર આવવા ઉઠયો. હું ચુપચુપ પાછો આવી કોચ ઉપર સઇ ગયો અને મ્હેં ગાંડાની માફક ચાળા કરવા માંડયા.

"કેમ ભાઇ! કેમ છે! તેં મ્હને બુમ પાડી તે મ્હેં સાંભળી હતી, પણ ભાભી સાથે ત્હારા સંબંધી વાત કરવાનો એવો 'ટેસ્ટ' લાગ્યો હતો કે તને જવાબ આપવાનુંયે મ્હને ભાન નહિ રહ્યું. પણ હંમેશાં તો તું અંદર આવે છે અને આજે આમ બહાર કેમ પડી રહ્યો. ચાલ અંદર ચ્હા થઇ ગઈ છે તે પી જરા બહાર ફરી આવીએ!"

"ઓહો! શું ઉંટ! ઉંટે તો કપરારતુંયે ખેતર ફેંદી નાંખ્યું છે. ભલા માણસ હવે રોયે શો ફાયદો!"

"આવી અસંબધ્ધ વાતો કરી તું મ્હને બહુ ગભરાવે છે! લતા ભાભી પણ બહુ ગભરાય છે. તને આ શું થઇ આવ્યું?"

"શું થઇ આવ્યું? તમારી મ્હોંકાણે તો મ્હારૂં મગજ છેક ફટાવી દીધું છે. અહા! એ નીચ પાપી કુતરા! તમારા બેમાંથી એકનું હું એકાદ વખત ખુન કરી નાંખીશ. નહિ, તો હજીયે વખત છે એટલામાં સમજી જાઓ."

વિનોદ તો આભાપણુંથી આભોજ બની ગયો. હેમલતા રડતે રડતે બોલી "અરે આ તમે કોને કહો છો!"

"કોને કહું છું? તારા યારને–તારા રાખેલાને નીચ વ્યભિચારીણી કુતરી."

"બસ થયું, બહુ થયું. ભાભી તમે આજે એને બોલાવશો નહિ. એના બોલ્યાનો મ્હને જરાયે રોષ નથી. મ્હને માત્ર એટલોજ શોક થાય છે કે એના જેવો ડાહ્યો માણસ આમ એકાએક બદલાઇ કેમ ગયો? તમારા ઉપર એનો કેટલો પ્રેમ! છતાં એને બોલવાનુ ભાન નથી. અરે રામ, રામ, લતા ભાભી ભાભી સમાલો, સમાલો–ઓઃ–પડયાં."

હેમલતાને વિનોદ પકડવા જાય તે પહેલાં તો એ બેશુધ્ધ થઇ જમીન પર પડી ગઇ. હુ ચમકીને ઉઠયો અને એકદમ કાંઇક વિચાર આવતાં દોડી તેની પાસે ગયો. વિનોદને આઘો ખસેડી હેમલતાનું મ્હોડું હું જોઇ રહ્યો.

અરે તે નિર્દોષ મુખ! આ સ્ત્રી વ્યભિચારી હોઇ શકે? ત્યારે સાતમે શુક્ર?–"વિનોદ એક કામ કરશે?"

"તું ત્હારા ભાનમાં છે?"

"પૂરેપૂરા! બધી વાત પછી પણ દોડી જઇને ઝટપટ હરીરામ વૈદને બોલાવી લાવ. જા જલદી જા. જો એના હાથ પગ ખેંચાય છે. ડોળા તણાઇ ગયા છે. શરિર ઠંડું પડતું જાય છે. અરે જા દોડ! દોડ દોસ્ત નહિ તો થઇ ચુકયું."

વિનોદ ગયો, દોડયો, અને હું હેમલતાનું માથું મ્હારા ખોળામાં લઇ તેને દાબવા લાગ્યો. પવિત્ર વસ્તુના સ્પર્શથી અધમ વિચારો, સૂર્યનારાયણના પવિત્ર ચરણોને ધુમ્મસ માર્ગ આપે તેમ પવિત્ર વિચારોને માર્ગ આપવા લાગ્યા.

"અરે રે! મ્હને આ એકાએક શું સુઝયું. કશીયે વાતની તપાસ કે તહેકીક કીધા સિવાય બે નિર્દોષ આત્માઓને મ્હેં ખોટા દુભાવ્યા. હેમલતા; વ્હાલી! ઉઠ નહિ તો ત્હારા

અંદર ઘુસ્યો. વિનોદ જો કે મ્હારે ત્યાં સદર પરવાનગીવાળો માણસ હતો, પરન્તુ આજેજ મ્હને એની રીત પસંદ નહિ પડી. હું બહાર બેઠો રહું અને એ નિરાંતે મ્હારી વહુ પાસે અંદર વાતો કરવા જાય ! વાહવા જી વાહ ! જેવો બાવાજીનોજ માલ તો ! મ્હને લાગ્યું કે વિનોદને મ્હેં કાંઇક વધારે છૂટ આપી છે. વાત બહુ બહેકી ન જાય તે પહેલાંજ મ્હેં એનો ઉપાય કરવા ધાર્યો.

'વિનોદ ! જરા આમ આવ તો' મ્હેં બહાર બેઠે બેઠે બૂમ પાડી, પણ વિનોદ તો આવ્યોયે નહિ તેમ તેણે કાંઇ પ્રત્યુત્તરે આપ્યો નહિ.

શું-ઉં ! વાત આટલી બધી બહેકી ગઇ છે ! ત્યારે હું શું નમાલો છું ? મ્હારી પોતાની હક્કદાર વહુ સાથે એ ખુશાલ અંદર વાતો કરે અને હું અહીં ગાયના ભાઇની માફક પડી રહું ? ના, ના, હું ઉઠ્યો અને ધીમે પગલે બારણા આગળ આવ્યો. અંદર હેમલતાને વિનોદ વાતો કરતાં હતાં. કદાચ પ્રેમનીયે હોય. હાય, હાય બાજી જરૂર હાથમાંથી ગઇ.

" નહિ વિનોદ નહિ, એમ નહિ બને. મ્હારાથી એ કેમ દેખી શકાય ? એમના કહેવાથી મ્હેં મ્હારા જન્માક્ષર મંગાવ્યા. એમણે તે જોયા અને કોણ જાણે કેમ લાગલાજ એ બેચેન થઇ ગયા. વિનોદ ! કોઇ દાક્તરને બોલાવો, વૈદ્યને બતાવો, હકીમ પાસે ઉપચાર કરાવો. ભુવા જતી જેને જેને અજમાવવા હોય તેને અજમાવો. પરન્તુ કોઇ પણ રીતે એમની આ બેચેની ચાલી જાય એમ કરો. પૈસા થાય તેની ફીકર નહિ. જોઇએ તો આ મ્હારા દાગીના લ્યો.'

બરાબર આજ વખતે હું બારણા આગળ આવી પહોંચ્યો હતો. 'ઓહો ! વાત આટલે સુધી આવી છે. બાઇ સાહેબને તો દાગીના પણ વિનોદ પરથી ન્યોછાવર કરવા છે ! અરે આ સુંદરીના સાળામાં છૂપાયલી કાળી નાગણ ! મ્હારા પ્યારનો આ બદલો કે ? ઉફ ! પછી ?"

" વિનોદ, વિનોદ મ્હારૂં આટલું કામ કરો. હું તમારી જીંદગીભર ઋણી રહીશ."

"હું ધારૂં છું કે એને કાંઇક ઉન્માદ વાયુ એકાએક લાગુ પડ્યો છે તમારાં કથન ઉપરથી તો મ્હને લાગે છે કે એનું મગજ ઠેકાણે ખસી ગયું છે. એકવાર આપણે એને દાક્તરને બતાવીશું, પછી દાક્તર જો સલાહ આપશે તો થોડા વખતને માટે એને આપણે કોઇ ઉન્માદગૃહમાં રાખીશું."

"નહિ, નહિ, ઉન્માદગૃહમાં તો હું એમને નહિ લઇ જવા દઉં. ગમે તેમ થાય તો પણ એ મ્હારો દૃઢ નિશ્ચય છે,"

"જુઓ તમ્હે છો એકલાં, તમને ઘણી મુશીબત નડશે. ઉન્માદ ગૃહમાં એની સારી માવજત થશે અને..."

'હા, હા, બચ્ચા મ્હને ગાંડાની હોસ્પિટલમાં ધકેલી મૂકી પછી તમારે બન્નેએ મોજ કરવી છે કેમ ! અરે આ શયતાન ! મ્હને ગાંડાની હોસ્પિટલમાં મોકલતા પહેલાં તો ત્હારૂં કાપતું કરી તેમાં હું રાઇ ભરીશ."

એટલામાં વિનોદ એકાએક બહાર આવવા ઉઠ્યો. હું ચુપચુપ પાછો આવી કોચ ઉપર સૂઇ ગયો અને મ્હેં ગાંડાની માફક ચાળા કરવા માંડ્યા.

સૂર્ય વિગેરે ગ્રહો એટલે સૂર્ય, ચંદ્ર, મંગળ, બુધ, ગુરૂ, શુક્ર અને શનિ એ ગ્રહો અનુક્રમે મેષ, વૃષભ, મકર, કન્યા, કર્ક, મીન અને તુલા એ પ્રમાણેની રાશિના હોય તો ઉચ્ચ ગણાય છે અને તે અનુક્રમે ૧૦,૩,૨૮,૧૫,૫,૨૭,૨૦ એટલા અંશના હોય તો પરમ ઉચ્ચ ગણાય છે. અને તેથી સાતમી રાશિના હોય છે તો તે નીચના ગણાય છે અને તે પણ તેટલેજ–એટલે પૂર્વમાં કહ્યા પ્રમાણેનાજ અંશના હોય તો પરમ નીચ ગણાય છે.

એટલે આ ગ્રહોનું ઉચ્ચ નીચનું સ્પષ્ટ તાત્પર્ય અંશ પ્રમાણે આ પ્રમાણે નીકળી શકે છે.

| ગ્રહ | ઉચ્ચ | અંશ | ગ્રહ | નીચ | અંશ |
|---|---|---|---|---|---|
| સૂર્ય | ૧ મેષ | ૧૦ | સૂર્ય | ૭ તુલા | ૧૦ |
| ચંદ્ર | ૨ વૃષભ | ૩ | ચંદ્ર | ૮ વૃશ્ચિક | ૩ |
| મંગળ | ૧૦ મકર | ૨૮ | મંગળ | ૪ કર્ક | ૨૮ |
| બુધ | ૬ કન્યા | ૧૫ | બુધ | ૧૨ મીન. | ૧૫ |
| ગુરૂ | ૪ કર્ક | ૫ | ગુરૂ | ૧૦ મકર | ૫ |
| શુક્ર | ૧૨ મીન | ૨૭ | શુક્ર | ૬ કન્યા | ૨૭ |
| શનિ | ૭ તુલા | ૨૦ | શનિ | ૧ મેષ | ૨૦ |

આ પ્રમાણે આપવામાં આવેલું આ ગ્રહોનું ઉચ્ચનીચ હમેશાં ફળ જોવામાં વિશેષ ઉપયોગમાં આવે છે. જો ગ્રહ તેના કહ્યા પ્રમાણેની રાશિનો એટલે ઉચ્ચનો થઇને રહેલો હોય તો તે મનુષ્યને ઉત્તમ પ્રકારનું ફળ આપે છે અને તેમાં પણ જો તેના અંશ પ્રમાણે વળી બરાબર હોય તો પરમ ઉચ્ચ ગણાતાં તે અત્યંત ઉત્તમ ફળ આપે છે અને તેવા જો કોઇ ઉત્તમ ગ્રહો ઉચ્ચના રહ્યા હોય છે તે મનુષ્ય કોઇ હરેક પ્રકારે મહાન્ થાય છે અને એજ પ્રમાણે જો ગ્રહ તેની કહેલી રાશિ પ્રમાણે નીચનો થઇને રહેલો હોય છે તો તે અનિષ્ટ ફળ આપવાવાળો થાય છે અને તેમાં પણ જો તેના અંશ પ્રમાણે બરાબર હોય તો તે પરમ નીચનો ગણાય તો અત્યંત ખરાબ ફળ આપે છે અને જો તેવા વિશેષ પ્રમાણમાં જો ગ્રહો નીચના હોય છે અથવા તો ક્રૂર ગ્રહો જો તેવા નીચના થઇને પડેલા હોય છે તો મનુષ્યને અત્યંત અનિષ્ટકારક ફળ આપવાવાળા થાય છે એમાં સંશય નથી. અને હવે પછીના શ્લોકમાં તેજ કહેવામાં આવે છે કે વધારે ઉચ્ચનીચ ગ્રહો સામટા હોય તો શું ફળ આપે છે.

त्रिभिरुच्चैर्भवेद्राजा त्रिभिः स्वस्थैः स्वमंत्रिणः ॥
त्रिभिर्नीचैर्भवेद् दासस्त्रिभिरस्तंगतैर्जडः ॥ ८२ ॥

જે મનુષ્યની જન્મકુંડળીમાં ત્રણ ગ્રહો ઉચ્ચના હોય છે તો તે રાજા થાય છે, ત્રણ ગ્રહો જો સ્વગૃહી થઇને રહેલા હોય છે તો તે પ્રધાન થાય છે, ત્રણ ગ્રહો નીચના થઇને રહેલા હોય છે તો દાસ થાય છે અને જો ત્રણ ગ્રહો અસ્તગત હોય છે તો તે મનુષ્ય જડ થાય છે.

આ પ્રમાણે વિશેષ ગ્રહોના ઉચ્ચનીચના ફળનું કથન કરવામાં આવેલું છે. પરંતુ એમાં પણ લગ્નના બળપર વિશેષ ધ્યાન આપવા જેવું છે એટલે જો લગ્નબળ ઉત્તમ પ્રમાણમાં



# ॥ जातकी ॥

ભાષાન્તરકર્તા–

**શાસ્ત્રી તુલજાશંકર ધીરજરામ પંડયા.**

(પૃષ્ઠ ૨૫૦ થી ચાલુ)



સંતતિ એટલે પુત્ર કે પુત્રી સંબંધી શુભાશુભ ફલનો વિચાર કરવાનો હોય ત્યારે જન્મકુંડલીમાં પાંચમા સ્થાનમાં અને ગુરૂ જે સ્થાનમાં રહ્યો હોય તે સ્થાનથી પણ પાંચમા સ્થાનમાં તેનો વિચાર કરવો.

સ્ત્રી સંબંધી અને સારાનરસા ફલનો વિચાર કરવાનો હોય ત્યારે જન્મકુંડલીમાં સાતમા ભુવનમાં અને શુક્ર જે સ્થાનમાં રહ્યો હોય તે સ્થાનથી પણ સાતમું સ્થાન સ્ત્રીભુવન સમજી તેમાં તેનો વિચાર કરવો.

મૃત્યુના સંબંધમાં એટલે આયુષ્યના શુભાશુભ ફલ સંબંધમાં જો વિચાર કરવાનો હોય તો જન્મકુંડલીમાં આઠમા સ્થાનમાં અને શનિ જે સ્થાનમાં રહ્યો હોય તે સ્થાનથી પણ આઠમા સ્થાનને તે આયુષ્ય ભુવન સમજી તેમાં તેનો વિચાર કરી ફલ સમજી લેવું.

આ પ્રમાણે બે જાતની ફલાદેશ જોવાની રીતિ છે અને તેથી બહુધા ઘણાં સ્થાનોને બબ્બે જાતના ભાવો કલ્પી તેમાં ફલ જોવામાં આવે છે અને ત્યાર પછી તે બને ભાવ પ્રમાણોના ફળની કલ્પના ધ્યાનમાં રાખી તેમાં રહેલા ગ્રહો અને તેમનું ઉચ્ચનીચ તથા બલાબલ વિગેરે સર્વનો વિચાર કરી ત્યાર પછી તેના શુભાશુભ ફલનો નિશ્ચય કરી ફલાયન કરવું જોઇએ અથવા તો માનવું જોઇએ, અને તેમ માનવાથી ઘણે અંશે ફલાદેશ મળતો આવવાનો પણ સંભવ રહે છેજ.

---

હવે આ શ્લોકમાં કયો ગ્રહ કઇ કઇ રાશિનો હોય તો ઉચ્ચનો અને તે કેટલે અંશે અને તેજ પ્રમાણે કઇ કઇ રાશિનો હોય તો નીચનો ગણાય છે અને તે પણ કેટલા અંશનો હોય તો તે હવે કહે છે.

> अजवृषभमृगाङ्गनाकुलीरा झषवणिजौ च दिवाकरादितुंगाः ॥
> दशशिखिमनुयुक्तिथीन्द्रियांशैः त्रिनवकविंशतिभिश्च तेऽस्तनीचाः । २१ ॥

સૂર્ય વિગેરે ગ્રહો એટલે સૂર્ય, ચંદ્ર, મંગળ, બુધ, ગુરૂ, શુક્ર, અને શનિ એ ગ્રહો અનુક્રમે મેષ, વૃષભ, મકર, કન્યા, કર્ક, મીન અને તુલા એ પ્રમાણેની રાશિના હોય તો ઉચ્ચ ગણાય છે અને તે અનુક્રમે ૧૦,૩,૨૮,૧૫,૫,૨૭,૨૦ એટલા અંશના હોય તો પરમ ઉચ્ચ ગણાય છે. અને તેથી સાતમી રાશિના હોય છે તો તે નીચના ગણાય છે અને તે પણ તેટલેજ-એટલે પૂર્વમાં કહ્યા પ્રમાણેનાજ અંશના હોય તો પરમ નીચ ગણાય છે.

એટલે આ ગ્રહોનું ઉચ્ચ નીચનું સ્પષ્ટ તાત્પર્ય અંશ પ્રમાણે આ પ્રમાણે નીકળી શકે છે.

| ગ્રહ | ઉચ્ચ | અંશ | ગ્રહ | નીચ | અંશ |
|---|---|---|---|---|---|
| સૂર્ય | ૧ મેષ | ૧૦ | સૂર્ય | ૭ તુલા | ૧૦ |
| ચંદ્ર | ૨ વૃષભ | ૩ | ચંદ્ર | ૮ વૃશ્ચિક | ૩ |
| મંગળ | ૧૦ મકર | ૨૮ | મંગળ | ૪ કર્ક | ૨૮ |
| બુધ | ૬ કન્યા | ૧૫ | બુધ | ૧૨ મીન | ૧૫ |
| ગુરૂ | ૪ કર્ક | ૫ | ગુરૂ | ૧૦ મકર | ૫ |
| શુક્ર | ૧૨ મીન | ૨૭ | શુક્ર | ૬ કન્યા | |
| શનિ | ૭ તુલા | ૨૦ | શનિ | ૧ મેષ | |

### સ્ત્રીસંજ્ઞાવાળાં.

આર્દ્રા, પુનર્વસુ, પુષ્પ, આશ્લેષા, મઘા, પૂર્વાફાલ્ગુની, ઉત્તરાફાલ્ગુની, હસ્ત, ચિત્રા, અને સ્વાતી.

### નપુંસકસંજ્ઞાવાળાં.

વિશાખા, અનુરાધા અને જ્યેષ્ઠા.

### પુરૂષસંજ્ઞાવાળાં.

મૂલ, પૂર્વાષાઢા, ઉત્તરાષાઢા, શ્રવણ, ધનિષ્ઠા, શતભિષા, પૂર્વાભાદ્રપદ, ઉત્તરાભાદ્રપદ, રેવતી, અશ્વિની, ભરણી, કૃતિકા, રોહિણી, મૃગશીર્ષ.

હવે આ પર જો વિચાર કરવામાં આવે તો પ્રાચીન ઋષિ મહર્ષિઓએ આ નક્ષત્રોની કલ્પના સ્ત્રી, પુરૂષ અથવા નપુંસક તરીકેની કેવી રીતે કરી હશે તે સ્વાભાવિક સમજી શકાય તેમ છે.

આખા જગતનો આધાર પર્જન્યપર રહેલો છે અને તેથી તેનું વર્ષણ અથવા તો તેનો અભાવ એ સર્વ પર સૃષ્ટિના જીવન અથવા વિનાશનો આધાર છે અને તેથી અમુક નક્ષત્રો મેઘ વરસાવી શકે છે, અમુકથી મેઘનો ગર્ભ રહી શકે છે અથવા તો અમુકથી એ બંનેનો અભાવ હોય છે; અને તેથીજ એ નક્ષત્રોને તેઓએ સ્ત્રી વિગેરે સંજ્ઞાઓ આપેલી છે. અને તેથી અદ્યાપિ પણ નક્ષત્રોની તે તે સંજ્ઞાને આધારે વરસાદનું વરસવું અથવા ન વરસવાનો વિચાર સર્વ મનુષ્યો કરે છે અને તેનાપર આધાર રાખી આખા વરસ માટે પોતે સારા નઠારા વરસના ફલનું નિરીક્ષણ કરી શકે છે. હવે એ નક્ષત્રોમાં કયાં કયાં કઇ જાતિમાં કેમ ગણવામાં આવે તે જરા સૂક્ષ્મ દ્રષ્ટિથી જોઇએ.

હમેશાં જ્યારે સૂર્ય સાયન આર્દ્રા નક્ષત્રમાં જાય છે ત્યારથી વરસાદ પડવાનો આરંભ થાય છે અને તે સાયન સ્વાતી નક્ષત્ર આવે છે ત્યાં સુધી પડે છે. પંચાંગોમાં જે આર્દ્રા-પ્રવેશનું ફળ આપવામાં આવેલું છે તે સાયન નક્ષત્રોને માનીનેજ આપવામાં આવેલું હોય છે અને તેથી એ સાયન આર્દ્રા નક્ષત્રથી આરંભી સાયન સ્વાતી નક્ષત્ર પર્યંતનાં દશ નક્ષત્રોમાં વરસાદ પડતો હોવાથી તેને ઋષિઓએ સ્ત્રીનીસંજ્ઞા આપેલી હોય એમ જણાય છે; કારણ કે જેમ પ્રજાની ઉત્પત્તિ સ્ત્રીઓમાંથી થાય તેજ પ્રમાણે આ વરસાદની ઉત્પત્તિ પણ એ દશ સાયન નક્ષત્રોમાંજ થાય છે અને તેથીજ તેમની સ્ત્રી સંજ્ઞા આપી હોય એ નિર્વિવાદ છે. હવે વિશાખાથી ત્રણ નક્ષત્રો એટલે વિશાખા અનુરાધા અને જ્યેષ્ઠા એ ત્રણ નક્ષત્રોમાં વરસાદ પણ પડતો નથી, મેઘ સંબંધી ગર્ભપણ આકાશમાં ધારણ થઇ શકતો નથી એટલે એ ગર્ભ ધારણ કરાવનાર પુરૂષરૂપ પણ નથી તેમ ફલોત્પત્તિ આપનાર–એટલે વરસાદનો પણ તેમાં અભાવ હોવાથી સ્ત્રીરૂપ પણ નથી અને તેથી તેમને નપુંસક સંજ્ઞા આપવામાં આવેલી હોય તેમ જણાય છે. એજ પ્રમાણે મૂલથી માંડીને મૃગ[illegible] સુધીનાં [illegible]નક્ષત્રોમાં

ગર્ભ ધારણ થાય છે, અને તેમાં વૃષ્ટિ બંધ થાય છે, એટલે તેથી તે પુરૂષસંજ્ઞિક છે એવી કલ્પના એ ચૌદ નક્ષત્રો માટે કરેલી હોય તેમ જણાય છે. અને તે નિઃસંશય રીતે સર્વની માન્યતામાં આવે એ સ્વાભાવિક છે.

હવે અહીંઆં જે નક્ષત્રોની સંજ્ઞાઓ આપવામાં આવી છે તે સાયન ગણના પ્રમાણેનાં નક્ષત્રોની આપવામાં આવેલી છે કારણ કે વરસાદનું આવવું તથા ગર્ભ ધારણ તથા તેનો અભાવ એ સર્વ સાયન ગણના પ્રમાણેજ જોવામાં આવે છે. કારણ કે જો તે ગણનાનાં આર્દ્રાદિ નક્ષત્રો વરસાદના આવવા વિગેરેમાં ન માનવામાં આવે અને જો નિરયન ગણના પ્રમાણે લેવામાં આવે તો તો રોહિણી, મૃગશીર વિગેરે નક્ષત્રોમાંજ વરસાદ આવે છે અને ફરી ફરી કેટલોક ગણનાનો સામયિક ફેરફાર થતાં તે ભરણી કે કૃતિકા વિગેરેમાં હાલમાં થતો જોવામાં આવે છે અને તેથી જો એ નિરયન ગણના પ્રમાણે માનવામાં આવે તો તો ભરણી કૃતિકા વિગેરેનીજ કે જેમાં વરસાદ પડે છે તેનીજ સ્રીસંજ્ઞા માનવામાં આવે અને તેવીજ રીતે જેમાં ગર્ભ ધારણ થઇ શકે તે પુરૂષ સંજ્ઞિક અને જેમાં તે બન્નેનો અભાવ હોય તે નક્ષત્રોને નપુંસક માનવામાં આવે. પરંતુ તેમ ન માનતાં ઋષિઓએ આર્દ્રા વિગેરે નક્ષત્રોનેજ પૂર્વમાં કહ્યા પ્રમાણે સ્રી વિગેરે સંજ્ઞાઓ આપેલી છે તેથી એમ માની શકાય છે કે નિરયન ગણના ન માનતાં સાયન ગણના પ્રમાણેજ તેઓએ આર્દ્રાદિની સ્રી વિગેરે સંજ્ઞાઓ આપેલી છે. અને તે પરથી કેટલાકના મત પ્રમાણે એમ પણ સમજી શકાય છે કે ઋષિઓને સાયન પદ્ધતિજ માન્ય હતી. અને તેજ પરથી સર્વ નક્ષત્રોનાં ફલાદિ વિગેરે તેઓ આપેલું છે એ નિઃસંશય છે.

નિરયનવાદ અને સાયનવાદના સંબંધમાં કેટલાક મતમતાંતર ચાલ્યા કરે છે પણ કેટલાકનું માનવું એવું છે કે નિરયનવાદ ભ્રમાત્મક છે, કેમકે જો તેમ ન હોય તો ઋષિઓએ આ નક્ષત્રોની સંજ્ઞા સાયનગણના પ્રમાણે શા માટે કલ્પી હશે ? અને તેની સાયનવાદ પ્રમાણે માન્યતા ધરાવવી એ વધારે ઉત્તમ છે.

આ સંબંધમાં ગમે તેમ હો પરંતુ આપણે તો આ ઋષિમુનિઓએ કલ્પેલી સંજ્ઞા પ્રમાણે વિચાર કરતાં અને તો સાયન ગણના પ્રમાણેનાંજ નક્ષત્રોની એ સંજ્ઞાઓ છે એમ માનવું જોઇએ અને તેનું કલ્પના પ્રમાણેનું પ્રત્યક્ષ ફળ સાયન ગણના પ્રમાણેજ મળતું જોવામાં આવતુ હોવાથી પણ તે યોગ્ય છે એમ ધારી શકાય છે.

વળી આ નક્ષત્રોના સંબંધમાં એક બીજી પણ વિરૂદ્ધતા જોવામાં આવે છે. કેટલાકનું માનવું એમ છે કે મનુષ્યોને પહેલાં તારકોનુંજ જ્ઞાન હશે અને ત્યાર પછી સમય જતાં વિશેષ જ્ઞાનની ખાતર કાંઇ સૂક્ષ્મ નિરીક્ષણ કરતાં તેઓને વિભાગાત્મક નક્ષત્રોની ઉપયોગિતા ધ્યાનમાં આવી હશે અને તેથી નક્ષત્રો તારકાત્મક છે એમ કેટલાકનું માનવું છે. પરંતુ તે તારકાત્મકજ હશે એમ કેમ કહી શકાય ? તેમ નિરયન ગણનાવાળા પણ તારકાત્મક નક્ષત્રોને માને છે એટલે તારાઓનેજ નક્ષત્રોમાં નામ આપવામાં આવેલાં છે. આ પ્રમાણે કેટલાક તારકાઓથી નક્ષત્રો જુદા માને છે જ્યારે કેટલાક તારાઓનેજ નક્ષત્રોનાં નામ આપવામાં આવેલાં છે એમ માને છે. ગમે તેમ હોય આપણે તો અત્યારે સર્વજનિક માન્યતા પ્રમાણે

અશ્વિન્યાદિ જે નક્ષત્રોને જે પ્રમાણે માનવામાં આવે છે તેજ પ્રમાણે માની આપણા જાતક સંબંધનો વિચાર કરી લેવાનો છે અને તે પ્રમાણે કર્યો છે અને કરીએ છીએ.

---

હવે આપણે પહેલાં જોઇ ગયા તે પ્રમાણે રાહુ કેતુની ગ્રહમાં ગણના પહેલાંના વખતમાં કરવામાં આવતી ન હતી પરંતુ પાછળથી તે કરવામાં આવી છે તો હવે અન્ય ગ્રહોનાં જે પ્રમાણે રાશિ તથા ઉચ્ચ નીચ આપવામાં આવ્યાં છે તે પ્રમાણે રાહુની રાશિ વિગેરે કયાં કયાં છે તે આ શ્લોકમાં બતાવે છે.

**कन्या राहुगृहं प्रोक्तं राहूच्चं मिथुनं स्मृतम् ॥**
**राहोर्नीचं धनुर्वर्णादिकं सिनिविदिस्य च ॥ ८७ ॥**

કન્યા રાશિ એ રાહુનું ગૃહ કહેવામાં આવે છે. મિથુન રાશિ એ એનું ઉચ્ચ કહેવામાં આવે છે અને ધન રાશિએ એનું નીચ કહેવાય છે અને એના વર્ણ વિગેરે—(?)

જો કે રાહુનું ઉચ્ચ નીચ અહીંઆ મિથુન અને ધન આપવામાં આવ્યું છે પણ એથી વિરૂદ્ધમાં પણ તેમાં ઉચ્ચ નીચ જોવામાં આવે છે. બૃહત્પારાશર નામના ગ્રંથમાં રાહુનું ગૃહ કન્યા અને કેતુનું ગૃહ મીન એ પ્રમાણે કહેવામાં આવેલું છે. અને તેજ પ્રમાણે તેનું ઉચ્ચ અનુક્રમે વૃષભ અને વૃશ્ચિક એટલે રાહુનું વૃષભ અને કેતુનું વૃશ્ચિક એ પ્રમાણે કહેવામા આવ્યું છે અને મૂલ ત્રિકોણ રાહુનું ( કર્ક ) અથવા મિથુન અને કેતુનું ( કર્ક ) અથવા ધન એ પ્રમાણે કહેવામાં આવ્યું છે. (**मूलत्रिकोणं कर्कं च युग्मचापं तथैव च-बृ. पा.**) આ પદમાં વચમાં કર્ક રાશિ આપવામાં આવી છે તે ભુલથી હશે એમ કેટલાકનું માનવું છે અને તે બરાબર હોય તેમ જણાય છે કારણ કે નહીં તો બરાબર સંબંધિત અર્થ મળતો હોય તેમ જણાતો નથી.

આ મૂળ શ્લોકમાં '**सिनिविदिस्य**' પદનો બરાબર અર્થ મળતો જણાતો નથી. જો કે એ અર્થથી રાહુના વર્ણ વિગેરેનો અર્થ જણાતો હોય તેમ સંબંધ પરથી જણાય છે પરંતુ તોપણ મૂળ અર્થ સમજી શકાય તેવો જણાતો નથી અને તેથી તે મૂળ અર્થમાં આપેલો નથી.

હવે પછીના ત્રણ શ્લોકમાં સ્થાન પરત્વે રહેલા ગ્રહોના ફળનું કેટલુંક શુભાશુભ જોવા માટે કયો ગ્રહ કોનો મિત્ર અથવા શત્રુ છે તે સંબંધી કથન કરવામાં આવેલું છે. આ મિત્રતા અથવા શત્રુતા પરથી અધિમિત્રાદિ આદિ વિગેરે પંચધા મૈત્રીમાં કાઢી તેનું ફળ જોવામાં આવે છે.

**रवीन्दुभौमगुरवो ज्ञशुक्रशनिराहवः ।**
**स्वस्मिन्मित्राणि चत्वारि परस्मिन् शत्रवः स्मृताः ॥ ८८ ॥**

સૂર્ય, ચંદ્ર, મંગળ અને ગુરૂ તેમ બુધ, શુક્ર, શનિ અને રાહુ એ ચારે પરસ્પર એક મેકના મિત્ર થાય છે અને બાકીના શત્રુઓ થાય છે.

**राहुरव्योः परं वैरं गुरुभार्गवयोरपि ॥**
**हिमांशुबुधयोर्वैरं विवस्वन्मंदयोरपि ॥ ८९ ॥**

રાહુને ને રવિને પરસ્પર વેર છે, ગુરૂને ને શુક્રને પરસ્પર વેર છે, ચંદ્રને ને બુધને પરસ્પર વેર છે અને સૂર્યને ને શનિને પણ પરસ્પર વેર છે.

આ બન્ને ગણાવેલા ગ્રહોને પરસ્પર અત્યંત વેર છે અને તેથી તેઓ જો પરસ્પર એકેકના સ્થાનમાં પડેલા હોય છે તો તે પોતાના શત્રુનું પરસ્પરનું સ્થાન બગાડ્યા સિવાય રહેતા નથી.

ज्ञशनी सुहृदौ मिथः कुजेन्दुरवयः सदाः ॥
पूज्यवर्णौ गुरुसितौ सैंहिकेयस्य कथ्यते ॥ ९० ॥

બુધ અને શનિ એ બન્ને પરસ્પર મિત્ર ગણાય છે અને મંગળ, ચંદ્ર અને સૂર્ય પણ હમેશાં પરસ્પર મિત્ર ગણાય છે. અને ઉત્તમ ગણાતા એવા ગુરૂ અને શુક્ર તે રાહુના મિત્ર કહેવામાં આવે છે.

હવે આ ગ્રંથમાં ફક્ત બીજા ગ્રંથની માફક મિત્ર, સમ અને શત્રુ એ પ્રમાણેની ગણના કરી હોય તેમ જણાતું નથી. આમાં ફક્ત મિત્ર અને શત્રુ એ બેનીજ ગણના કરવામાં આવેલી જોવામાં આવે છે. આ સંબંધમાં કેટલેક ભેદ છે અને તેથી આ ગ્રંથનું તેમજ બીજા ગ્રંથ સંબંધનું સ્પષ્ટ નિરાકરણ જાણવા માટે નીચે પ્રમાણે બે કોઠા આપવામાં આવે છે કે જે પરથી એ બંનેની ભિન્નતા સર્વના સમજવામાં સામાન્ય રીતે આવી શકે.

**જાતકી પ્રમાણે.**

| | સૂ. | ચં. | મં. | બુ. | ગુ. | શુ. | શ. | રા. |
|---|---|---|---|---|---|---|---|---|
| મિત્ર. | ચં.<br>મં.<br>ગુ. | સૂ.<br>મં.<br>ગુ. | સૂ.<br>ચં.<br>ગુ. | શુ.<br>શ.<br>રા. | સૂ.<br>ચં.<br>મં. | બુ.<br>શ.<br>રા. | બુ.<br>શુ.<br>રા. | બુ.<br>શુ.<br>શ.<br>ગુ. |
| શત્રુ. | બુ.<br>રા.<br>શ.<br>શુ. | બુ.<br>શુ.<br>શ.<br>રા. | બુ<br>શુ.<br>શ.<br>રા. | સૂ<br>ચં.<br>મં.<br>ગુ. | બુ.<br>શુ.<br>શ.<br>રા. | સૂ.<br>ચં.<br>મં.<br>ગુ. | સૂ.<br>ચં.<br>મં.<br>ગુ. | સૂ.<br>ચં.<br>મં.<br>ગુ. |

**બીજા ગ્રન્થો પ્રમાણે.**

| | સૂ. | ચ. | મં. | બુ. | ગુ | શુ. | શ. | રા. |
|---|---|---|---|---|---|---|---|---|
| મિત્ર. | ચં.<br>મં.<br>ગુ. | સૂ.<br>બુ. | સ.<br>ચં.<br>ગુ. | સૂ.<br>શુ.<br>રા. | સૂ.<br>ચં.<br>મં.<br>રા. | બુ.<br>શ.<br>રા. | શુ.<br>બુ.<br>રા | બુ.<br>શુ.<br>શ. |
| સમ. | બુ. | મં.<br>ગુ.<br>શુ.<br>શ. | શુ.<br>શ. | મં<br>ગુ.<br>શ. | શ. | મં.<br>ગુ. | ગુ. | ગુ |
| શત્રુ. | શુ.<br>શ.<br>રા. | રા. | બુ.<br>રા. | ચં. | બુ.<br>શુ | સ.<br>ચં. | સૂ.<br>ચં.<br>મં. | સ<br>ચં.<br>મં. |

આ પ્રમાણે આ બંને ભિન્ન ભિન્ન કોઠાઓ આપવામાં આવેલા છે. એટલે તેપરથી મિત્ર, સમ, અને શત્રુ સંબંધમાં ક્યો ક્યો ગ્રહ કોનો કોનો મિત્ર છે અથવા સમ છે કે શત્રુ છે તે સમજવામાં આવી શકે અને તે પ્રમાણે ફળ પણ જોવામાં અથવા જાણવામાં આવી શકે.

(અપૂર્ણ.)

પૂર્વે સંપાત અશ્વિનીની આગળ હતો. પછીથી પાછળ આવ્યો. તે ઉપરથી સંપાતનું આંદોલન થાય છે આમ મનમાં આવ્યું હોવું જોઇએ. અને સંપાત ચલનનો અનુભવ સુમારે ૨૪ કિંવા ૨૭ અંશનો હોવાને લીધે કિંવા ક્રાન્તિ ૨૪ અંશ હતી તેને લીધે ૨૪ કિંવા ૨૭ એ આંદોલન અમારા કોઇક સિદ્ધાન્તકારોએ કલ્પી લીધું, પછી આગળ અનુભવ કંઇ પણ આવો, પૂર્ણ પ્રદક્ષિણા માનવામાં આવે તો ઋતુ શ્રુતિસંમત થાય નહિ એમ માનવા જેવું હતુ આ દોષ તત્કાલ ટાળવા સારૂંજ સંપાતના આંદોલનની કલ્પના ઉપયોગી થઇ પડી જણાય છે. પણ—.

(વિ. ૨. લેલે.)

૧. અયનાંશોપલબ્ધિ સારૂ સૂર્ય સિદ્ધાન્તાદિ ગ્રંથોમાં જે ભુજ કરવાનું કહેવામાં આવ્યું છે તેની કંઇ પણ ઉપપત્તિ જણાતી નથી. જ્યોતિઃશાસ્ત્રમાંનો કોઇપણ નિયમ કારણ સિવાય ઉત્પન્ન થયો નથી.

૨. મુંજાલે ક્રાન્તિપાત વિષયના વિવેચનમાં '**तद्भगणाः कल्पे स्युर्गोरसरसगोऽकचन्द्र (१९९६६९) मिताः ॥**' આમ કહેલુ છે. આમાં ૩૬૦ અંશનો ભગણ લેવામાં આવ્યો છે. ૨૭ સંબંધી મુંજાલે કંઇજ કહ્યું નથી. ભુજ કરવા સંબંધી પણ કહ્યું નથી.

૩ **" अयनचलनं यदुक्तं मुंजालाद्यैः स एवायं ( क्रांतिपातः ) ।**
**तत्पक्षे तद्भगणाः कल्पे गोंऽगर्तुनंदगोचन्द्राः १९९६६९ ॥**
**१८ ॥ गोलबन्धाधिकार.**

આમાં પણ મુંજાલ સિવાયના બીજાઓએ પણ મુંજાલોક્ત ભગણ સંખ્યા કહી છે તેનો ઉલ્લેખ ભાસ્કરાચાર્યે કર્યો છે. અને આચાર્યની પોતાની વાસના ટીકા જોતાં આચાર્યનો આશય પણ ૩૬૦ અંશનો ભગણ હોવાનો જણાઇ આવે છે.

૪. જ્યોતિર્વિદાભરણ અને ગ્રહલાઘવ ગ્રંથમાં અયનાંશ કાઢવાની જે રીત બતાવી છે તેના ઉપરથી ૩૬૦ અંશ સુધીના અયનાંશ નીકળી શકે છે.

૫ કોટયવધિ રૂપીયાનો ખર્ચ કરી અને અનેક વિદ્વાનોની શોધ પરંપરાથી યૂરોપખંડમાં જ્યોતિઃશાસ્ત્રની શુધ્ધતા થઇ છે. ત્યાંના જ્યોતિઃશાસ્ત્રજ્ઞોને ૨૭ અંશોની મર્યાદા બીલકુલ ગ્રાહ્ય નથી. તે ક્રાન્તિપાતની પૂર્ણ પ્રદક્ષિણાજ માને છે.

૬. ભગણ શબ્દનો અર્થ સર્વત્ર ૩૬૦ અંશની પ્રદક્ષિણા આવા પ્રકારનો હોઇ ક્રાન્તિપાતનો ભગણ માત્ર ૩૬૦ અંશનો નથી આમ કહેવું સયુક્તિક નથી.

૭. સૃષ્ટયારંભ વખતે સર્વ ગ્રહોને પૂર્વ દિશાની ગતિ પ્રાપ્ત થઇ, તેજ પ્રમાણે ક્રાન્તિપાત સબંધી જે બચક્રનું પરિલંબન તે પ્રથમતઃ તેજ દિશા તરફ પ્રવૃત્ત થયું, હવે ૧૦૮ અંશોનો ભગણ અને મહાયુગમાં એટલે કે ૪૩,૨૦,૦૦૦ વર્ષોમાં ૬૦૦ ભગણ માનીએ તો પણ સાંપ્રત સુમારે ઋણ ૨૦ અયનાંશ ઉપલબ્ધ થાય છે પરંતુ સાંપ્રત તો ધન ૨૨ છે. એટલે કે '૧૦૮ અંશોનો ભગણ' આ અર્થ વ્યર્થ થાય છે.

૮. અયનાંશોનું પરમતત્વ ૨૭ માનીએ તો તેથી પુંજાત્મક નક્ષત્રો અને વિભાગાત્મક નક્ષત્રો વચ્ચે ૨૭ અંશ કરતાં વિશેષ અન્તર કદી પણ થવાનું નથી. પરંતુ ૨૭ કરતાં વધારે અન્તર સંબંધી ઉલ્લેખ અનેકશઃ છે. ઉદાહરણાર્થ—

यदा सूर्यश्च चन्द्रश्च तथा तिष्यबृहस्पतिः ॥
एक राशौ समेष्यन्ति प्रवर्त्स्यति तदाकृतम् ।

આ શ્લોકમાં કૃતયુગારંભે તારાત્મક પુષ્ય નક્ષત્રમાં સૂર્યની સ્થાતિ હોવાનું કહેવામાં આવ્યું છે તેમજ કૃતયુગનો આરંભ સિદ્ધાન્તાદિ અનેક સ્થળે ચૈત્રારંભે કહેવામાં આવ્યો છે. ચૈત્રારંભે રેવતી નક્ષત્રના સુમારમાં સૂર્ય હોવા જોઇએ. ત્યારે વિભાગાત્મક આમ જોતાં તો વિભાગાત્મક નક્ષત્ર અને પુંજાત્મક નક્ષત્ર બન્ને વચ્ચે ૭૩ અંશો કરતાં વધારે અંતર આવ્યું! આમજ મહાભારતમાં એકી વખતે બે બે નક્ષત્રો ઉપર ગ્રહસ્થિતિ કહેવામાં આવી છે. ઉદાહરણાર્થ મંગળ—

मघास्वंगारको वक्रः श्रवणे च बृहस्पतिः भी. प. अ. ३.
कृत्वा चांगारको वक्रं ज्येष्ठायां मधुसूदन ॥ उ. प. अ १४३.
गुरु–श्रवणे च बृहस्पतिः ॥ भी. प. अ. ३.
विशाखाया समीपस्थौ बृहस्पति शनैश्चरौ । भी. प. अ. ३.

આ પ્રમાણે ચન્દ્રનીસ્થીતિ મઘા અને મૃગ બન્ને નક્ષત્રો ઉપર (એકી સમયે) કહેવામાં આવી છે.

તેથી અહીં એટલુંજ કહેવાનું છે કે ઉપલી ગ્રહસ્થાતિમાં વિભાગાત્મક અને પુંજાત્મક નક્ષત્રોમાં સુમારે ૯૫ અંશોનુ અંતર છે. તેમજ મહાભારતમાં ઉદ્યોગ પર્વમાં જમદગ્નિકૃત ધનુષ્ય બાણક્રીડા વર્ણવી છે. તેમાં તે વખતે ગ્રીષ્મ ઋતુનું લક્ષણ વર્ણવેલું હોવા છતાં પણ સૂર્યની સ્થાતિ જ્યેષ્ઠા (તારાત્મક) માં કહેવામાં આવી છે:—

ततो माध्याह्नमारूढे ज्येष्ठा मूले दिवाकरे ॥

ચાલો, તો આ નિરનિરાળા ઉદાહરણો ઉપરથી ૨૭ અંશ એજ અયનાંશોનું પરમતત્વ માનતાં નિર્વાહ થઇ શકતો નથી, માટે સર્વ વિવેચન ઉપરથી વિષુવક્રાન્તિવલયપાતનો ભગણ ૩૬૦ અંશનો છે. અને અયનાંશ પણ તદનુસાર થાય છે તે સ્પષ્ટ છે. સૂર્ય સિદ્ધાન્તાદિ કેટલાક ગ્રંથોનાં ભુજ કરી તે ઉપરથી અયનાંશ આણવાની રીતિ બતાવવામાં આવી છે, જે ઉપરથી અયનાંશ ૨૭ કરતાં વિશેષ આવી શકતા નથી. તે રીત મૂળની દેખાતી નથી. પ્રક્ષિપ્ત જણાય છે.

ભાસ્કરાચાર્યે તે બતાવીજ નથી. 'यदा येंऽशा निपुणैरूपलभ्यन्ते तदा स एव क्रान्तिपातः' અર્થાત જે વખતે જેટલા અયનાંશ પ્રત્યક્ષ વેધથી ઉપલબ્ધ થાય તે તે વખતે લેવા આમ તેમણે કહ્યું છે. ગ્રહલાઘવકારાદિકોએ પણ સૂર્યસિદ્ધાન્ત માંહેલી ૨૭ અયનાંશની રીતિ લીધી નથી તે ઉપર બતાવ્યુંજ છે."

આ પ્રમાણે પૂ. રા. વિસાજી રઘુનાથ લેલેએ ૨૭ અંશની જાળમાંથી આપણને મુક્ત કર્યા છે.

તેમ, લોકમાન્ય ટિળકે વૈદિકકાળમાં મૃગમાં સંપાત હતો એવું પોતાના ઓરાયન 'મૃગશીર્ષ') નામના ગ્રંથમાં બતાવ્યું છે. અર્થાત્ અયનાંશ ૨૭ કરતાં વધારેજ આવવાનો સ્પષ્ટ છે.

અયનાંશ ૨૭ કરતાં વધારે થતા નથી, આમ માનીએ તો અયનાંશ જ્યારે શૂન્ય થશે ત્યારેજ માત્ર અયનાદિકમાં ફરક રહેશે નહિ બાકી સર્વકાલ નથી; ૨૭ દિવસોનું અંતર રહેવ

તે સર્વને કબૂલ હોવુંજ જોઇએ આ અંતરને લીધે–અલ્પ કાં હોય નહિ. પરંતુ તેટલું તો અયન વિપરીતત્વ અને ઋતુવિપરીતત્વ થનારજ સૂર્યસિદ્ધાન્ત પ્રમાણે એક બગણું ૭૨૦૦ વર્ષોમાં–એ વખત માત્ર બે વર્ષજ અયનાદિ યથાવત્ થશે. બાકી સર્વકાલ આકાશ એક આપણે કહેનાર બીજુંજ, આવી ભૂલ તો રહેનારજ; આ ત્યારે કાં રહેવી જોઇએ ગ્રહણ, લગ્નમાન, મુહૂર્ત વગેરેમાં થોડી પળોનું પણ અંતર ધર્મશાસ્ત્રાદિકને માન્ય નથી, ત ૨૭ દિવસોનું અંતર કેમ માન્ય થાય ?

તાત્પર્ય, સંપાતને પૂર્ણ ભ્રમણ છે, આંદોલન નથી. એટલે **સાંપાતિક વર્ષમાન ધરીનેજ પંચાંગ કરવાં જોઇએ અને તેજ શુદ્ધ પંચાંગ કહેવાવા યોગ્ય.**

કેરોપન્ત કિંવા પુણા–કમિટી અને કેતકરનાં પંચાંગો **ગણિત શુદ્ધ છે; પરંતુ** ધ **શાસ્ત્ર ( ધર્મશાસ્ત્ર ) શુદ્ધ નથી એટલે કે ત્યાજ્ય છે.**

પુણા–કમિટીએ આરંભસ્થાને રેવતી યોગતારા ઝીટાપીશીયમને સ્વીકારી પંચાંગ બનાવ્યું હોઇ તેના અધ્યક્ષ પ્રો. **નાઇકે** અમારા જ્યોતિર્ગણિતનું આરંભ સ્થાન ઝીટાપીશીયમજ હોવું જોઇએ આમ સિદ્ધ કરવાનો પ્રયાસ કર્યો કર્યો છે. પરંતુ તેમ કરતાં તેઓ એકદમ ફસાયા છે. કારણ, એક તો સૂર્ય સિદ્ધાન્તમાં તેનો ભોગ શૂન્ય નથી આવ્યો, બીજું–

**षडनागतानि पौष्णाद् द्वादश रौद्राच्च मध्ययोगीनि ।**
**ज्येष्ठाद्यानि नवर्क्षा–ण्युडुपतिनातीत्य युज्यन्ते ॥**

આમાં રેવતીથી ૭ નક્ષત્રો પોતપોતાના વિભાગમાં આવ્યા પૂર્વેજ ચંદ્ર સાથે યોગ કરે છે. એમ કહેવામાં આવ્યું છે. એટલે કે ઉત્તરા ભાદ્રપદ વિભાગ હોતાં ચન્દ્ર રેવતી સાથે યુતિ કરેછે આમ વરાહાચાર્યની બૃહત્સંહિતામાં કહેવામાં આવ્યું છે. આ ઉપરથી રેવતી આરંભસ્થાને હોય તેનાથી સુમારે ૧૩ અંશ ઉપર રાશિચક્રનું આરંભસ્થાન હોવું જોઇએ તે નિર્વિવાદ છે.

ઉપલાં સર્વ વિવેચન ઉપરથી દેખાઇ આવશે કે—

૧. અમારા જ્યોતિર્ગણિતનું વર્ષ નાક્ષત્રસૌર નથી. ૨. **વાસ્તવિક આરંભ સ્થાન સંપાતજ છે.** ૩. 'આરંભસ્થાનીય તારા અને સંપાત વચ્ચેનું અંતર તે અયનાંશ' આવું લક્ષણ ક્યાંય પણ કરવામાં આવ્યું નથી. ૪. રાશિચક્રના આરંભસ્થાને રેવતી યોગતારો ( ઝીટાપીશીયમ ) હોવાનો ક્યાંય પણ ઉલ્લેખ નથી.

**એટલે કે, સાંપાતિક સૌર ( આર્તવ ) વર્ષ ધરીને કરેલું પંચાંગજ માત્ર 'શુદ્ધ' આ વિશેષણને પાત્ર છે, બાકીનાં સર્વ પંચાંગો કેવળ આંકડા–ગણિત-શુદ્ધ છે. ગણિત શુદ્ધ એવાં પંચાંગો જોઇએ તેટલા પ્રકારનાં થઇ શકે છે.** કેતકી પંચાંગ ગણિત શુદ્ધ છે, અયનાંશ બદલાવવી અયનાંશને મળતાજ છે, તો તે પંચાંગ વાપરવામાં શું હરકત છે ! કિંવા બાપૂદેવજીનાં કાશીમાં પ્રસિદ્ધ થતાં પંચાંગ પ્રમાણે અમે પણ તૈયાર કરીએ તો તે અશુદ્ધ કેમ હોઇ શકે? તાત્પર્ય, આવાં ગણિતશુદ્ધ પંચાંગો પુષ્કળ તૈયાર કરી શકાય, તેટલાં બધાંય માનવાને તૈયાર છો કે ? જુઓ ભાઇ; માનશું તો મોટી સગવડ થઇ પડશે ! આજ બેજ અધિક માસ આવે છે પણ ઉપલી રીતે તો ચાર પાંચ અધિક આવશે ! **'अधिकस्याधिकं फलम्'** લગ્ન, જનોઇ, વગેરેનાં મુહૂર્તો વાસ્તે જોશીને ક્યાંય ખચકાવું નહિ પડે મુહૂર્તોજ મુહૂર્ત !

**પણ ગણિત શુદ્ધ હોવા ઉપરાંત ધર્મશાસ્ત્ર શુદ્ધ પંચાંગ જોઇતાં હોય તો તે માત્ર એકજ થશે અને તે સાયનજ થશે, हेंच खरें खरें शुद्ध पंचांग आहे.** [અપૂર્ણ.

કૃષ્ણારામ વ્હાલજી ભટ્ટ, માધવપુરકર.